## ભેટ.

આ પુસ્તક ____________________

____________________ ને

____________________ ના

પવિત્ર સ્મરણાર્થે ભેટ આપ્યું છે.

તારિખ ____________

લિ. ____________

[ सर्व हक स्वाधीन ]


लेखक-प्रकाशक,
दाह्याभाई रामचन्द्र म्हेता.
ठे. दाणापीठ, नवोवास,
आगलीपोळ-अमदावाद.

प्रथमावृत्तिप्रत २१००
संवतः १९७९.
सनः १९२३.

अमदावाद-सलापोसरोड
डायमंड ज्युबिली प्रिन्टींग
प्रेसमां देविदास छगन-
लाल परिखे छाप्युं.

વિજાપુરનિવાસી ભાઇ વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરીની સહાયતાથી
પ્રકટ થતી ગ્રંથમાળા.

॥ श्री गुरवे नमः ॥

श्री सुबोध
ग्रन्थमाळा ।





प्रथम
पुष्प ।



# सीतादेवी.

( ૧૪ રંગીન ચિત્રો સહિત. )

यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।

* * * * *

भर्त्ता देवो गुरुर्भता धर्मतीर्थव्रतानि च ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥

"પતિ એજ દેવ છે. ગુરૂ, ધર્મ; તીર્થ, વ્રત એ સર્વ પતિ જ છે. અન્ય જંજાળનો ત્યાગ કરીને સ્ત્રીએ કેવળ પતિનીજ સેવા કરવી જોઇએ."

मूल्यः
रु. २–८–०.

डाह्याभाई रामचन्द्र म्हेता.
सम्पादकः भारतजीवन,
अमदावाद.

# पति माहात्म्यम् ।

पतिर्ब्रह्मा पतिर्विष्णु; पतिर्देवो महेश्वरः ।
पतिस्साक्षात् परब्रह्म तस्मैश्री पतये नमः ॥

"પતિ એજ બ્રહ્મા, પતિ એજ વિષ્ણુ, પતિ એજ મહેશ્વર અને પતિ એજ સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ છે. એવા પતિદેવને હું નમન કરૂં છું."

स्वकांतात्परो बंधुरिह लोके परत्र च ।
न हि कांतात्परः प्रेयान् कुलस्त्रीणां परोगुरुः ॥

"સ્ત્રીને માટે આ લોક અને પરલોકને વિષે પતિ સિવાય બીજો કોઇ બંધુ જ નથી. પતિ સિવાય આ જગત્માં તેનો બીજો કોઇ પ્રિય જ નથી. પતિ એજ પત્નીનો ગુરૂ છે."

देव पूजा व्रतंदानं तपश्चानशनं जपः ।
स्नानंच सर्व तीर्थेषु दीक्षा सर्व मखेषु च ॥

"ઇશ્વરયજન, વ્રત, દાન, ઉપવાસ, જપ, તપ, સર્વ તીર્થમાં સ્નાન, અને સર્વ પ્રકારની દીક્ષા તથા

प्रादक्षिण्यं पृथिव्याश्च ब्राह्मणातिथि सेवनं ।
सर्वाणि पति सेवायाः कलां नार्हंति षोडशीं ।
किमे तैः पति भक्ताया अभक्तायाश्च भारते ॥

"પૃથ્વીની પ્રદક્ષિણા, વિપ્રપૂજન, અતિથિસેવા, એ સર્વ પતિની સેવા કરતાં વિશેષ નથી. સદ્વર્તનશીલ નારીએ તો પ્રેમથી પતિનીજ સેવા-પૂજન કરવું."

यदा दुःखी सुखारंभे साकांक्षः प्रथमो भवेत ।
पति सेवा परोधर्मः सर्व शास्त्रेषु पठयते ॥

"પોતાના પતિનીજ આકાંક્ષા રાખવી. ગમે તેટલાં દુઃખસુખ પ્રાપ્ત થાય તો પણ ક્રોધ કરીને પતિનો ત્યાગ કરવો નહિં. સર્વ શાસ્ત્રો કહે છે કે: પતિસેવા એજ સ્ત્રીનો પરમધર્મ છે."

स्वप्रज्ञानेन सततं कांतं नारायणाधिकं ।
दृष्ट्वा तच्चरणांभोजं सेवानित्यंच कारयेत् ॥

"સ્ત્રીએ પોતાની બુદ્ધિથી પતિને ઈશ્વરથી પણ વિશેષ માનવો. પતિના ચરણકમળમાં અતિમતિ રાખી રાતદિવસ તેમની સેવા કરવી."

पतिर्बंधुर्गतिर्भर्ता दैवतं गुरु रेवच ।
सर्वस्माच्चापरः स्वामी न गुरु स्वामी नः परः ॥

"પતિ એજ બંધુ, ગતિ અને સ્વામી છે. પતિ સિવાય પત્નિનો બીજો ગુરૂ કે દૈવત નથી. પતિ એ સર્વથી શ્રેષ્ઠ છે. પતિ સિવાય તેને બીજો કોઇ ગુરૂ કે શ્રેષ્ઠ નથી."

पति सेवा व्रतं स्त्रीणां पतिसेवा परंतपः ।
पतिसेवा परांधर्मः पतिसेवा सुरार्चनं ।

"પતિસેવા એજ સ્ત્રીનું વ્રત, પતિસેવા એજ પરમતપ, પતિસેવા એજ પરમધર્મ અને પતિસેવા એજ સ્ત્રીને માટે દેવપૂજન છે."



# સમર્પણ.

ભાઈશ્રી વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરી-વિજાપુરનિવાસી
(હાલ) મુંબઇ

આપ કર્મવીર છો. નીતિ અને ધર્મને બળે ધીમે ધીમે આપ આગળ વધ્યા છો. ધર્મનાં કાર્યોમાં સહાયતા કરવાની આપ લાગણી ધરાવો છો અને યથાશક્તિ સહાય કરો છો. સ્વજ્ઞાતિ અને સ્વજ્ઞાતિ બંધુઓ પ્રત્યે આપનામાં પ્રેમ છે, અને જ્ઞાતિનું-જ્ઞાતિજનોનું કલ્યાણ જોવાની-કરવાની આપને ઈચ્છાછે. તે માટેના પ્રયાસોમાં પણ સહાયતા કરવા સદા ઉત્સુક છો. સ્ત્રીઓ માટે સારા વાંચનોપયોગી ગ્રંથોની ખોટ જાણી આપે મ્હારે હસ્તે આ **ગ્રંથમાળા** પ્રકટ કરાવવા તત્પરતા દર્શાવી સહાય કરી છે. દેશની સ્ત્રીઓ સુધરે, પ્રાચીન આદર્શ શોધી તે પ્રમાણે ધર્મ-કર્મ કરે, પતિવ્રતા થાય અને સંસારને સ્વર્ગ બનાવે એ આપની ઉચ્ચ અભિલાષા જોઇ આ ગ્રંથ આપના કરકમળમાં સમર્પણ કરૂં છું.

અમદાવાદ.
૧૯૭૯.
શ્રાવણી પૂર્ણીમા.

નમ્ર સેવક,
ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.
સમ્પાદકઃ ભારતજીવન.

# પ્રસ્તાવના.

पतिर्हि देवो नारीणां पतिर्बंधुः पतिर्गतिः ।
पत्या गतिः समानास्ति दैवतं वा यथा पतिः ।
पतिप्रसादात् स्वर्गो वा तुल्यो नार्या न वा भवेत् ।
अहं स्वर्गं न इच्छेयं त्वयी प्रीते महेश्वर ॥

( अनुशासन १४६ अ. )

"પતિ એજ સ્ત્રીનો દેવતા છે. પતિ એજ સ્ત્રીનો બંધુ અને પતિ એજ સ્ત્રીની ગતિ છે. સ્ત્રીને માટે પતિ સમાન ગતિ અને મંગલકારી અન્ય કોઇ નથી. જો પતિનો પ્રેમ પ્રાપ્ત થાય તો પછી સ્ત્રીને સ્વર્ગ મળે અથવા ન મળે તો પણ તે સમાન છે. હે મહેશ્વર! આપનો મ્હારા ઉપર પ્રેમ ન હોય તો મ્હને સ્વર્ગની ઇચ્છા નથી."

*   *   *   *

ભારતવર્ષ એ આર્યોનો દેશ છે. એ દેશની પ્રજાને આર્યોને ઉચિત્ એવી શિક્ષા દીક્ષા પ્રાપ્ત થવી જોઇએ, તોજ તેમનું અંતીમ ધ્યેય જળવાય. એક સમય એવો હતો કે જે સમયે આર્ય પ્રજાને તેવીજ કેળવણી મળતી. તે સમયે આજના જેટલી નિશાળો કૉલેજો, યુનિવર્સિટીઓ નહતી. તે સમયે આજના જેટલા સંખ્યાબંધ શિક્ષકો, કેવળ પૈસાને માટે વિદ્યા વિક્રય કરનારા માસ્તરો, કે અધ્યાપકો નહતા. તે સમયે આજના જેવી કેળવણી નહતી. તે સમયે તો બાળક હો કે બાલિકા, તેમને પ્રથમ માતા પિતા દ્વારાજ ધર્મ નીતિનું જ્ઞાન પ્રાપ્ત થતું, સંસાર વ્યવહારની કેળવણીની શરૂઆત ઘરમાંથી જ થતી. વધારે દૂર નહિ જતાં સો વર્ષના વૃદ્ધોની નીતિ ધર્મ અને શરીર સમ્પતિ આદિ જોતાં તે સર્વ સ્પષ્ટ થઇ જશે જેની ઇચ્છા હોય તેણે હયાત વૃદ્ધ વૃદ્ધાઓનાં ચારિત્ર્યનું અવલોકન કરવું. તેમની ઇશ્વર શ્રદ્ધા, તેમનો ભક્તિ માર્ગ, તેમનો દામ્પત્ય પ્રેમ તેમની શરીર સમ્પતિ, તેમની નીતિ, તેમનો ધર્મ અને તેમના

સંસાર-વ્યવહારનાં રૂપકો જોતાં સ્પષ્ટ જણાઇ આવશે કે તેમણે જ સંસારમાં સાચું સ્વર્ગસુખ ભોગવ્યું છે. જેમ જેમ તેમના ધર્મ-નીતિ અને તેમના અનુભવસિદ્ધ જ્ઞાન પરત્વે દુર્લક્ષ્ય થયું, જેમ જેમ તેમની શિખામણોની અવહેલના કરવા માંડી, જેમ જેમ યુવકો તેમના બોધ વચનોનું હાસ્ય કરવા લાગ્યા અને જેમ જેમ " સાઠીને બુદ્ધિ નાઠી. " કહી તેમને ઘર ખૂણાના સંગાતિ માનવા લાગ્યા તેમ તેમ આ દેશની પ્રાચીન કેળવણીનો લોપ થતો ગયો! તેમ તેમ આ દેશનો ધર્મ અને નીતિ ત્યજાઇ, નવીન ધર્મ નીતિનો પગ પેસારો થયો તેમ તેમ બાળક અને બાલિકાઓ આર્યધર્મ નીતિ ભ્રષ્ટ થતાં ગયાં! પ્રાચીનત્વ ગયું, આર્યત્વ ગયું. અર્વાચિનત્વ આવ્યું! અનાર્યત્વ આવ્યું! સતનો લોપ થયો. અસતનાં દર્શન થયાં!

આર્યદેશની કેળવણી અનાદિકાળથી ધર્મ સાથે સંબંધ રાખે છે. ધર્મ એજ માનવજાતિનો પ્રાણ છે. ધર્મ ન હોય ત્યાં પ્રાણ ક્યાંથી? પ્રાણ ન હોય તો શરીર કેવું કહેવાય? તે દેશ કેવો કહેવાય? વાંચકો તે કહી શકશે. ભારતવર્ષની કેળવણીનું સ્વરૂપ ધીમે ધીમે કેવું બદલાતું ગયું, ભારત ધીમે ધીમે કેવો વિકૃત થતો ગયો, પુરૂષો અને સ્ત્રીયોનું વર્તન કેવું વિચિત્ર થઇ ગયું, ધર્મ અને નીતિનું શિક્ષણ કેવું નષ્ટ ભ્રષ્ટ થઇ ગયું તેમજ ખાદ્યાખાદ્ય, પેયાપેય, સ્પર્શાસ્પર્શ સંબંધી કેવી ગોળમાલ થઇ ગઇ છે તે વાંચક વર્ગથી અજાણ્યું નથી!

આર્ય બાળાઓની કેળવણી તરફ દૃષ્ટિપાત કરીએ. તેમની ગૃહકેળવણી વિકૃત થઇ ગઇ છે. ઘરમાં તેમનાં માતાપિતા, ધર્મનીતિ અને ગૃહ સંસાર-વ્યવહારની કેળવણી આપતાં, લખતાં વાંચતાં શિખવતાં, રામાયણ, મહાભારત, ગીતા, ભાગવત આદિમાંથી તેમને ઉપયોગી થાય એવાં સ્ત્રી ચરિત્રો સંભળાવતાં, શિખવતાં અને કેટલાક નીતિ ધર્મપ્રેરક શ્લોકો મ્હોડે શિખવતા. તેમને દમ્પત્તિ-ધર્મ, ગૃહિણી ધર્મ, અને માતૃ ધર્મ શિખવતાં. તેમને રાંધવાની કળા, શીવવા–ભરવા–ગુંથવાની કળા શિખવતાં. પિતૃગૃહે અને શ્વસુર-

ગૃહે કેમ વર્તવું, સ્વજન, પરજન સાથે કેવી રીતે વાર્તાલાપ કરવો, અતિથિ સત્કાર કેવી રીતે કરવો? શરીર અને ગૃહની સ્વચ્છતા કેવી રીતે રાખવી, વસ્ત્રાલંકાર કેમ ધારણ કરવાં, બાળકોનું કેવી રીતે લાલન પાલન કરવું, તેમને કેવી રીતે ઉછેરવાં, તેમને કેવી સાદાઇ શીખવવી વગેરે સર્વે વ્યાવહારિક વિષયોનું જ્ઞાન મળતું. નિત્ય દેવ સેવા, અતિથિ સત્કાર, ધર્મગ્રંથ પઠન પાઠન, વગેરે પ્રત્યેક વિષય માટે તેમને ટેવ પાડવામાં આવતી. આવાં નિત્ય ઉપયોગી શિક્ષણ ઘરમાં જ મળતાં, તે શિક્ષણને પ્રતાપેજ ગાર્ગી, મૈત્રેયી, સીતા, અનુસુયા, નર્મદા, સાવિત્રી, દમયંતી, તારા આદિ અનેક ધર્મકર્મનિષ્ઠ નારી રત્નોનાં નામ આર્યોના ઇતિહાસમાં અમર થયાં છે, અને આજે? આજે તો જે કેળવણી આપવામાં આવે છે તેને પ્રતાપે સ્ત્રીયો પ્રાચીન આર્યલલનાઓનો આદર્શ ભૂલી જાય છે! અમે તો કહીશું કે એ સર્વે સમયની બલિહારી છે! સત્ય તો એ છે કેઃ શાળાઓમાં બાળાઓને પતિવ્રત ધર્મ–દામ્પત્ય ધર્મ–શિખવવામાં આવે, નીતિધર્મ અને ગૃહકેળવણી, અને હુન્નરઉદ્યોગનું જ્ઞાન મળે, સાદાઇ શીખવાય, તોજ તેમનું કલ્યાણ થાય.

પ્રસ્તુત ગ્રંથમાં **સીતાદેવીનું** જીવનચરિત્ર આલેખાયું છે. આર્ય નારીઓનાં ધાર્મિક ચરિત્રોમાં જે જે પ્રાતઃસ્મરણીય નારી રત્નો અમર થઇ ગઇ છે, તેમાં રઘુકુલતિલક મહારાજા રામચંદ્રજીનાં ધર્મપત્ની, રાજર્ષિ જનક વિદેહીનાં પુત્રી સીતાદેવીનું ચરિત્ર સર્વથી શ્રેષ્ટ છે. રામાયણમાં મહર્ષિ વાલ્મીકિ કથિત એ ચરિત્ર વાંચતાં આર્યનારીધર્મ સ્પષ્ટ રૂપે સમજાઇ આવે છે. અનેક સંકટ સહન કરવા છતાં, અનેક લોભ–મોહ દૃષ્ટિ સ્હામે આવવા છતાં **સીતાજીએ** પતિ નારાયણનું નામ સ્મરણ અને ધ્યાન ત્યજ્યું નહતું, પતિને બ્રહ્મા, પતિનેજ વિષ્ણુ અને પતિનેજ મહેશ્વર, પતિનેજ સર્વસ્વ માની તેમની સેવા, તેમનું ધ્યાન અને તેમનું પૂજન કર્યું હતું. એ સત્યનિષ્ઠા, એ પતિવ્રતપણું, અને એ પતિભક્તિને પ્રતાપે જ **સીતાજીએ** અગ્નિમાં પ્રવેશ કર્યો હતો.

અગ્નિમાંથી અગ્નિનારાયણે મૂર્તિ ધારણ કરી સીતાજીને તેમનાં પતિને સોંપ્યાં હતાં અને તેમના પવિત્રપણાની સાક્ષી પૂરી હતી અને મન, વાણી કે કર્મથી તેમણે પતિ સિવાય અન્યનું એક ક્ષણ પણ ચિન્તન કર્યું ન હતું, એવી તેમણે ખાત્રી આપી હતી!

ધન્ય એ પાતિવ્રત્યને! ધન્ય એ સત્યવ્રતને! ધન્ય એ નારી જન્મને! બીજી વખત પણ તેમની સત્યવ્રતની કસોટી થઇ હતી. રામચંદ્રજીએ લોકાપવાદના ભયથી જ્યારે સીતાજીને વનવાસ મોકલ્યાં, ત્યાં સત્યના બેલી ઇશ્વરે તેમનું સંરક્ષણ કર્યું. વાલ્મીકિ ઋષિએ તેમને પોતાના આશ્રમમાં રાખી અભયદાન આપ્યું. અંતે રામચંદ્રજી સાથે વાલ્મીકિજીનો સાક્ષાતકાર થતાં તેમણે સીતાદેવીને મન, વચન, કર્મથી પવિત્ર હોવાનું જણાવ્યું. રામચંદ્રજીએ ખાત્રી કરી આપવાની ઇચ્છા દર્શાવી. સીતાજી યજ્ઞમંડપમાં પધાર્યાં અને પોતે પવિત્ર હોય તો પૃથિવી દેવીને બે વિભાગ થઇ જવા પ્રાર્થના કરતાં જ પૃથ્વીના બે વિભાગ થઇ ગયા. તેમના સત્યને પ્રતાપે પૃથિવીદેવી રત્નજડિત સિંહાસન સહિત પૃથિવીમાંથી બહાર નિકળ્યાં અને સીતાદેવીને પોતાની સાથે સિંહાસનપર બેસાડી અંતર્ધાન થઇ ગયાં! ધન્ય એ સત્યનિષ્ઠા! ધન્ય એ પતિવ્રતપણું! ધન્ય એ આર્યનારી જન્મ!

વાંચક બંધુ અને ભગિની! સદ્‌ભાગ્યે આજે એજ મહાપવિત્ર **સીતાદેવીનું** જીવનચરિત્ર જનસમાજ સમક્ષ સાદર કરતાં અમને આનંદ થાય છે. આ ચરિત્રમાંથી વાંચકવર્ગને સ્વધર્મનું જ્ઞાન પ્રાપ્ત થશે તો લેખક, પ્રકાશકનો શ્રમ સાર્થક્ય થશે.

* * * *

પ્રસ્તુત પુસ્તકમાં સીતા ચરિત્રને લગતાં ૧૪ ચિત્રો મૂક્યાં છે. કેટલાંક સુપ્રસિદ્ધ રવિવર્માની કોમળ અને સૌંદર્યપૂર્ણ કલાની પિંછીનું પરિણામ છે. કેટલાંક સ્વતંત્ર ચિતરાવ્યાં છે. હજી ગુજરાતમાં ચિત્રકલા જોઇએ તેટલી ઉન્નત થઇ નથી, છતાં તે ઉન્નતિને પામે એ ઇચ્છાથીજ અમારો આ પ્રયાસ છે. ગુજરાતમાં ગણ્યા ગાંઠ્યા

ચિત્રકારો છે. તેમની પાસે કામનો એટલો બધો ભરાવો છે કે જેથી તેમને અવકાશ જ મળતો નથી. વકીલોની પેઠે તેઓ પણ અનેક કામ લે છે ખરા પરંતુ તે વખતસર મળતાં નથી. બંગાલ એ કાર્યમાં ખુબ આગળ વધ્યું છે. ગુજરાત પણ આગળ વધે, ચિત્રકારો વધે અને વખતસર સુંદર કામ આપે તો ચિત્રકલાનો શૉખ પૂરો પડે. રા. જોશી બ્રધર્સ, ૭૯, બજારગેટ સ્ટ્રીટ–કોટ–મુંબઇ. એ કાર્યાલયે ચિત્રો છાપવામાં અને બ્લોકો બનાવી આપવામાં સહાયતા કરી છે. અમારા ઉપર ઉપકાર થયો છે. આ પુસ્તકનાં ચિત્રો પ્રજાને ગમશે તો હવે પછી પ્રકટ થતાં પુસ્તકોમાં પણ ચિત્રો પ્રકટ કરવાની વ્યવસ્થા થશે.

પ્રસ્તુત ગ્રન્થનું મૂળ વસ્તુ બંગાલાના વિદ્વાનલેખક શ્રીયુત અવિનાશચંદ્ર દાસ એમ. એ. બી. એલ. કૃત "**સીતા**" નામક બંગાલી ગ્રંથ ઉપરથી કેટલાક ફેરફાર સાથે, સુધારા વધારા સાથે લીધું છે. મૂળ પુસ્તકની કેટલીક આવૃત્તિઓ થઇ છે, અને તે સર આલ્ફ્રેડ ક્રૉફ્ટે નોર્મલસ્કુલો માટે ટેક્સ્ટબુક તરીકે પસંદ કર્યું છે, અને મિડલ સ્કોલરશીપ પરીક્ષાને માટે બંગાલી કોર્સ તરીકે પસંદ કર્યું છે. ત્યાંના સર્વ વિદ્વાનોએ પુસ્તકની પ્રશંસા કરી છે. ગુજરાતની સર્વ કન્યાઓ અને યુવતીઓ આ ગ્રંથ વાંચે, નામદાર સરકાર અને દેશી રાજ્યો કન્યાઓને નિશાળમાં વંચાવે. સર્વે **સીતાદેવી** ના ચરિત્રનો લાભ લે. વાંચકનાં જીવન પવિત્ર થાય અને આર્યનો સંસાર સ્વર્ગસમાન શોભે, એજ આકાંક્ષાપૂર્વક **જયરામકૃષ્ણ**.

**અમદાવાદ.**<br>શ્રાવણી પૂર્ણિમા.<br>૧૯૭૪

**डाह्याभाई रामचंद्र म्हेता.**



# સ્ત્રી સુબોધ ગ્રન્થમાળા.

ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીઓને ઉપયોગી વાચનની તપાસ કરતાં પ્રસ્તુત **સીતાદેવીના** જેવાં વિસ્તૃત જીવનચરિત્રો જોવામાં આવ્યાં નહિ. સતી મંડળ, પતિવ્રતા સ્ત્રીયો વગેરે જુજ પુસ્તકો જોતાં તેમાં સીતા, તારા, દમયંતી, સાવિત્રી, વગેરે સતીયો–પતિવ્રતાઓનાં ટુંકાં જીવનચરિત્રો જોવામાં આવ્યાં, પરંતુ બંગાલી, મરાઠી, હિંદી અને અંગ્રેજીમાં આપણા ભારતવર્ષની સતીયો, પતિવ્રતાઓ, વીર અને દેશભક્ત રમણી રત્નોરૂપી અનેક આદર્શ નારીઓના વિસ્તૃત જીવનચરિત્ર જોવામાં આવ્યાં. જ્યારે આપણી ગુજરાતી ભાષામાં જ તે જણાયાં નહિં. કોઇ પણ નારી રત્નનું વિસ્તૃત જીવનચરિત્ર વાંચવામાં આવે તો વાંચક બ્હેનોના મન ઉપર જ નહિ પણ ભાઇઓના મન ઉપર પણ તેના પવિત્ર ચરિત્રની અસર થાય અને તેમાંના અસરકારક પ્રસંગોની વાંચકના મન ઉપર છાપ પડતાં તેમના કેટલાક સદ્‌ગુણો વાચકોના મનમાં–વર્ત્તનમાં–ઉતરવા પામે એ શુભ ઉદ્દેશ્યથી જ આવાં **વિસ્તૃત જીવન ચરિત્રો** લખવા વૃત્તિ પ્રેરાઈ છે. આશા છે કે: ગુર્જરભાઈ-બ્હેનો **સસ્તે મૂલ્યે પ્રકટ થતી "સ્ત્રીસુબોધ ગ્રંથમાળા" નો અવશ્ય લાભ લેશે.**

**સ્ત્રીસુબોધ ગ્રંથમાળાનું સીતાદેવી** એ પ્રથમ પુસ્તક છે. સાવિત્રી, તારામતી, દ્રૌપદી, સુભદ્રા, ચિન્તા, પાર્વતિ, બેહુલા, દમયન્તી, વગેરે સતીયો, પતિવ્રતાઓ, વીર–દેશભક્ત સન્નારીઓનાં આદર્શરૂપ, ધર્મ નીતિદર્શક વિસ્તૃત જીવન ચરિત્રો લખવાની ધારણા રાખી છે. પ્રયત્ન અમારે હાથ છે; લાભ લેવો ગુર્જર વાંચકોને હાથ છે, અને યશ આપવો પ્રભુને હાથ છે.

પ્રસ્તુત **ગ્રંથમાળા** પ્રકટ કરવાની ઇચ્છા થતાં જ મ્હારા સુજ્ઞ જ્ઞાતિબંધુ વિજાપુર નિવાસી ભાઇ **વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરી સાથે**

અચાનક મેળાપ થયો. **સ્ત્રીસુબોધ ગ્રંથમાળા** પ્રકટ કરવાનો ઉદ્દેશ્ય તેમને સમજાવ્યો. તેમને પણ સ્ત્રી ઉપયોગી પુસ્તકોની મોટી ખોટ અને આવશ્યકતા જણાઇ. અમારી યોજના સમજાવી, સુજ્ઞભાઇના મનમાં ઉતરી, તેમણેરૂા. ૨૫૦૦) વગર વ્યાજે આ કાર્યમાં વાપરવા-પરવાનગી આપી. એક ફંડ સ્થાપ્યું. ઉદારતા દર્શાવી.

પરિણામ એ આવ્યું કેઃ સીતાદેવીનું પવિત્ર ચરિત્ર આજે ગુર્જર વાંચકોના કર કમળમાં બિરાજે છે. ભગવાનની કૃપાથીજે ગુર્જર શ્રીમંતા પ્રત્યે લક્ષ્મીદેવીની કૃપા છે તેઓ શ્રીયુત વિઠ્ઠલદાસભાઇનું અનુકરણ કરે અને સારા સારા ગ્રંથો છપાવવામાં ન્હાની મ્હોટી રકમો રોકે તો તેથી પરિણામે અનેક સારા-ધર્મ-નીતિ વર્ધક ગ્રંથોનો ભંડાર વધે, ગુર્જર પ્રજા તેનો લાભ લે. જ્ઞાન અને બોધ પ્રસરે. જ્ઞાનયજ્ઞનું તેમને ફળ મળે, તે સાથે દ્રવ્યનો સદ્ઉપયોગ થાય. જગત્માં માનવ-જન્મ ધારણ કર્યાનું સાર્થક થાય, ભગવાન સર્વને સદ્બુદ્ધિ આપે એજ પ્રભૂ પ્રાર્થના છે.

અમદાવાદ. } ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.



# विजापुर निवासी भाई विठ्ठलदास रणछोडदास जोषी, मुंबइ।

(टुंक परिचय.)

जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्व ततो विप्रता।
तस्माद्वैदिक धर्ममार्गपरता विद्वत्वमस्मात्परम्।
नित्यानित्यविवेचनं स्वःनुभवो ब्रह्मात्मना संस्थिति-
र्मुक्तिर्नोशतजन्मकोटि सुकृतैः पुण्यैर्विना लभ्यते ॥

"સર્વ જીવોમાં નરજન્મ પ્રાપ્ત કરવો દુર્લભ્ય છે, માણુસ દેહમાં જન્મ્યા પછી માણુસાઈ પ્રાપ્ત કરવી ઘણી કઠિન છે. માણુસાઇ પ્રાપ્ત કર્યા પછી વિપ્રતા, શમ, દમ, તપ; શૌચ, ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકયવાળા થવું દુર્લભ્ય છે. વિપ્રતા મેળવ્યા પછી "વદિકધર્મ માર્ગ-પરાયણ થવું-સત્ય શોધક થવું, જ્યાં જ્યાં સત્ય હોય ત્યાંથી ગ્રહણ કરવા તૈયાર રહેવું તે બહુ કઠિન કામ છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી વિદ્વાન થવું અને બીજાને સત્ય વિદ્યાનું ભાન કરાવવું બહુ મુશ્કેલ છે. વિદ્વાન્ થયા પછી નિત્ય અને અનિત્ય વસ્તુને વિચાર કરીને વિવેક પુરઃસર જીવન ગુજારવું બહુ ભારે કામ છે. વિવેકી થયા પછી આત્મ સાક્ષાત્કાર કરવો-અરે બ્રહ્માત્મરૂપે-મહા ચૈતન્ય સાથે એકતાર થઇને રહેવું એ વળી વિશેપ કઠિન છે. (ટુકમાં) કરોડે જન્મોના પુણ્ય કર્મો શિવાય મુક્તિ મળતી નથી." (ભગવાન શંકરાચાર્ય.)

* * *

"શ્રી સુબોધ ગ્રંથમાળા" ના વાચક વર્ગને એ "માળા"ના સહાયક, વિજાપુર નિવાસી ભાઇ વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરી જોષીનો પરિચય કરાવતાં અમને આનંદ થાય છે. એ ભાઇને જન્મ રાજ્ય વડોદરા તાબે કડી પ્રાંતના વિજાપુર નામક ગ્રામમાં સં.

૧૯૩૮ ના ભાદરવા સુદિ ૧૨ ને દિવસે થયો છે. પ્રારબ્ધ યોગે બે વર્ષની વયથી જ તેમનાં માતુશ્રીનો સ્વર્ગવાસ થયો. માતૃપ્રેમથી વંચિત થયા. એક માતા ગઇ પરંતુ પ્રકૃતિદેવીરૂપે બીજી માતા તો હતાંજ. તેણે તેમને ખોળે લીધા. ભાઇ વિઠ્ઠલદાસના પૂજ્ય પિતાશ્રીને બાળકની સંભાળ લેવાનું કઠણ કામ આવ્યું. પ્રારબ્ધયોગે તેમનાં પૂજ્ય પ્રેમળ ફોઇબાએ તેમને વડનગર પોતાને ત્યાં રાખ્યાં. તેમના માતૃવત પ્રેમે તેમને સ્વમાતા વિસરાવી દીધાં, ત્યાં તેર વર્ષ પર્યંત નિવાસ કરી તેમણે વિદ્યાભ્યાસ કર્યો. ચૌદમે વર્ષે પાટણમાં લગ્ન થયાં. પ્રારબ્ધની ગતિને-પૂર્વના ઋણુ સંસ્કારોને કોણુ મિથ્યા કરી શકે છે. ભાઇ વિઠ્ઠલદાસે અભ્યાસ છોડયો નહતો. તેમણે વિદ્યાદેવીની આરાધના છોડી નહતી, ગુજરાતી પૂરૂં કરી અંગ્રેજી વિદ્યા શરૂ કરી હતી.

માતાપિતાના લાડકોડથી, હેત પ્રિતથી દૂર થયેલા ભાઇ વિઠ્ઠલદાસે ખંતપૂર્વક, દ્રઢ આગ્રહપૂર્વક વિદ્યાભ્યાસ કર્યો ભવિષ્યમાં દિનપ્રતિદિન ઉન્નતિને માર્ગે ચઢવાની ઇચ્છા અને આશાવાળા યુવકે અંતે અભ્યાસ છોડયો, ગુમાસ્તી કરી, મુલકીખાતામાં અને શાળાખાતામાં બે વર્ષ નોકરી કરી. વિદ્યાર્થીઓના ગુરૂ થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. આ દરમ્યાન તેમને ધર્મ-નીતિનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો સુયોગ મળ્યો, સંસારના અનેક રંગનો, પ્રભુની અનેક લીલાનો, માયાની અનેક છલનાનો તેમણે અનુભવ કર્યો. સંસારની સારાસાર વસ્તુઓ પ્રત્યે વિચાર કરવાનો લાભ મળ્યો. તે સાથે જ પ્રારબ્ધને અજમાવવાની લાલસા થઈ-કહો કે પ્રારબ્ધ દેવી, આપણા શાંત, ધીર-ગંભીર, ધર્મ નીતિજ્ઞ યુવક ઉપર પ્રસન્ન થઇ. સં ૧૯૫૮ ની કારતકી અગીઆરસે તેઓ મુંબઇ આવ્યા. એ દિવસ દેવદિવાળીનો હતો. દેવની દિવાળી એટલે મહાન્ પવિત્ર દિવસ. આજે દેવતાઓ ઉત્સવ મનાવી રહ્યા હતા. તેમના સન્મુખ ઘૃત-દીપકોની જ્યોતિ પ્રકટી રહી હતી, તેમને અનેક પ્રકારનાં મિષ્ટાન્નો ધરવામાં આવ્યાં હતાં.

મુંબાઇની ચતુરંગી પ્રજા દેવદિવાળીના મહોત્સવને લીધે આનંદહાસ્ય ભરિતમુખે આમ તેમ વિચરી આનંદ કરી રહી હતી તેજ પવિત્ર દિવસે ભાઇ વિઠલદાસે અનેક વિચારનાં આન્દોલનો સહિત, અનેક ઉત્સાહ અને આનંદ પૂર્ણ લાલસાઓ સહિત મુંબાઇમાં પગ મૂકયો હતો. તેમણે આજે સર્વ દેવોને પોતાના કલ્યાણ માટે પ્રાર્થના કરી હતી. પવિત્ર અંતઃકરણની પ્રાર્થના ભગવાને કયારે પાછી ઠેલી છે? નીતિ અને ધર્મને માર્ગે ચાલનાર, બુદ્ધિમાન, ધૈર્યવાન, ભક્તિવાન મનુષ્યો ક્રમે ક્રમે ઉન્નતિને પામે છે. શ્રીયુત વિઠ્ઠલદાસ ભાઇના ધૈર્યની ત્રણ માસ કસોટી થઇ. પાટણ નિવાસી રા. રા. વિઠ્ઠલદાસ ચતુર્ભુજ ઝવેરીનું નામ ભટ મેવાડા જ્ઞાતિમાં તેમજ મુંબઇના ઝવેરી બજારમાં સુપ્રસિદ્ધ છે. શ્રીયુત વિઠ્ઠલદાસભાઇને તેમણે પોતાના તરફથી ઝવેરાતનો અનુભવ લેવા માંડલે મોકલ્યા. ત્યાં તેમણે આઠ માસ પર્યંત અનુભવ લીધો. ઝવેરાત પારખવાનું વિકટ કામ તેઓ શિખ્યા સં. ૧૯૫૯ માં મુંબઇ પધાર્યા અને ઝવેરાતની દલાલી કરવા લાગ્યા. સં. ૧૯૬૪-૬૫ માં જથ્થાબંધ ઝવેરાત વેચનાર યુરોપિઅન વેપારીઓની દલાલી કરવા માંડી. પરમાત્માએ તેમને યશ આપ્યો. ભાગ્યદેવી પ્રસન્ન થઇ. સં. ૧૯૭૧-૭૨ માં લંડનના હીરાના સુપ્રસિદ્ધ વેપારીઓ ફિનો બ્રધર્સની પેઢીમાં દલાલીનું કાર્ય શરૂ કર્યું. એજ સ્થળે હજી સુધી તેઓ કામ કરે છે. અંગ્રેજ માલિકોનો તેમણે વિશ્વાસ મેળવ્યો છે. પરમાત્માની કૃપાથી તેઓ સારૂ કામ કરી રહ્યા છે; લક્ષ્મીદેવીની પણ તેમના ઉપર કૃપા થઇ છે.

ભાઇ વિઠ્ઠલદાસના હૃદયમાં ધર્મ, નીતિ અને સમાજ સુધારાના સંસ્કારો પડયા છે. વિદેશીઓ સાથે રાત દિવસ સહવાસ છતાં અમે તેમનું સુંદર પવિત્ર બ્રાહ્મણ-જીવન જોયું છે. ધર્મના સંસ્કારોનો વારસો માતાપિતા તરફથીજ તેમને પ્રાપ્ત થયો છે; ધર્મનાં કાર્યોમાં યથાશક્તિ સહાયતા કરવા તેઓ સદા ઉત્સુક જોવામાં આવ્યા છે. વિજાપુર અને તેની આસપાસના ગામડાઓમાં પાણીની આવશ્યકતા

જણાતાં કુવા ખોદાવી પરોપકાર કર્યો છે. મહેશ્વરમહાદેવ આદિ દેવાલયોમાં આરસ પત્થર જડાવી જીર્ણોદ્ધાર કરી ત્યાં ધર્મ ધ્યાન કરતા બ્રાહ્મણ સાધુઓને સગવડ કરી આપી છે. વિજાપુર-અંગ્રેજી નિશાળના ગરીબ વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ પૂરી પાડી વિદ્યાર્થીજીવનમાં સગવડતા કરી આપી છે. તેમને ભવિષ્યમાં અડચણ ન પડે એ હેતુથી તેમણે રૂ. ૧૫૦૦) ની રકમ એ કાર્યમાં અર્પણ કરી છે.

સ્વજ્ઞાતિબંધુઓની ઉન્નતિ થાય અને તેઓ ઉત્તમ જીવન ગાળે એ જોવાની તેમને સદૈવ ઇચ્છા રહે છે. જ્ઞાતિ હિત માટે કોઈ એક શુભ કાર્ય કરવાની પણ તેમની મનવાંચ્છના છે. ઇશ્વર તે પૂર્ણ કરે.

" **શ્રી સુબોધ ગ્રન્થમાળા** " ના તેઓ જનક છે-સહાયક છે. ગ્રંથમાળાના પ્રત્યેક ગ્રંથની ૪૦૦ નકલો જ્ઞાતિની લખી-વાંચી જાણે એવી સન્નારીઓમાં વિનામૂલ્યે વહેંચવાની એ ભાઇએ ઉદારતા દર્શાવી છે. અન્નદાન કરતાં પણ વિદ્યા દાન શ્રેષ્ઠ છે, અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે પણ વિદ્યાથી તો યાવતજીવન તૃપ્તિ થાય છે, અને એ પ્રમાણે તૃપ્ત થએલાં-વિદ્વાન-બુદ્ધિમાન મનુષ્યો બીજાં અનેકને તૃપ્ત કરે છે એ તેમના જાણવામાં છે. ધર્મના સારા સારા ગ્રંથો છપાય, બ્રાહ્મણો અને ઇતર પ્રજા તેનો સારી પેઠે લાભ લે, વાંચકો ધર્મજ્ઞ અને નીતિજ્ઞ થાય, બ્રાહ્મણવર્ગમાં ધર્મનાં સત્ય રહસ્યો પ્રસરી અજ્ઞાનતા, ભિક્ષા, દ્વેષ, ઇર્ષા, લોભ, ક્રોધ, અહંકાર દૂર થાય એજ તેઓ ભાઇની મનોવાંચ્છના છે. ભાઈ વીઠ્ઠલદાસ એટલે નમ્રતાની, વિવેકની, સરલતાની-સાદાઇની, નિષ્કપટ મૂર્તિ. ધર્મકૃત્યો કરવાં એજ તેમનું જીવન ધ્યેય છે. ધર્મ સેવા એજ આ લોક-પરલોકનું સાધન છે એ તેમના સમજવામાં આવી ગયું છે. તેમજ ધર્મ તરફ એઓશ્રીનું વલણ થયું છે. તેમના ચી. ભાઇ જટાશંકર ગુજરાતી-અંગ્રેજીનો ખપ પૂરતો અભ્યાસ કરી ઝવેરાતના વ્યવસાયમાંજ-પીતાશ્રી સાથે જોડાયા છે. યુવાવસ્થા છતાં ભાઇ જટાશંકર શાંત, ધર્મનિષ્ઠ, વિવેકી અને ચપળ-બુદ્ધિમાન છે. ભગવાન પિતા-પુત્રને સદ્દબુદ્ધિ

આપે, તેમને હસ્તે અનેક ઉત્તમ ધર્મ કાર્યો કરાવી જગતરૂપી વૈરાટ-ભગવાનની સેવા કરવાનું બળ આપે અને આ લોક-પરલોકમાં અમર બનાવે.

વળી અમે એમ પણ ઇચ્છીએ છીએકે એ ભાઇની ધર્મસેવા જોઇ અનેક શ્રીમંતોને સ્વકર્તવ્યનું ભાન થાય અને તેઓ પણ તેમનું અનુસરણ કરી પરોપકાર કાર્ય કરે. ધર્મ સેવા કરે. ભગવાન જેને શક્તિ આપે, તેણે યથાશક્તિ ધર્મસેવા-દેશસેવા-જીવસેવા કરવી એજ જીવનનું સાર્થક છે, કારણ કે અનેક પૂર્વ-પુણ્ય પ્રતાપે દુર્લભ્ય એવો માનવ દેહ પ્રાપ્ત થાય છે. એ દેહ ધારણ કર્યા પછી મનુષ્યે અનેક પુણ્ય-કૃત્યો કરી-ઉત્તમ સંસ્કારો ગ્રહણ કરી, અતિ દુઃખદાયક એવો જન્મમરણનો ફેરો ટાળી શકાય છે. મનુષ્યોની સેવા એટલે જગતના જીવો રૂપે વ્યાપી રહેલા વિરાટ ભગવાનનીજ સેવા છે. મનુષ્યો જ્ઞાન, અન્ન, વસ્ત્ર, વિદ્યા, ઔષધઆદિનું દાન પ્રાપ્ત કરી તૃપ્ત થાય તો તેથી પરમાત્મા તૃપ્ત થાય છે. મનુષ્યોનો આશીર્વાદ એટલે પરમાત્માનોજ આશીર્વાદ પ્રાપ્ત થયો એમ સમજવું. વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજી કહે છે કેઃ-

" જો સાચે સાચી સેવા કરી શકશો તો તમારૂં જીવન **સફળ થશે, અને તે પરમાત્માનો આશીર્વાદ મળશે કે જેમની** પ્રબળ ઇચ્છાવડેજ આ જગતનો સર્વ વ્યવહાર ચાલે છે. "

ભાઇશ્રી વિઠ્ઠલદાસ, દેશસેવા-ધર્મસેવા સારી રીતે બજાવી જગતના સર્વ જીવો રૂપે વિરાજી રહેલા વિરાટ-ભગવાનનો શુભ આશીર્વાદ પ્રાપ્ત કરે એજ પ્રાર્થનાપૂર્વક **જય રામકૃષ્ણ.**

**અમદાવાદ**
શ્રાવણી પૂર્ણીમા.
**૧૯૭૯.**

સેવક
**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા।**



# અનુક્રમણિકા.


| અધ્યાય. | પૃષ્ઠ | અધ્યાય. | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ જન્મ ... ... | ૧ | ૯ વાલીવધ-સમુદ્રોલ્લંઘન. | ૧૨૫ |
| ૨ લગ્ન ... ... | ૯ | ૧૦ લંકાપર ચઢાઇ ... | ૧૪૯ |
| ૩ રાજ્યાભિષેકની તૈયારી. | ૨૦ | ૧૧ લંકાવિજય-સીતાજીની અગ્નિ પરીક્ષા ... | ૧૭૧ |
| ૪ વિઘ્નસંતોષ ... | ૩૪ | ૧૨ રાજ્યાભિષેક ... | ૧૯૫ |
| ૫ વન ગમન ... | ૫૧ | ૧૩ જાનકિજી દેશનિકાલ... | ૨૦૩ |
| ૬ પિતૃવિયોગ ... | ૬૭ | ૧૪ સીતા સ્વર્ગારોહણ ... | ૨૧૪ |
| ૭ પંચવટી નિવાસ ... | ૮૩ | ૧૫ ઉપસંહાર... ... | ૨૨૫ |
| ૮ સીતાહરણ ... | ૧૦૧ | | |


# ચિત્ર-અનુક્રમ.


| | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | શ્રીરામયજ્ઞ-રક્ષણ ... ... ... | ૧૨ |
| ૨ | રામ-ધનુષ્ય-ભંગ ... ... ... | ૧૩ |
| ૩ | રામ-લક્ષ્મણ-સીતા વનમાં જાય છે ... ... | ૬૬ |
| ૪ | ભરતજી જંગલમાં શ્રીરામની શોધમાં ... | ૮૦ |
| ૫ | રામ-સીતા-લક્ષ્મણ (પંચવટીમાં)... ... | ૧૧૦ |
| ૬ | સીતાહરણ... ... ... ... | ૧૨૦ |
| ૭ | જટાયુ વધ... ... ... ... | ૧૨૨ |
| ૮ | અશોકવનમાં સીતા ... ... ... | ૧૨૪ |
| ૯ | સીતા આત્મઘાત કરવા ચાલ્યા છે ... ... | ૧૬૮ |
| ૧૦ | સીતા હનુમાન વાડીમાં (મુદ્રિકા જૂવે છે.) ... | ૧૭૦ |
| ૧૧ | સીતા અગ્નિ પરીક્ષા ... ... ... | ૧૯૨ |
| ૧૨ | સીતાદેવી-વાલ્મિકી-આશ્રમમાં ... ... | ૨૧૩ |
| ૧૩ | સીતાદેવી-લવ-કુશ ... ... ... | ૨૧૭ |
| ૧૪ | સીતા-સ્વર્ગારોહણ ... ... ... | ૨૨૩ |

# સીતાદેવી" પુસ્તક માટે
# વિદ્વાનોના અભિપ્રાય.



૧. રા. રા. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિ-
જી: માજી પ્રિન્સિપાલ સાહેબ રા. પ્રૅ. ટ્રેનિંગ કોલેજ
ાવાદ: તા. ૮-૧૦-૨૩ સુરતથી લખે છે કેઃ—
. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાનું નામ ગુજરાતી
ત્યના વાચકોને જાણીતું છે. એમણે હાલ "સ્ત્રી
.ધ ગ્રંથમાળા" પ્રસિદ્ધ કરવાની યોજના કરી છે,
તેને અનુસારે "સીતાદેવી" નામનું પુસ્તક પ્રસિદ્ધ
છે. સ્ત્રીઓના વાચનને યોગ્ય ઉચ્ચ આદર્શ અને
તાં પુસ્તક ગુજરાતી ભાષામાં નહિ જેવાં છે. "સીતા-
" જેવાં પુસ્તકો એ ન્યૂનતા પૂરી પાડશે અને સ્ત્રી
ને રસિક, નીતિમય પુસ્તકો પૂરાં પાડી ગુજરાતી
યની સારી સેવા બજાવશે એવી આશા છે. "સીતા-
' ના પુસ્તકમાં ચિત્રો સુંદર છે ને ભાષા
છે. પુસ્તક દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે."

૨. રા. રા. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ
'. બી. એ. એલ એલ. બી. ચીફ જસ્ટીસ સાહેબ.
ા. તા. ૭-૧૦-૨૩ લખે છે કેઃ "સીતાદેવી"
પુસ્તકની ગુજરાતી ભાષામાં ખોટ હતી તે
આપના આ પુસ્તકથી પૂરી પાડી છે તે જોઇ
ણો આનંદ થયો છે. સીતાજી જેવાં આદર્શ

જીવન ચરિત્રો વાંચવાથી આપણી સ્ત્રીઓ તથા કન્યાઓને ઘણો બોધ મળે એમ છે. આ **પુસ્તકની નકલ દરેક કુટુંબમાં રાખવા જેવી છે. તથા કન્યા શાળાઓમાં ઉંચા વર્ગોમાં એ પુસ્તક ચલાવવા જેવું છે.** આશા છે કેઃ પ્રજા તથા સરકાર તરફથી આ પુસ્તકની નકલોની સારી સંખ્યા ખરીદાઈ આવાં બીજાં પુસ્તકો લખવાના આપના ઉદ્દેશને ઉત્તેજન મળશે. **દરેક પુસ્તકાલયમાં પણ આ ઉત્તમ ગ્રંથની નકલ અવસ્ય હોવી જોઈએ.**

**૩. રા. રા. શ્રીયુત નન્દનાથ કે. દીક્ષિત.** વિદ્યાધિકારી સાહેબ વડોદરા રાજ્ય, વડોદરા. તા. ૧૫–૧૦–૨૩ લખે છે કેઃ આપના તરફથી હમણાં જ પ્રસિદ્ધ થયલું **"સીતાદેવી"**નું પુસ્તક મળ્યુંઃ **સુંદર શૈલિમાં લખાયલું એ પુસ્તક બહુ સારૂં તૈયાર થયું છે.** એમાંનો વિષય અને પુસ્તકમાંનું લખાણુ બહારના દેખાવ જેવાં સુંદર અને મનહર છે. **સીતાજીનું આવી યથાસ્થિત અને રસમય રીતે તૈયાર થયલું જીવન ચરિત્ આપણી ભાષામાં નહોતું તે ખોટ આ પુસ્તક પૂરી પાડશે.** એમાં ચિત્રોથી પુસ્તક ઘણું આકર્ષક બન્યું છે, **જે ગૃહસ્થે તેની પ્રસિદ્ધમાં સહાય આપી છે તેમણે ગુજરાત ઉપર ઉપકાર કર્યો ગણાય.** સાથે સાથે જે થોડાં સ્ત્રીઓને ઉપયોગી પૃષ્ઠો ઉમેરવામાં આવ્યાં છે તે પણ બહુ ડહાપણ ભર્યું વહેવારૂ પગલું છે એમ કહેતાં સંકોચ નથી. **"સીતાદેવી" ઘેર ઘેર વંચાય અને ગુજરાતમાં એવાં સ્ત્રી રત્નો પાકે એજ અંતરનો**

અભિલાષ છે. તમારો પ્રયાસ સફળ અને યશસ્વી થયલો જાણી મને બહુ આનંદ થશે.

૪: ભાઇ રામમોહનરાય જસવંતરાય. "સુંદરી સુબોધ" માસિક પત્રના વિદ્વાન તંત્રીજી: અમદાવાદ: તા. ૧૫-૧૦-૨૩: લખે છે કે: આપના તરફથી "શ્રી સુબોધ ગ્રંથમાળા"ના પ્રથમ પુષ્પરૂપે "સીતાદેવી" નામનું સચિત્ર પુસ્તક મળ્યું. તે માટે હું આપનો આભારી છું. પુસ્તક રસિક અને સુબોધક છે તથા સરલ અને સંસ્કારી ભાષામાં લખાયલું છે. છપાઈ, કાગળ, તથા પૂઠું એ પણ સારાં છે. ઉપરાન્ત વળી ચૌદ રંગીન ચિત્રો છે. આ પ્રકારના ગ્રંથો આપણી ભાષામાં વધે તેથી સર્વથા લાભજ છે. આપની આ નવીન પ્રવૃત્તિ સારો સત્કાર પામશે એમ આશા છે.



# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

---

૧. અમદાવાદ–ભારતજીવન કાર્યાલય–ઠે. હાણાપીઠ, નવો વાસ, આગલી પોળ.

૨. " મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર. ત્રણ દરવાજા.

૩. " રણછોડલાલ મોતીલાલ શાહ. બુકસેલર. રીચીરોડ.

૪. " નારણલાલ મોતીલાલ શાહ. બુકસેલર. રીચીરોડ.

૫. " સાકરલાલ બુલાખીદાસ બુકસેલર. બાલા-હનુમાન પાસે.

૬. " લાભશંકર જીવરાજ જોશી. ઠે. ખાડીઆ દેસાઈની પોળ.

૭. વડોદરા શા. મોહનલાલ મનસુખરામ. બુકસેલર. લાડબાદેવીના મંદિર પાસે.

૮. મુંબઇ એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસસ્ટ્રીટ.

૯. " વર્ધમાન એન્ડ સન્સ. બુકસેલર પાયધુની.

૧૦. " એલ. એમ. ઠક્કર. બુકસેલર. પ્રિન્સેસસ્ટ્રીટ.

૧૧. ભાવનગર અબ્દુલહુસેન આદમજી બુકસેલર.

૧૨. નડીઆદ દલસુખરામ કેશવરામ પંડયા ન્યુસએજન્ટ.

ॐ श्री गुरवे नमः

# सीता.

## जन्म.

પૂર્વ કાલમાં મિથિલ નામક એક મ્હોટું નગર હતું. વર્તમાન સમયે બિહાર પ્રાંતના ઉત્તર-પૂર્વ ખુણામાં અને ગંગા નદીની ઉત્તર દિશામાં ત્રિહુત નામક જે પ્રદેશ જોવામાં આવે છે તે જોઇ અનેક મનુષ્યો અનુમાન કરે છે કેઃ અતિ પ્રાચીન કાળમાં તેને જ મિથિલા નગર કહેવામાં આવતું. વાલ્મીકિ ઋષિ દ્વારા રચાયલા રામાયણમાં મિથિલાનગરના સ્થાન સંબંધી જે પ્રમાણ આદિ જોવામાં આવે છે તે જોતાં ઉપરોક્ત અનુમાન તદ્દન ભૂલ ભરેલું કહી શકાય તેમ નથી. ગમે તેમ હો, પ્રાચીન કાલમાં એ જ મિથિલા નગરમાં એક સુવિખ્યાત રાજવંશ રાજ કરતો હતો. મહાન્ યશસ્વી નિમિ રાજા એ રાજવંશના પ્રતિષ્ઠાતા અને આદિ રાજા હતો. તેના પૌત્રનું નામ જનક હતું. જનક રાજાના નામ ઉપરથી જ મિથિલાના રાજાઓ, વંશ પરમ્પરાના રિવાજ પ્રમાણે " જનક "ના વિશેષણથી ઓળખાતા હતા.

અયોધ્યાપતિ મહાત્મા દશરથ રાજા જે સમયે અયોધ્યાની રાજગાદી પર બિરાજતા હતા તે જ સમયે જે મહાન્ પુરૂષ મિથિલાના રાજસિંહાસનને શોભાવી રહ્યા હતા તેનું નામ જગત્ વિખ્યાત રાજા જનક કહેવામાં આવતું. જનકરાજા જિતેન્દ્રિય અને પરમધાર્મિક હતા. તેમણે નિત્ય બ્રહ્મપરાયણ રહી, જે સર્વ અમૂલ્ય તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે માટે જ ઋષિ સમાજે તેમને " રાજર્ષિ " ના વિશેષણથી વિભુષિત કર્યા હતા. વાસ્તવિક કહીએ તો ધર્મરાજ્યમાં

તેમનો એટલો બધો અધિકાર થયો હતો કેઃ તેઓ જાતિએ ક્ષત્રિય અને રાજા હોવા છતાં પણ અનેક બ્રાહ્મણો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તેમની પાસે આવતાં અચકાતા નહિં. જો કે જનકરાજા અનેક ભોગ્યવસ્તુ દ્વારા નિત્ય વિંટળાયલા રહેવા છતાં પણ એક દિશામાં તે સર્વ વસ્તુઓનો ઉપભોગ કરવામાં ઉદાસીન, ઇચ્છા વગરના થઇ ગયા હતા ત્યારે બીજી દિશામાં પ્રજાપાલન અને રાજકાર્ય સંભાળવામાં જરા પણ ઉદાસીન રહેતા નહતા. એ કારણોને લીધે જ જગત્માં તેમનું માહાત્મ્ય વિશેષ પ્રસરી ગયું. તેમના એવા અદ્ભુત, અલૌકિક ગુણવડે આકર્ષાઇ અનેક દેશમાંથી અનેક બ્રહ્મપરાયણ ઋષિ અને સાધુ મહાત્માઓ સર્વદા તેમની રાજસભામાં એકત્ર થતા અને તેમની સાથે ધર્મવાર્ત્તા કરી પરમ આનંદ પ્રાપ્ત કરતા. સ્થુળ પદાર્થો–ભોગ્ય વસ્તુઓ–અને વિલાસ–સામગ્રીઓને તેઓ ક્ષણભંગુર નાશવંત માનતા, અને તેથી જ તે વસ્તુઓ ઉપર તેમને મોહ થતો નહતો. તે વસ્તુઓમાં મન ગુંથાઇ રહેવાથી માનવ મન માયાજાળમાં ગુંથાઈ જઈ, અજર–અમર બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મદર્શનથી વિમુખ રહે છે એમ જાણી ભોગ–વિલાસમાં ગુંથાઇ નહિ રહેતાં, આત્મ–પરમાત્મ–ધ્યાનમાં જ ચિત્તવૃત્તિ ગુંથી રાખતા. એ કારણથી જ તેમને જનક–વિદેહી કહેવામાં આવતા.

જે જગત્–પૂજ્ય અસામાન્ય નારી–રત્નનું જીવન–ચરિત્ર લખવામાં આવે છે તે નારી–કુલ–ભૂષણ **સીતાદેવી** એ જ મહાનુભાવ રાજર્ષિ જનકનાં પુત્રી હતાં. સીતાજીના જન્મ સંબંધી રામાયણમાં જે પ્રસંગ વાંચવામાં આવે છે તે ઉપરથી જણાય છે કેઃ તેમનો જન્મ કાંઇક અલૌકિક રીતે થયો છે. એમ કહેવામાં આવે છે કેઃ એક દિવસ રાજર્ષિજનક હળદ્વારા યજ્ઞક્ષેત્ર શુદ્ધ કરતા હતા એટલામાં હળના દાંડા આગળથી એક કન્યા પૃથિવિ બહાર નીકળી આવી. લીલાં દુર્વાદલમાં જેમ સફેત પુષ્પો પડયાં હોય તેજ પ્રમાણે તે તુર્તની ખેડેલી માટી ઉપર એક રૂપ લાવણ્યસમ્પન્ન સુલક્ષણા કન્યાને પડેલી

જોઇ રાજર્ષિ અત્યન્ત વિસ્મય પામ્યા! તેમણે તત્ક્ષણાત્ કન્યાને હાથમાં ઉચકી લીધી અને તેના સુંદર મુખ સ્હામે જોઇ આનંદ પામતા ઘેર જઇ પહોંચ્યા. ત્યાં તેમણે સ્નેહપૂર્વક તે કન્યાનું પોતાની પ્રિય પુત્રીની પેઠે લાલનપાલન કરવા માંડયું. યજ્ઞક્ષેત્ર-શોધન કરતાં, હળના મુખ આગળ કન્યા જોવામાં આવી તેથી તેનું નામ "સીતા" પાડવામાં આવ્યું.

આ પ્રમાણે રાજર્ષિ-જનકના સ્નેહ અને કરૂણાથી પાલન થતી સીતા, દિન પ્રતિદિન ચંદ્રની કળા પેઠે વૃદ્ધિ પામવા લાગી. સીતા, જનકરાજાને પોતાના પિતા અને તેમનાં પત્નીને પોતાનાં માતા જાણતી. તેઓ પણ તેના પર પોતાની કન્યા કરતાં અધિક પ્રેમ રાખતાં. સૂક્ષ્મ વાદળ-જાળ ભેદ કરી, ચંદ્રની જ્યોતિ જેમ પ્રકટ થવાનો યત્ન કરે છે તે પ્રમાણે વયના વધવા સાથે, સીતાના સુકોમળ શરીરમાં પણ દિવ્ય રૂપલાવણ્ય ખીલવા લાગ્યું. બાલકને ઉચિત્ એવો ભય અને ચંચલતાને લીધે સીતા ક્વચિત્ ચંચળ મૃગશિશુ જેવી જણાતી. કોઇ વખતે તેનું સ્નિગ્ધ-ઉજ્વળ અચંચલ સૌંદર્ય જોતાં જાણે તે કોઇ જ્યોતિર્મય દેવકન્યા હોય એવું જણાતું. તે સમયે લોકો ત્હેને માનવકન્યાના સ્વરૂપમાં સાક્ષાત્ કોઈ સ્વર્ગીય દેવકન્યા સમજી હર્ષ અને વિસ્મયમાં ગરક થઇ જતા! તેમાં પણ સીતાના જન્મ સંબંધી હકીકત સાથે તેનું અલૌકિક રૂપ, શાન્ત સ્વભાવ, કોમળતા, સરલતા વગેરે અનેક ગુણ સરખાવી જોઇ સર્વેએ નિશ્ચય કર્યો હતો કેઃ સીતાનો જન્મ કોઇપણ સ્ત્રીના ગર્ભમાંથી ન થવો જોઇએ. કારણ કે કોઈ પણ સ્ત્રીના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલી કન્યામાં સીતા જેવા સદ્‌ગુણ એકત્ર થયલા જોવામાં ભાગ્યે જ આવે!

બાલિકા સીતાનો સ્વભાવ એવો મધુર હતો કેઃ તે જોઈ એવું જ ભાન થતું કે જાણે સ્વર્ગમાંથી એક બિંદુ અમૃત જનકના

ઘરમાં આવી પડયું છે ! રાજર્ષિની સભામાં અનેક તપોધન મહર્ષિનું આગમન થતું. તેઓ પણ સીતાનું સૌંદર્ય અને પવિત્રતા જોઈ તે સંબંધી અનેક અભિપ્રાય દર્શાવતા. સરલ ચિત્તની સીતા ઋષિમુનિયોની પાસે જતી અને તેમના આશ્રમનાં વર્ણન સાંભળવાની અતિશય ઇચ્છા દર્શાવતી તેમજ પવિત્ર સ્વભાવની ઋષિ કન્યાઓના સહવાસમાં રહેવાની અભિલાષા તેમને નિવેદન કરતી. એ જોઈ દૂરદર્શી મહર્ષિયો કહેતા કેઃ આ કન્યા, ભવિષ્યમાં એવા પતિ સાથે અરણ્ય વાસિની થશે. વાસ્તવિક જોતાં સીતા બાલ્યાવસ્થામાંથીજ નૈસર્ગિક-દેખાવ અને સૌન્દર્ય જોઇ ઘણી મુગ્ધ થતી. પવિત્ર આશ્રમ-ભૂમિનાં દર્શન કરવાની લાલસા એનામાં એટલી બધી બળવાન હતી કે જેથી તેણે પોતાના પતિ સાથે લગભગ ચૌદ વર્ષ પર્યંત અરણ્ય-નિવાસ કર્યો અને અનેક સ્થાને મનોહર આશ્રમોમાં પર્યટન કર્યું તેમ છતાં તેના હૃદયમાં તૃપ્તિ થઈ ન હતી. તેના સરલ હૃદયમાં નૈસર્ગિક-સૌન્દર્યનું પ્રતિબિંબ પડવાથી તે સ્થાન સ્વર્ગીય શોભાને પાત્ર થયું હતું. ઘનઘોર અરણ્ય, ભયંકર ગિરિગુહા, ભયંકર નદી, સરોવર વગેરેનાં દર્શન કરવાથી સીતાના મનમાં કદી પણ ભય ઉત્પન્ન થયો ન હતો, ઉલટું તેના મનમાં એક અપૂર્વ આનન્દ વ્યાપ્યો હતો. સીતા, નિર્ભય ચિત્તે હરિણીની પેઠે બગિચાઓમાં પ્રવેશ કરી તેમાં ફરતી, વાયુ સેવન કરતી, પુષ્પ સૌગંધ લેતી, મનોહર પુષ્પો વીણતી, અને વનદેવીની પેઠે પુષ્પના ભુષણ ધારણ કરી શોભાયમાન થવા આગ્રહ દર્શાવતી. પૃથિવિના સૌંદર્ય તરફ પ્રેમ દર્શાવવામાં સીતા અદ્વિતીય હતી તેથીજ કદાચ તે પૃથિવિની પ્રિયતમ પુત્રી તરીકે જગત્ વિખ્યાત થઇ છે.

વાસ્તવિક જોતાં, સીતાના સમગ્ર જીવનના સમસ્ત બનાવો તપાસતાં આપણા મનમાં એવુંજ થઇ આવે છે કેઃ વિધાતાએ તેને સંસારની કઠોરતા અને કર્કશતાને માટે ઉત્પન્ન કરી ન હતી, પરન્તુ ફલ-પુષ્પ વડે સુશોભિત મનોહર બગિચાઓમાં હરિણીઓ

સાથે ક્રીડા કરવા અને પવિત્ર હૃદયની ઋષિ કન્યાઓ સાથે વન જંગલમાં વિહાર અને ફળ પુષ્પ સંગ્રહ કરવા માટેજ તેને સરજી હતી ! જો સીતાનું ભાગ્ય, રત્ન ઐશ્વર્ય પરિપૂર્ણ રાજમહેલમાં નહિં પડતાં, કોઇ વૃક્ષ લતા વડે શોભાયમાન થયલા, મૃગ-પક્ષીયો વડે સેવાયલા, કોઈ નિર્જન આશ્રમમાં પડયું હોત તો સીતાના જન્મની સાર્થકતા થાત ખરી ! પરન્તુ ભગવાનની ઇચ્છા કોણ જાણી શકે છે ? કદાચ તેમણે સુકોમળ પ્રાણુની સીતાને સંસારના ભયંકર-અગ્નિની પરીક્ષા માટેજ નિર્માણ કરી હશે ! દિવ્ય ગુણ સમ્પન્ન સીતાએ પણ પોતાનામાં રહેલા અલૌકિક તેજોબલ વડે પોતાના ધર્મ અને મહત્ત્વનું રક્ષણ કરી હમેશને માટે સમગ્ર સ્ત્રી જાતિના ગૌરવનું રક્ષણ કર્યું છે અને નારીજાતિનું મુકુટ સ્થાન પ્રાપ્ત કરી અદ્યાપિ પર્યંત જગત્‌માં પૂજાય છે.

જનસમાજને મુખેથી પ્રાણુથી અધિક પ્રિય કન્યા સીતાની પ્રશંસા અને ઋષિયોને મુખેથી તેનાં શુભ લક્ષણુની કથા શ્રવણ કરી રાજર્ષિ જનક મનમાં ને મનમાંજ અતિશય આનંદ પામતા. સીતા પણ પિતાના પ્રેમ અને યત્નમાં દિન પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી. મલય-પવનના સ્પર્શથી પુષ્પ-કલિકાઓ જેમ ધીમે ધીમે વિકસે છે, તેજ પ્રમાણે પિતાના ધર્મ-રાજ-સંસારમાં સીતાનું સુકોમલ મન સ્ફુર્તિ પામવા લાગ્યું. રાત્રિ અને પ્રભાતના સંધિ કાલમાં જેમ પ્રકાશ અને અંધકાર મિશ્ર થવાથી વિશ્વમોહિની ઉષાનો જન્મ થાય છે તેજ પ્રમાણે બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાના સંધિ સમયમાં આવી પહોંચેલી સીતા પણ સ્વર્ગીય સૌંદર્ય વડે સુશોભિત થવા લાગી હતી. ખીલવાની તૈયારીમાં હોય એવી પુષ્પ કલિકાઓમાં જેમ સૌન્દર્ય છુપાઇ રહેલું હોય છે તેજ પ્રમાણે સીતાનું ચરિત્ર પણ કોમલતા અને માધુર્યના ગુણવડે ભુષિત થઇ વિકાશ પામવા લાગ્યું હતું. આ સમયે રાજર્ષિ જનકના મનમાં એક ચિન્તાએ પ્રવેશ કર્યો હતો. તે ચિન્તા એ હતી કેઃ આવું અદ્વિતીય, સુંદર,

પવિત્ર, સાક્ષાત્ દેવી સમાન કન્યારત્ન કોના હાથમાં સમર્પણ કરવું ? એ ચિન્તામાં તેઓ વ્યાકુલ થઇ રહ્યા હતા.

પૂર્વે કાલમાં આ દેશના રાજાઓ યોગ્ય પાત્ર-જમાઇ-ન મળે તો કન્યાના વિવાહને માટે અનેક પ્રકારના ઉપાયો શોધી કાઢતા. કોઇક વખત તો તેઓ કન્યાનેજ પોતાનો પતિ શોધી લેવાની આજ્ઞા આપતા અને કોઇ વખત તેઓ રાજપુત્રોના બલ વીર્યની પરીક્ષા કરીનેજ પોતાની ઇચ્છાનુસાર જમાઈ નક્કી કરી લેતા. તે સમયે શારીરિક બલ-વીર્યનો અતિશય આદર હતો એટલુંજ નહિં પણ સ્ત્રીયો સુદ્ધાં વીર્યહીન, કાયર પુરૂષનો અતિશય તિરસ્કાર કરતી. ઉત્તમ-કન્યા પ્રાપ્ત કરવાની આશાથી અને બલ વીર્યમાં સર્વ શ્રેષ્ઠ ગણાવાની આકાંક્ષાથી, અનેક દેશમાંથી નરપતિઓ આવી પહોંચ પરાક્રમની પરીક્ષામાં ઉપસ્થિત થતા. અનેક રાજાઓની એક મંડલીમાં બલ-પરીક્ષા શરૂ થતી. એ પરીક્ષામાં સર્વની સમ્મતિ સહિત જે કોઇ રાજા શ્રેષ્ટ ઠરતો, તેનેજ બક્ષિસ-સ્વરૂપ, પરીક્ષ કરનાર રાજાની દુર્લભ રાજકન્યા રૂપી અમૂલ્ય રત્ન દાન કરવામ આવતું. શારીરિક બળ એજ તે સમયે કન્યા પ્રાપ્ત કરવાનું સાધન ગણાતું. રાજર્ષિ જનકે યુવાવસ્થામાં પ્રવેશ કરેલી સીતા માટે પાત્ર જમાઇનો ઘણો શોધ કર્યો છતાં નહિ મળવાથી શારીર-બળની પરીક્ષા કરીનેજ કન્યા-દાન કરવાની ઇચ્છા પ્રગટ કરી.

એક સમયે મહાબલવાન શૂલપાણિ-શંકર ભગવાને દક્ષયજ્ઞનો વિનાશ કરવા માટે યત્ન કરતાં એક મ્હોટું ધનુષ્ય ખેંચી ક્રોધાયમાન થઇ દેવતાઓને કહ્યું કેઃ "હે દેવતાઓ! હું મ્હારા યજ્ઞવિભાગની પ્રાર્થના કરૂં છું, પરન્તુ તમે મ્હારો વિભાગ મ્હને આપવાની સમ્મતિ દર્શાવતા નથી, માટે આ ધનુષ્ય દ્વારા તમારો સર્વનો હમણાજ વિનાશ કરીશ." મહાદેવજીનું એ કથન સાંભળી દેવતાઓ સ્તુતિ વાક્યનો ઉચ્ચાર કરતા તેમને પ્રસન્ન કરવા લાગ્યા, એટલે મહાદેવજીએ ક્રોધ સમાવી પ્રેમ દર્શાવી તેમને પોતાનું ધનુષ્ય અર્પણ

કરી દીધું. દેવતાઓએ તે ધનુષ્ય લઈ જનકરાજાના પૂર્વ-પુરૂષ મહારાજ નિમિના પુત્ર દેવરાતને સમર્પણ કર્યું. સીતાજીનાં લગ્નનો પ્રસંગ આવતાં જનકરાજાને તે ધનુષ્યનું સ્મરણ થયું. તેમણે પ્રતિજ્ઞા કરી કે, એ શંકર-ધનુષ્ય ગ્રહણ કરી જે પુરૂષ તેના ઉપર ચાપ ચઢાવી શકે તેની સાથેજ સીતાનું લગ્ન કરવું. સીતા યુવાન થઈ તે સમયે અનેક દેશના અનેક રાજા અને અનેક રાજકુમારો મિથિલામાં આવી તેની સાથે લગ્ન કરવાની પ્રાર્થના કરવા લાગ્યા પરંતુ જનકરાજાએ તે સર્વને તુર્ત વેળા તો ના પાડી.

કેટલાક દિવસ પછી સીતાના અલૌકિક રૂપલાવણ્ય અને સદ્‌ગુણની પ્રશંસા સર્વત્ર પ્રસરી ગઇ. તે સાથેજ જનકરાજાનો ઉપરોક્ત સંકલ્પ પણ સર્વના જાણવામાં આવ્યો. કેટલાએ દેશમાંથી કેટલાએ રાજાઓ, સીતા પ્રાપ્ત કરવાની આશાએ મિથિલામાં આવી શંકર ધનુષ્ય ઉપર ચાપ ચઢાવવાનો યત્ન કરવા લાગ્યા, પરંતુ કેટલાક તો તેને ઉંચકવા શક્તિમાનજ થયા નહિં અને કેટલાક તેના ઉપર ચાપ ચઢાવી શકયા નહિં, તેથી જનકરાજા તે સર્વને પાછા વાળવા લાગ્યા. એ પછી કેટલેક દિવસે સાંકાસ્યાના પ્રબળ પરાક્રમી નરપતિ સુધન્વાએ આવી મિથિલાને ઘેરો ઘાલ્યો અને જનકરાજા પાસે દૂત મોકલી સીતા અને શંકર-ધનુષ્યની માંગણી કરી. જનકરાજાએ એ બેમાંનું કાંઈ પણ સુધન્વા રાજાને આપ્યું નહિં, તેથી બન્ને રાજાઓ વચ્ચે ઘોર રણ સંગ્રામ ચાલ્યું. ઘણા દિવસ પર્યંત યુદ્ધ થયા પછી અન્તે રાજર્ષિ જનકે સુધન્વાનો પરાજય કર્યો અને તેનું રાજ્ય જીતી લઇ પોતાના કનિષ્ટ બંધુ કુશધ્વજને અર્પણ કર્યું.

સીતા પ્રાપ્ત કરવામાં નિરાશ થવાથી અનેક દેશના રાજાઓ પણ જનકરાજા ઉપર ક્રોધાયમાન થયા. તેઓ મનમાંજ વિચાર કરવા લાગ્યા કેઃ મિથિલાપતિ જનકે યુક્તિપૂર્વક અમારૂં અપમાન કરવાનોજ પ્રપંચ રચ્યો છે તેજ કારણને લીધે તેમણે આવી કઠીન

પ્રતિજ્ઞા કરી છે ! એવો વિચાર કરી સર્વ રાજાઓએ એકત્ર થઈ બળપૂર્વક સીતાજીને લઇ જવાના વિચારથી તેમણે મિથિલાનગરી ઉપર હલ્લો કર્યો. વળી પાછું ભયંકર યુદ્ધ ચાલ્યું. એક વર્ષ પર્યંત યુદ્ધ કર્યા પછી જનકરાજાએ તે રાજાઓને હરાવ્યા. જનકરાજાને યુદ્ધમાં જય તો પ્રાપ્ત થયો પરંતુ પોતાની પ્રતિજ્ઞાનું રક્ષણ શી રીતે થાય તેનો વિચાર કરવા લાગ્યા.

એ પ્રમાણે કેટલોક સમય વિત્યા પછી રાજર્ષિ જનકે એક મહાન્ યજ્ઞની તૈયારી કરી. એ યજ્ઞમાં તેમણે અનેક દેશના ઋષિ-તપસ્વી અને બ્રાહ્મણોને આમંત્રણ કર્યું હતું. સર્વે વખતસર આવી ઉપસ્થિત થયા. આ વખતે યજ્ઞ ભૂમિએ એક અપૂર્વ શોભા ધારણ કરી. અસંખ્ય ગાડીયોમાં બેસી ઋષિ, મુનિયો અને તપસ્વીઓ ત્યાં પધાર્યા હતા. ત્યાં બાંધેલાં અનેક ઋષિ આશ્રમોમાં અભ્યાગત ઋષિયો સન્ધ્યાવંદન હોમ કરી મિથિલાની યજ્ઞભૂમિને ધન્ય કરી રહ્યા હતા. કોઈ સ્થળે બ્રાહ્મણો વેદધ્વનિ કરી રહ્યા છે. કોઇ સ્થળે યજ્ઞનારાયણનાં દર્શન કરવા આવેલા પ્રજાજનો એકત્ર થઇ આશ્ચર્ય-ચકિત હૃદયે અગ્નિ ઉપાસક પવિત્ર ઋષિયોનાં દર્શન કરી નયન, મન અને જીવન સાર્થક કરી રહ્યા છે. પવિત્ર સ્વભાવના રાજર્ષિ જનક યજ્ઞ ક્રિયાની તૈયારીમાં અને યજ્ઞ માટે આવેલા અતિથિ અ-ભ્યાગતોનો સત્કાર કરવામાં ગુંથાયા છે. એ સમયે તેમણે સાભળ્યું કેઃ મહર્ષિ વિશ્વામિત્ર પોતાના મિત્ર ઋષિવરો સાથે યજ્ઞ સ્થળમાં આવી પહોંચ્યા છે. જનકરાજાએ તત્કાલ પુરોહિતોને સાથે લઇ મહર્ષિની પાસે જઇ આનંદપૂર્વક તેમનું પૂજન કર્યું અને તેમના આગમનથી પોતાને સૌભાગ્યવાન્ માની હર્ષ પ્રદર્શિત કર્યો. સર્વના કુશલ સમાચાર પૂછ્યા પછી મહર્ષિ વિશ્વામિત્ર પણ આનંદસહિત જનકરાજાએ બિછાવેલાં આસનો ઉપર મિત્ર–ઋષિવર્ગ સાથે બિરાજ્યા.

મહર્ષિ વિશ્વામિત્રના મિત્ર વર્ગમાં દૃષ્ટિ ફેરવતાંજ રાજર્ષિ જનકે બે સુંદર યુવકને દીઠા. તે બન્નેએ પોતાના હાથમાં ધનુષ્ય–બાણ ધારણ

કરેલાં હતાં. તેમના મુખ ઉપરથી જણાતું કે: સિંહના જેવું તેમનું પરાક્રમ, મત્ત માતંગના જેવી તેમની ગતિ અને દેવતાના જેવું તેમનું રૂપ, સર્વને આશ્ચર્ય પમાડે એવું છે. તેમના સુકોમલ શરીરમાં યૌવન શોભા ઝલકી રહી હતી તેથી જાણે વિદ્યુત્ લોકમાંથી બે દેવતાઓ પૃથિવિ ઉપર ઉતરી આવ્યા ન હોય! સૂર્ય અને ચન્દ્ર જેમ ગગન-મણ્ડલને સુશોભિત કરી રહે છે તેજ પ્રમાણે આ બન્ને કુમાર પણ યજ્ઞપ્રદેશને શોભાવી રહ્યા હતા. બન્નેની આકૃતિ, ચેષ્ટા અને યત્નમાં વિલક્ષણ સમાનતા જોઈ રાજર્ષિ જનકે નમ્રતાપૂર્વક વિશ્વામિત્રને પૂછ્યું કે: “હે તપસ્વીજી! આપના મિત્ર–સહચર વર્ગમાં આ બે કુમાર જોવામાં આવે છે તે કોના પુત્ર છે? આ કઠિન માર્ગે પ્રવાસ કરી, શા કારણથી તેમનું અત્રે આગમન થયું છે? આપ વિસ્તારથી કહો, સાંભળવાની મ્હને ઇચ્છા થઇ છે.”

એ સાંભળી મહર્ષિ વિશ્વામિત્ર જનકરાજાની પ્રાર્થના પૂર્ણ કરવા માટે મૃદુ મધુર શબ્દે તે બન્ને કુમારનું વર્ણ કરવા લાગ્યા. સર્વ શ્રોતાજનો સહિત રાજા જનક તે શ્રવણ કરી હર્ષ અને આનંદ પામવા લાગ્યા.

---

# द्वितीय अध्याय ।

## લગ્ન.

વિશ્વામિત્ર બોલ્યા કે: “રાજન્! તમે જે બે કુમાર સંબંધી પૂછો છો તે અયોધ્યાપતિ મહા-રાજા દશરથના પુત્ર છે. તમે સાંભળ્યું હશે કે રાજા દશરથે વૃદ્ધ વયમાં પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો હતો તેથી તેમને ચાર પુત્રરત્ન પ્રાપ્ત થયાં હતાં. જ્યેષ્ઠ પત્નિ કૌશલ્યાના ગર્ભથી કમલલોચન, સુંદર મનોહર રામચન્દ્ર, કૈકેયીના ગર્ભથી સુશીલ ભરત, અને સુમિત્રાના ગર્ભથી

લક્ષ્મણ, તથા શત્રુઘ્નનો જન્મ થયો છે. આ બન્ને કુમારનાં નામ રામ અને લક્ષ્મણ છે. એ સર્વેનાં દર્શન અતિ સુખકારી અને પ્રિય છે. તેઓ મિષ્ટ ભાષણ કરનારા, શાસ્ત્ર જાણવાવાળા અને ધનુર્વિદ્યામાં પ્રવીણ છે. એમનો ભ્રાતૃભાવ જગત્‌માં અતુલનીય છે તેમ છતાં પણ લક્ષ્મણ રામ સાથે અને શત્રુઘ્ન ભરત સાથે રહેવાની ઇચ્છાવાળા છે. તેઓ જેમ શાન્ત અને સુશીલ છે તેજ પ્રમાણે અતિશય પરાક્રમશાળી પણ છે. કેટલાક દિવસ ઉપર મ્હેં એક યજ્ઞનો આરંભ કર્યો હતો, તે સમયે મારિચ આદિ મહાન્ દુષ્ટ રાક્ષસો યજ્ઞકાર્યમાં કદાચ વિઘ્ન નાંખે એવી આશંકાથી મ્હેં રાજા દશરથ પાસે જઇ, સિંહ સમાન પરાક્રમશાલી રાજકુમાર રામચન્દ્રની સહાયતા માંગી. રામનું વય માત્ર સોળ વર્ષનું હતું. રાક્ષસ સાથે યુદ્ધ કરવામાં તેમને અસમર્થ જાણી રાજા દશરથ ચિન્તા કરવા લાગ્યા. વૃદ્ધ નરપતિએ પુત્રસ્નેહને વશ થઇ પ્રથમ તો મ્હારી પ્રાર્થના સ્વિકારવા ના પાડી પરન્તુ તેમણે મ્હને પ્રથમથીજ વચન આપ્યું હતું તેથી ધર્મનો નાશ થવાના ભયથી બ્હીવા લાગ્યા. અન્તે કુલ પુરોહિત મહર્ષિ વશિષ્ઠના આશ્વાસન વાકયથી સન્તોષ પામી રાજા દશરથે રામ અને લક્ષ્મણ મ્હને સોંપી દીધા. બન્ને લોકપ્રિય રાજકુમાર પોતાના શાન્ત સ્વભાવ અને અનુપમ સૌન્દર્યદ્વારા જનસમાજનાં મનરંજન કરતા કરતા પગે ચાલતા અમારી સાથે આવવા લાગ્યા. માર્ગમાં કોઈ સ્થળે મનોહર પુષ્પ વાટિકાઓ, કોઇ સ્થળે પુણ્ય પવિત્ર નદીયો, અને કોઈ સ્થળે રમણીય આશ્રમોનાં દર્શન કરતાંજ તેનું વૃતાન્ત સાંભળવાની ઇચ્છાથી રામ લક્ષ્મણ મ્હને પ્રશ્નો કરતા. હું પણ સુમધુર વાકયથી તે સર્વેના પુરાતન વૃતાન્ત કહી સંભળાવી તેમનો થાક ઉતારવાનો યત્ન કરતો હતો, પરન્તુ સુકોમલ પત્રથી સુશોભિત કદલી વૃક્ષ જેમ દારૂણ સૂર્ય તાપથી ચિમળાઇ જાય તેજ પ્રમાણે માર્ગના થાકથી તેમજ ક્ષુધા તૃષાથી કદાચ તેઓ અતિશય કષ્ટ પામે એવી શંકાને લીધે મ્હેં તેમને

સરયુ નદીને કિનારે બલા અને અતિબલા નામક બે વિદ્યા શીખવી. એ વિદ્યાના પ્રતાપથીજ બન્ને કોમળ રાજકુમાર ક્ષુધા–તૃષા રહિત થઇ સુખપૂર્વક માર્ગે ગમન કરવા લાગ્યા.

ત્યાર પછી અમે પવિત્ર જાહ્નવીને પેલે પાર આવેલા એક જનશૂન્ય ભયંકર અરણ્યમાં જઇ ચઢયા. તે અરણ્યમાં હમેશાં તમ૰રાનો અવાજ સંભળાતો. ત્યાં ભયંકર પશુઓનો નિવાસ હતો. વળી ત્યાં કોઇ કોઇ સ્થળે નાના પ્રકારનાં પક્ષિયો ભયંકર સ્વરે અસંખ્ય ચીચીઆરી કરી રહ્યાં હતાં. કોઇ સ્થળે સિંહ, વાઘ, ગેંડા અને હાથી વગેરે વનપશુઓ આમતેમ ફરતાં–દોડતાં–જણાતાં. તાડિકા નામક એક કદ્રૂપી રાક્ષસી તે અરણ્યમાં નિવાસ કરતી હતી. તેના શરીરમાં એક હજાર હાથીનું બળ હતું. મહર્ષિ અગસ્ત્યના શાપથી તેણે રાક્ષસરૂપ ધારણ કરી તેજ ઋષિના મનોહર આશ્રમનો નાશ કર્યો હતો. તે રાક્ષસીના ભયને લીધે સર્વે રસ્તાઓ જનશૂન્ય ઉજ્જડ થઇ પડયા હતા અને તેના ત્રાસથી પશુ પક્ષીઓ પણ ત્રાહ ત્રાહ પોકારી રહ્યાં હતાં! એ રાક્ષસીના દુષ્ટ સ્વભાવનું વર્ણન કરી તેનો નાશ કરવા માટે મ્હેં રામને ઉત્સાહ પ્રેર્યો. રામે પણ લોક હિતાર્થે તેમ કરવાનો સંકલ્પ કરી ધનુષ્યનો ટંકાર કર્યો. તે ટંકારધ્વનિ સાંભળી રાક્ષસી રામ સમક્ષ આવી. બન્ને વચ્ચે ઘોર યુદ્ધ થયું. અન્તે એક તીક્ષ્ણ બાણદ્વારા રામે તે રાક્ષસીની છાતી વિંધિ નાંખી. રાક્ષસીના પ્રાણ પરલોક ગયા. રાક્ષસીનો નાશ થયા પછી મ્હેં અતિ પ્રેમપૂર્વક રામને મન્ત્રસહિત કેટલાંક દિવ્ય અસ્ત્ર અર્પણ કર્યાં.

તે પછી કેટલેક દિવસે અમે સિદ્ધાશ્રમ નામક અમારા રમ૰ણીય આશ્રમમાં આવી પહોંચ્યા. રામ અને લક્ષ્મણના કહેવાથી મ્હેં તેજ દિવસે યજ્ઞ–દિક્ષા લીધી. હું વિધિપૂર્વક યજ્ઞકાર્ય કરી રહ્યો હતો. એટલામાં રાક્ષસો અનેક પ્રકારનાં વિઘ્નો કરવા લાગ્યા. આકાશ એકાએક વાદળાંથી ઘેરાઈ ગયું. ચારે દિશામાંથી ભયંકર શબ્દધ્વનિ સંભળાવા લાગ્યો, અને યજ્ઞવેદિ ઉપર ઝીણાં કરેણનાં પુષ્પ જેવાં

કઠણુ રક્તબિંદુ પડવા લાગ્યાં ! એ સર્વ ચિહ્ન જોઇ રામે અનુમાન કર્યું કેઃ રાક્ષસો નજીક આવી પહોંચ્યા છે. તેણે તેજ ક્ષણે ધનુષ્ય-બાણુ ચઢાવી રાક્ષસો સાથે યુદ્ધ શરૂ કર્યું. મારીચ નામક રાક્ષસને તેણે હથિયાર મારી ઘણે દૂર ફેંકી દીધો, અને અન્ય રાક્ષસોને યુદ્ધમાં પરાજય પમાડયા-તેમનો નાશ કર્યો. તેમ થયા પછી નિર્વિઘ્ને મ્હેં યજ્ઞ કાર્ય પરિપૂર્ણ કર્યું, અને રામ તથા લક્ષ્મણને શુભ આ-શીર્વાદ દીધા. તેઓ પણ વિનયપૂર્વક મ્હને પ્રણામ કરી મ્હારી બીજી આજ્ઞા સાંભળવા આતુર થઇ ઉભા.

રાજર્ષિ ! યજ્ઞકાર્ય પૂર્ણ કરી હું મ્હારા મિત્ર ઋષિયો અને પ્રિયજનો સહિત તમારે ત્યાં થતા મહાન્ યજ્ઞનાં દર્શન કરવા આવ્યો છું. તમારા ઘરમાં રહેલા વિચિત્ર શંકર-ધનુષ્ય સંબંધી તમે કરેલી પ્રતિજ્ઞાનો વિષય મ્હેં રામ લક્ષ્મણને નિવેદન કર્યો. એ ધનુષ્ય જોવાની તેમની ઇચ્છા થઇ તેથી તેમને સાથે લઈ હું અત્રે આવ્યો છું. માર્ગમાં આવતાં અમે વિશાલા નગરીમાં નિવાસ કર્યો હતો, અને રામચન્દ્રે મિથિલાથી થોડે દૂર ગૌતમ-આશ્રમમાં પ્રવેશ કરી દેવરૂપ અહલ્યાને શાપમુક્ત કરી છે. તે શલ્યારૂપ થઈ પડી હતી. હવે તે દેવકન્યા થઈ ગઈ છે. ગૌતમી, મહર્ષિ ગૌતમના શાપને લીધે, રામચન્દ્રજીના દર્શન થતાં સુધી અંધ થઇ ભસ્મ લેપિત દેહે કઠોર તપસ્યા કરતી હતી, તે હવે શાપ-મુક્ત થતાં પવિત્ર થઇ પોતાના સ્વામિ સાથે તપશ્ચર્યા કરવા વનમાં ગઇ છે. રાજન્! દશ-રથ રાજાના આ બન્ને રાજકુમારને તમારા વિચિત્ર શંકર-ધનુષ્યનાં દર્શન કરવાની ઇચ્છા થઇ છે. તેમની અભિલાષા તમે તૃપ્ત કરશો તો મ્હને પણ આનંદ જ થશે.

વિશ્વામિત્રઋષિનું એ કથન સાંભળી રાજર્ષિ જનકને અતિ-શય હર્ષ થયો અને વિલક્ષણ પ્રશંસા સહિત તેમનો આદર સત્કાર કર્યો. બીજે દિવસે વિશ્વામિત્રની આજ્ઞાનુસાર જનકરાજાએ શંકર-ધનુષ્ય ઉંચકી લાવવાની સેવકોને આજ્ઞા કરી. થોડી વારમાંજ



राम धनुष्य-भंग.

[ पृष्ठ १३

Joshi Bros, Bazargate Street Fort, Bombay J. A. P. W

ધનુષ્ય ત્યાં લાવવામાં આવ્યું. વિશ્વામિત્રે રામચંદ્રને કહ્યું કે: "વત્સ ! આ શંકર-ધનુષ્ય બરાબર જો." મહર્ષિની આજ્ઞાથી રામે ધનુષ્ય જેમાં મૂક્યું હતું તે પેટી ઉઘાડી અને ધનુષ્ય જોઈ કહ્યું: "મહારાજ ! હું ધનુષ્યને સ્પર્શ કરૂં છું. એને બહાર કાઢવાની અને એના પર ચાપ-બાણ ચઢાવવાની આજ્ઞા છે ?" વિશ્વામિત્ર અને જનકે તેમ કરવાની રજા આપી. રામે તે શંકર-ધનુષ્ય પોતાને હાથે ઉંચકી બહાર કાઢયું અને સહજવારમાં તેને પણછ ચઢાવી બાણ ફેંકવા માંડયું એટલુંજ નહિં પણ જોત જોતામાં ધનુષ્યના બે કટકા થઈ ગયા ! આ સમયે જાણે વિજળી પડી હોય તેવો ભયંકર કડાકો થયો ! તે સાંભળી સર્વ અચેતન જેવા થઈ ગયા !

રામચંદ્રજીને હાથે ધનુષ્યના બે કટકા થયલા જોઈ રાજા જનક વિસ્મય સાથે આનંદ પામ્યા. તે સાથે જાનકીના વિવાહ સંબંધી તેમની ચિન્તા દૂર થઈ. અગ્નિમાં જેમ દાહિકા શક્તિ રહેલી છે, તેજ પ્રમાણે સુકુમાર રામચન્દ્રના સુકોમલ શરીરમાં પણ સિંહ જેવું બળ પરાક્રમ સમાયલું જોઈ તેઓ તેમની અતિશય પ્રશંસા કરવા લાગ્યા. ભગવાનની કૃપાથી તેમની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે અને પ્રિયતમ સીતા પણ રામ સાથે વિવાહ કરી પિતૃકુલની કીર્તિ અક્ષય રાખશે એવા વિચારથી તેમનું હૃદય આનન્દ-પ્રફુલ્લ થયું. તેમણે મહર્ષિ વિશ્વામિત્રની આજ્ઞા લઇ મહારાજ દશરથને શુભ સમાચાર નિવેદન કર્યા અને બનતી ઉતાવળે તેમને મિથિલામાં તેડી લાવવા કેટલાક રથ સહિત સેવકોને અયોધ્યા મોકલ્યા. સેવકોએ અયોધ્યામાં રાજા દશરથ સમક્ષ જઇ રામે શંકર-ધનુષ્ય ભંગ કર્યાના અને રામ-લક્ષ્મણના કુશળ સમાચાર કહી સંભળાવ્યા.

શંકર-ધનુષ્ય ભંગ થયાના સમાચાર મિથિલા નગરીમાં પ્રસરતાંજ જનસમાજમાં સર્વત્ર આશ્ચર્ય અને આનંદ ધ્વાન થવા લાગ્યો. સર્વ મનુષ્યો એકે અવાજે રાજકુમાર રામચન્દ્રની પ્રશંસા

કરવા લાગ્યા. વિવાહનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ સર્વ રાજમાર્ગે સ્વચ્છ થવા લાગ્યા. ઉંચી નીચી પૃથિવિ બરાબર સમાન કરવામાં આવી. સ્થળે સ્થળે મનોહર તોરણો અને ધ્વજા પતાકા લટકાવેલાં હોવાથી શોભામાં વૃદ્ધિ થવા લાગી. નગર નિવાસી જનોએ પોતાનાં ઘરબાર પુષ્પમાળા અને લતાઓ વડે શોભાયમાન કર્યાં હતાં. નગરીમાં નિત્ય મંગલમય વાદ્ય ધ્વનિ થવા લાગ્યા. જનકરાજાના અંતઃપુરમાં પણ વિવાહ-યોગ્ય મંગલ-ઉત્સવ થતો હોવાથી રાજદરબારે પણ અપૂર્વ શોભા ધારણ કરી હતી.

સીતાજીનું વય આ સમયે માત્ર દશ કે અગિયાર વર્ષનું હતું તેમ છતાં રામચંદ્રે શંકર-ધનુષ્યનો ભંગ કરી પોતાના પિતા જનકરાજાને પ્રતિજ્ઞા અને મહાન્ ચિન્તા જાળમાંથી મુક્ત કર્યા છે એ સાંભળી તેને રામ ઉપર અતિશય પ્રેમ ઉપજ્યો હતો. લોકોને મુખેથી પોતાના ભાવી પતિના અલૌકિક રૂપ લાવણ્ય અને અસાધારણ વીરત્વની વાર્તા સાંભળી તે મનમાં ને મનમાં જ અતિશય આનંદ પામવા લાગી. જે વયમાં સીતાજીનાં લગ્ન થયાં હતાં તે વયે પતિ પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ સિવાય તેની પાસેથી બીજી શી આશા રાખી શકાય ? સત્ય છે કેઃ અત્યાર સુધી સીતાએ એક વખત પણ રામચંદ્રને દીઠા નહતા, તેમ છતાં તેના વિવાહ સંબંધી કઠિન પ્રતિજ્ઞા લઇ મિથિલાપતિ અત્યન્ત ચિન્તાગ્રસ્ત થયા હતા. એવી મહા કઠિન પ્રતિજ્ઞામાંથી મુક્ત કરી પિતાનો જેણે ઉદ્ધાર કર્યો છે તે કુરૂપ હોય કિંવા સુરૂપ હોય, તે ગુણવાન હોય કિંવા ગુણરહિત હોય, ગમે તે હોય પણ ધર્મની દૃષ્ટિએ જોતાં તે જ સીતાનો પતિ અને તે જ સીતાની શ્રદ્ધા તથા પ્રેમનો પાત્ર થઈ શકે એમાં લેશમાત્ર શંકા નથી એવું તે નિશ્ચયપૂર્વક માનતી હતી. આટલી ન્હાની વયમાં વિશેષ કાંઇ સમજવાને સીતા અશક્ત હતી તેમ છતાં પણ ઉપલો નિશ્ચય તેના હૃદયમાં વિલક્ષણરૂપે થયો હતો એમાં લેશ પણ સંદેહ નહિં. ધનુષ્ય-ભંગ કર્યા પછી સીતાએ પતિનાં રૂપ લાવણ્ય અને બળ-પરાક્રમની વાર્તા શ્રવણ કરી, જાણે

વાનને અધિક ધન મળ્યું હોય તેમ પોતાને સૌભાગ્યવતી માની
ી હતી. તે સમયે પતિના ગુણુ અવગુણુ તરફ સમ્પૂર્ણરૂપે બેદર-
રહીને જ રામને પોતાના એક માત્ર દેવતા માની લેવા એ જ
ાનો પવિત્ર સનાતન ધર્મ જાણ્યો હતો તે સીતાના ભાવી
નમાં બનેલા બનાવો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. સાધારણુ
યો ભાગ્યે જ પતિદેવને ભગવાન્ માની તેમની સેવામાં સીતાની
તત્પર રહેતી હશે. પતિદેવની ઇચ્છા પ્રમાણે વર્તવાથીજ, પતિ
ની નિરન્તર સેવા કરવાથી જ સીતાનું માહાત્મ્ય યુગે યુગે ગવાઇ
ું છે. તેની અપૂર્વ પતિભક્તિ અને તેના અદ્દભુત પતિવ્રતપણાને
યે જ હજી પણુ તેનું પવિત્ર નામ પ્રાતઃકાલમાં સ્મરણુ કરીને અને
મંદિરોમાં તેનાં દર્શન કરીને માનવ મન પવિત્ર થાય છે!

વાલ્મિકિઋષિએ સીતાના એ સમયના મન-વિચારનું વર્ણન
નથી છતાં તેમના સમગ્ર જીવનચરિત્રનો વિચાર કરતાંજ
ાપણે જાણે હજી પણુ તેમને માનસિક નેત્ર સમક્ષ જોઇ શકીએ
એ. સીતાનો ચંચળ બાલક સ્વભાવ દૂર થયો છે, વય વધવા
થે મનોવૃત્તિયો પણુ વિશેષ સ્ફુરવા લાગી છે. તેમ તેમ ગંભીરતા-
પણુ તેના અનુપમ ચરિત્રમાં પ્રવેશ કરી તેના કુદરતી સૌંદર્યમાં
શેષ વૃદ્ધિ કરી છે. સરલતા અને પવિત્રતા એજ તેના ચરિત્રનાં
ખ્ય લક્ષણુ છે. તેમ છતાં પણુ ઉષાયુક્ત પ્રભાત જેમ સર્વ મનુ-
ાને પ્રિય હોય છે તેજ પ્રમાણે સ્વર્ગીય લજ્જાના કોમલ સ્પર્શથી
ના સૌંદર્યમાં દેવરાજ્યની છાયા જણાય છે. તેની બુદ્ધિ અને
ત્તિ ધીમે ધીમે વિકશિત થતી હોવાથી, પ્રતિભાની દિવ્યજ્યોતિ
ડે તેનું મુખ મણ્ડલ દીપાયમાન થઈ રહ્યું છે. તેના સુન્દર નેત્રો-
ંથી કોમળ જ્યોતિરૂપે પવિત્રતા પ્રકટી રહી છે. સફેત પ્રકાશ જેમ
ફેત પ્રકાશમાં મળી જાય છે તેજ પ્રમાણે તેની નિર્મળ મનોવૃત્તિયો
વાભાવિક રીતેજ ધર્મ માર્ગે વળી ગઈ છે. સફેત વાળવાળા, બા-
ક જેવા સરલ સ્વભાવવાળા પવિત્ર ઋષિયોને મુખેથી સીતા,

નિત્ય ધર્મ અને નીતિનાં આખ્યાન સાંભળી દિન પ્રતિદિન પોતાની ધર્મવૃત્તિ ઉજ્વળ કરી રહી છે, અને જગતમાં જે કાંઇ સુન્દર અને પવિત્ર છે તેના ઉપરજ તે શ્રદ્ધા અને પ્રેમ દર્શાવે છે. તે પિતા, માતા અને ગુરૂજન ઉપર સર્વદા ભક્તિ દર્શાવે છે. દાસ-દાસીઓ ઉપર દયા રાખી તેમની સાથે મધુર ભાષણ કરે છે. સખીઓનું હિત કરવાને તે સર્વદા તત્પર રહે છે, તેમજ પોતાને ઘેર પાળેલાં પશુ પક્ષીઓની તોં જાણે સ્નેહમયી જનની હોય તેમ તે વર્તે છે. જાણે જનકરાજાના આંગણામાં કોઈ એક સુંદર સફેત પુષ્પ ઉગ્યું ન હોય અથવા સ્વર્ગ રાજ્યનો ત્યાગ કરી કોઇ દેવકન્યા જાણે કોઇ એક મહાન્ ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવા માટે જગત્ ઉપર જન્મ પામી ન હોય તેવું અનુમાન થતું હતું. સીતાની એ જ્યોતિર્મય, દેવસ્વરૂપ બાલિકા મૂર્તિ સહસા ધ્યાનવસ્થામાં ઉદય પામી આપણને કોઈ દેવરાજ્યનું ભાન કરાવે છે અને થોડીવારને માટે પણ આ શોક સંતાપ ભરેલો અનિત્ય સંસાર-આપણા પાપી મનમાંથી ધીમે ધીમે દૂર કરી દે છે. આવો વાંચક! આપણે સીતા દેવીની એ કુમારિકા-મૂર્તિને શ્રદ્ધા તથા પ્રેમસહિત વંદન કરીએ, અને તેના અલૌકિક સદ્ગુણોનું મનન કરતાં કરતાં હૃદય અને મનને પવિત્ર કરીએ.

સૂર્ય જેમ ચન્દ્રને સફેત પ્રકાશ અર્પણ કરે છે તેજ પ્રમાણે રાજર્ષિજનક, શાન્ત સ્વભાવના, પવિત્ર ચરિત્રશાળી રામચન્દ્રના હાથમાં પોતાની પ્રાણતૂલ્ય કન્યા રત્ન સીતાને અર્પણ કરવા તત્પર થયા હતા. ભરત, શત્રુઘ્ન, કુલપુરોહિત મહર્ષિ વશિષ્ઠ, અને અસંખ્ય સગાં સંબંધી અને અનેક દાસદાસીયો સહિત રાજા દશરથ મિથિલાનગરીમાં આવી પહોંચ્યા હતા. તેમના આગમનથી અતિ આનંદ પામી જનકરાજાએ તેમનો યોગ્ય આદરસત્કાર કર્યો હતો. યજ્ઞની સમાપ્તિ થતાં જ સીતા સાથે રામનો અને પોતાની બીજી કન્યા ઉર્મિલા સાથે લક્ષ્મણનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો હતો. ચારે દિશામાં લગ્નની ધામધૂમ થવા માંડી હતી. એ જોઈ મહર્ષિ વશિષ્ટ અને

વેશ્વામિત્રે સલાહ મસલત કરી જનકરાજાના ધર્મનિષ્ઠ ન્હાના ભાઈ
કુશધ્વજની સુંદર સ્વરૂપવાન બે કન્યા ભરત અને શત્રુઘ્નને દાન કર-
વાની તેમને પ્રાર્થના કરી. રાજર્ષિ જનકે ઋષિયોની સુયોગ્ય પ્રાર્થના
તુર્તજ સ્વિકારી લીધી. રાજા દશરથ પણ પોતાના પુત્રોનાં એક જ
સ્થળે અને એક જ સમયે વિવાહ થવાના જાણી અતિ આનંદ પામ્યા.

વિવાહનો દિવસ આવી પહોંચ્યો. આજે સર્વે રાજકુમારો
સુન્દર વસ્ત્રાભુષણો ધારણ કરી વશિષ્ઠ–વિશ્વામિત્ર આદિ ઋષિયો
સહિત વિવાહ સ્થળે આવી બિરાજ્યા છે. રાજકન્યાઓ પણ અનેક
પ્રકારના વસ્ત્રાલંકારો ધારણ કરી જનકરાજાની સાથે જનકરાજાનું
આંગણું શોભાવી રહી છે. મહર્ષિ વશિષ્ઠે વેદિ તૈયાર કરી, તેના
ઉપર અગ્નિ સ્થાપન કર્યો છે અને આહુતિ આપી રહ્યા છે. તેજ
ક્ષણે લજ્જાને લીધે નીચું મુખ કરી બેઠેલી સીતાને રાજા જનકે રા-
મચંદ્ર અને અગ્નિ સમક્ષ બેસાડી કહ્યું કે: " રામચંદ્ર ! આ સીતા
મ્હારી કન્યા છે, તે આજથી તમારી સહધર્મિણી થઈ છે. તમારા
હાથમાં એનું જળ ગ્રહણ કરો–એનો હાથ ગ્રહણ કરો. તમારૂં કલ્યા-
ણ થશે. એ મહાભાગ્યશાળી પતિવ્રતા થાઓ અને છાયાની પેઠે નિ-
ત્ય તમારી સાથે નિવાસ કરો." એમ કહી રાજર્ષિ જનકે રામના
હાથમાં મન્ત્રેલું જળ અર્પણ કર્યું. સભામાં બિરાજેલા સર્વજનો
તેમને ધન્યવાદ આપવા લાગ્યા. ચારે દિશામાંથી દુન્દુભિનાદ સહિત
પુષ્પવૃષ્ટિ થઇ. સુન્દરીઓ મંગલગીત ગાવા લાગી.

રાજા જનકે આ પ્રમાણે રામચન્દ્રના હાથમાં સીતાને અર્પણ
કરી. આનન્દ પ્રફુલ્લિત ચિત્તે લક્ષ્મણના હાથમાં ઉર્મિલાને, ભરતના
હાથમાં માણ્ડવીને, શત્રુઘ્નના હાથમાં શ્રુતકીર્તિને સમર્પણ કરી.
રાજકુમારો પણ ભગવાન્ વશિષ્ઠના અભિપ્રાય પ્રમાણે, ચારે રાજ
કન્યાના કર ગ્રહણ કરી પોતાના તંબુઓમાં પાછા આવ્યા. એ સમયે
ચારે દિશામાં દુન્દુભિ ધ્વનિ, સંગીત અને અનેક પ્રકારના વાજીંત્ર
નાદ થવા લાગ્યા. નગરીના અનેક લોકો એકત્ર થઇ આનન્દ કોલા-

હલ કરી રહ્યા હતા. એ સિવાય અન્ય કાંઇ સંભળાતું નહતું. રાજા દશરથ તંબુમાં આવી નવ વધુઓના આગમનથી પ્રફુલ્લ ચિત્તે અનેક પ્રકારનાં મંગલમય કાર્ય કરવા લાગ્યા.

સીતાએ પતિ સાથે આગમન કર્યું તે સમયે જ તેમણે પતિનાં દર્શન કર્યાં. તે પહેલાં દર્શન કર્યાં નહતાં. તેણે જે જોયું તે ઉપરથી તેનું બાલક હૃદય આનન્દ મગ્ન થયું. સીતાએ જોયું કે: "પોતાના પતિ રામચંદ્ર નવયૌવનમાં પ્રવેશ કરવાની તૈયારીમાં છે. દેવ જેવું સૌંદર્ય તેમના દેહમાં પ્રફુલ્લિત થઈ રહ્યું છે. સુંદર, ઘાટીલું અને હૃષ્ટ, પુષ્ટ શરીર–અવયવોમાં અતુલ શક્તિ વ્યાપી રહી છે. બન્ને સુન્દર ભ્રુકુટિરમા માનસિક તેજ અને ચરિત્રની દઢતા સંચય થઇ રહી છે. મનોહર નેત્રોમાંથી પ્રતિભા પ્રકટી રહી છે અને મુખમણ્ડલ ઉપર એક દિવ્ય જ્યોતિ ક્રીડા કરી રહી છે. પતિદેવ રામચંદ્રની મૂર્તિ શાન્ત અને પ્રસન્ન જણાય છે. તેમનાં દર્શન કરવાથી ગમે તેવા આનંદરહિત મનમાં પણ આનન્દનો સંચાર થાય એમ છે. તેમની સ્હામે જોતાંજ મનની અપવિત્ર ભાવનાઓને લજ્જાશીલજ થવું પડે અને સાત્વિક ભાવના ઉત્પન્ન થાય. તેમનું મુખ જેટલી વખત જોવામાં આવે તેટલી વખત નેત્રો જાણે તૃપ્ત જ થતાં નથી અને તેમને દેવતા માની તેમની પૂજા કરવાનું જ મન થયાં કરે છે, સીતાએ પોતાના દેવતા સરખા પતિદેવનાં દર્શન કર્યાં તેજ ક્ષણથી તેના હૃદયમાં ભક્તિરસનો મધુર પ્રવાહ વહેવા માંડયો. તે પ્રવાહમાં સ્નાન કરી પોતે અતિશય આનંદ ઉપભોગ કરવા લાગી. તેણે તેજ ક્ષણથી પોતાના મન, વાણી, કર્મ પતિ–ચરણમાં સમર્પણ કર્યાં.

સુશીલ રામચંદ્રે પણ નવવિવાહિત સીતાનું એક જ વખત દર્શન કર્યું ત્યારથી હૃદયમાં અપૂર્વ આનંદ અનુભવવા લાગ્યા. સીતાની સરલ, નિર્મળ પવિત્ર મૂર્ત્તિ રામચંદ્રના શુદ્ધ હૃદયમાં દઢ રૂપે ચિતરાઇ ગઇ. રામચંદ્રજીએ એ મૂર્ત્તિને સાક્ષાત દેવી માની તેની પૂજા

કરી. તે પછી તે પવિત્ર મૂર્ત્તિ ક્ષણવારને માટે પણ તેમના હૃદય-માંથી દૂર થઇ નહિં.

લગ્ન થયા પછી બીજે દિવસે પતિ-પત્નીને વિદાય કરવાની તૈયારી થઇ. રાજર્ષિ જનકે કન્યા-ધન સ્વરૂપ અસંખ્ય ગૌ, અશ્વ, હસ્તી, મુક્તા, પ્રવાલ, સુવર્ણ, રજત, નાના પ્રકારનાં રત્ન, દિવ્ય પ્રકારની કામળો, ભારે કિંમતિ રેશમી વસ્ત્રો, રથ, સેવકો, અને પ્રત્યેક કન્યાને દાસ-દાસીઓ આપી. તેમણે વ્હેવાઈ રાજા દશરથની સાથે થોડે દૂર સુધી ગમન કરી પોતાના પ્રાણથી અધિક પ્રિય, આનંદમયી પુત્રી સીતાને અનેક શુભાશિષ આપી, નેત્રમાં પ્રેમાશ્રુ વર્ષાવી વિદાય કરી. તેઓ પુત્રીને વળાવી ઘેર આવ્યા. ચન્દ્ર વગર જેમ પૃથિવિ પર અન્ધ-કાર વ્યાપી રહે છે તે જ પ્રમાણે જનક રાજાનો રાજસંસાર પણ આનંદમયી પુત્રી સીતાની ગેરહાજરીમાં ક્ષણભર આનંદ રહિત જણાયો.! પરંતુ તેઓ તત્ત્વજ્ઞાની-બ્રહ્મજ્ઞાની હતા. તેથી પુત્રી પરનો મોહ દૂર કરી તેઓ પૂર્વની પેઠે જ સમય નિર્ગમન કરવા લાગ્યા.

મહારાજ દશરથ પણ પુત્ર અને પુત્રવધુઓ સાથે મહાન્ આ-નન્દપૂર્વક પોતાની રાજધાની તરફ ગમન કરવા લાગ્યા. માર્ગમાં મહાન્ પરાક્રમી પરશુરામને, રામચન્દ્રનું બળ પરાક્રમ જોઇ ઇર્ષા ઉત્પન્ન થઇ. તેમણે તેનો વિનાશ કરવાનો યત્ન કર્યો. પરંતુ અંતે દશરથ-પુત્રોએ સ્વપરાક્રમથી પરશુરામનો પરાજય કર્યો. રાજા દશરથ અને રાજકુમારોના આગમન સમાચાર સાંભળી અયોધ્યા નગરીમાં આ-નન્દોત્સવ થઇ રહ્યો. આજે નગરી પરમ રમણીય શોભાયમાન થઇ રહી હતી. રાજરાણીઓ, પુત્ર અને પુત્રવધુઓનાં ચંદ્ર સમાન મુખ દર્શન કરી અતિશય આનંદ પામી. આ પ્રમાણે રાજા દશરથ પુત્રોના શુભ-વિવાહ-કર્મથી નિવૃત્ત થઈ અન્ય કર્ત્તવ્યકર્મ પાલન કરવામાં ગુંથાયા.



# તૃતીય અધ્યાય ।

## રાજ્યાભિષેકની તૈયારી.

પર્વતના એક ખુણામાંથી જન્મ પામેલી એક ક્ષુદ્ર સરિતા વહન કરતી હતી. સ્ફટિક જેવાં નિર્મળ જળ અનેક પત્થરો ઉપર પડી ત્યાંથી પ્રવાહના રૂપમાં વહન થઇ કોઇ સ્થળે સફેત ફીણના લોચા ઉત્પન્ન કરે છે, ત્યારે કોઇ સ્થળે ન્હાનાં ન્હાનાં ગોળ કુંડાળા બંધાઈ, જાણે ચંચળ સ્વભાવની અભિમાની બાલિકા હોય તેવાં જોવામાં આવે છે! કોઇ સ્થળે લીલાં કુંજર જેવાં વિશાળ ધાન્ય ક્ષેત્રોમાંથી વહન થઈ સ્થિર-ગંભીર સ્વરૂપ ધારણ કરે છે, અને કોઇક સ્થળે, બન્ને કિનારે આવેલા અનેક વૃક્ષવાળાં વન જંગલમાં થઇને, વનપુષ્પોની મધુર સુગંધનું શરીરે લેપન કરી કલ્‌કલ્ ધ્વનિ સહિત આનન્દપૂર્વક નૃત્ય કરતી કરતી વહન થઇ રહી છે. એ પર્વત દુહિતા, ક્ષુદ્ર સરિતા, કેવી મનોહારિણી જણાય છે! અહા! જોતજોતામાં તેના જળ, એક મ્હોટા સરોવરના જળપ્રવાહ સાથે મળી ગયાં છે. સરોવરે પ્રેમપૂર્વક સરિતાનો ઉછળતો જળપ્રવાહ પોતાના હૃદયમાં ધારણ કરી લીધો છે. પરન્તુ તેને ધારણ કરવા જતાં તેનું વિશાળ હૃદય જાણે ગભરાઇ ઉઠયું! બન્નેનાં જળ એકત્ર થતાં પ્રચણ્ડ પ્રવાહ જણાયો ખરો, પરન્તુ સરિતાનું ક્ષુદ્ર જીવન સરોવરના હૃદયમાં ગુમ જ થઇ ગયું! તે પછી સરોવરના પ્રવાહે, ન્હાનકડી-નાજુક સરિતાના નવીન બળથી બળવાન બની, મહાન્ ઉત્સાહથી કેટલાંએ સુંદર લીલાં ધાન્યક્ષેત્રો જળજળાકાર કરી દીધાં, કેટલાંએ ગ્રામ, નગર અને લોકોના નિવાસસ્થાન પોતાનાં પવિત્ર જળથી પવિત્ર કરી સમુદ્ર સમાગમ માટે આગળ વધવા માંડયું અને અન્તે મહા મહિમામય, અનન્ત સાગરના જળમાં મળી જઇ પોતાનું જીવન સાર્થક્ય કર્યું. ક્ષુદ્ર નામરૂપનો ભેદ ટળી ગયો. ક્ષુદ્રત્વ લોપ પામી અતિ મહત્ત્વ પ્રાપ્ત કર્યું.

એ સરોવર અને સરિતાનો મિલન-પ્રસંગ કેવો મનોહર અને શિક્ષાપ્રદ છે! પવિત્ર સ્વભાવની બાલિકાઓ જીવનના મધુર-પ્રારંભ સમયમાં પુષ્પો વીણી લાવી, પક્ષીના કણ્ઠ સાથે કણ્ઠ મેળવી, હરિણ-બાળકની પેઠે આમતેમ દોડાદોડી કરી ક્વચિત્ ચંચલ, અને ક્વચિત્ ચંચલતા ધારણ કરતી જોવામાં આવે છે. આ વિશાલ સંસારમાં, પરમેશ્વરે તેના જીવનનું જે કર્તવ્ય નિર્માણ કરી રાખ્યું છે, તેના પાલનને માટે જ તે બાલિકાજીવન દિનપ્રતિદિન ઉન્નત થતું જાય છે. યુવાવસ્થામાં પ્રવેશતાં જ તે બાલિકા, તેને યોગ્ય હોય એવા એક યુવકના હસ્તમાં સમર્પણ થઇ તેને જ પોતાનું જીવન-મન-પ્રાણ અર્પણ કરે છે. બાલિકા પોતાની સ્વતંત્રતા પોતાના પતિરૂપ સાક્ષાત્ દેવતામાં સમાવી દઈ પોતાને ભાગ્યશાળી માને છે. તે પછી પતિ-પત્ની બન્ને એક બીજાનો પ્રેમ અને ઉત્સાહવડે ઉત્સાહ પામી સંસારધર્મનું પાલન કરે છે; ત્યાર પછી સંસારનું કાર્ય પૂર્ણ કરી પતિ-પત્ની બન્ને પોતાનું જીવન મહાન્ સાગરરૂપ પરમેશ્વરના મહત્ત-ત્ત્વમાં મેળવી દઇ કૃતાર્થ થાય છે.

આપણાં સીતાદેવીનો નિર્મળ જીવન-પ્રવાહ, પવિત્ર હૃદયના રામચન્દ્રજીના જીવન-પ્રવાહમાં ધીમે ધીમે ભળવા લાગ્યો. તેમનાં પ્રત્યેક વિચાર-તરંગો એક બીજાં સાથે મળવા લાગ્યા. જળરૂપી સ્વભાવ એક બીજાના સ્વભાવ સાથે મળી સમભાવ ધારણ કરવા લાગ્યો, અને જે દિશામાં પતિદેવનો જીવન-પ્રવાહ વહેતો હતો તે જ દિશામાં સીતાએ પણ પોતાનો જીવન-પ્રવાહ વહેવડાવવા માંડયો-કહો કે પતિદેવતાના જીવન-પ્રવાહમાં સીતા પણ તણાવા લાગ્યાં. હવે સીતા જરા પણ સ્વતંત્ર નથી. તેણે પોતાના મન, પ્રાણ પતિદેવને સમર્પણ કર્યાં પછી સ્વતંત્રતાપૂર્વક વર્તવાનો પોતાને અધિ-કાર જ નથી એવો દૃઢ નિશ્ચય કર્યો હતો. સીતાએ એક વખત પતિદેવનાં દર્શન કર્યાં પછી-પતિપત્નીનું મન-પ્રાણપૂર્વક મિલન થયા પછી, શું તે આ જીવનમાં કિંવા પરજીવનમાં કદી પણ, પતિદેવથી

વિખુટી પડી શકે ? એમ થવું જગતમાં અસમ્ભવિત છે; પરમેશ્વરની પણ એવી ઇચ્છા હોતી નથી. ગંગા-યમુનાનો એક વખત સંગમ થયા પછી-બન્ને જળ એક વખત એકત્ર થયા પછી ગંગાજળમાંથી યમુના જળ જૂદું પાડી શકાય ખરૂં ? એ બન્ને પવિત્ર નદીઓનું સંગમસ્થળ જેમ પવિત્ર છે તે જ પ્રમાણે બે માનવની જીવન-સરિતાનો સંગમ પણ તેથી અધિક પવિત્ર છે ! એ પવિત્ર સંગમનું નામ વિવાહ છે. વિવાહરૂપી નવીન પુણ્યતીર્થનું માહાત્મ્ય જે મનુષ્યો સમજે છે, તેઓ વિખુટાં થવું અથવા અન્ય કોઇ પ્રકારે કુમિલન થવાનું કદી પણ અસમ્ભવિત ધારશે નહિં. તે માટે જ વિખુટા પડવા સંબંધી સમસ્ત વિચારોનો, તેઓ દુર્ગંધમય વસ્તુની પેઠે ત્યાગ કરે છે.

પતિદેવની જીવન-સરિતા વહેતાં વહેતાં, રેતાળ મરૂભૂમિમાં સુકાઇ જાય અથવા નવીન તેજ અને નવીન ઉત્સાહથી ઉત્સાહિત થઇ, અનેક દેશ અને નગરને પ્રલય કરતી કરતી મહાસાગર તરફ વહેતી હોય, તોપણ તેની પત્ની-સહધર્મિણી-એ તો નિત્ય-નિયમિત્ત પતિદેવના જીવનપ્રવાહની સાથે સાથે જ રહેવું એ જ તેનો ધર્મ છે, પતિદેવ સુખમાં હોય કિંવા દુઃખમાં હોય પણ પત્નીએ તો હમેશાં પતિના સુખે સુખી અને તેના દુઃખે દુઃખી થવું જોઇએ. પતિદેવ દયાળુ હોય કિંવા નિર્દય હોય, પત્નિની ઇચ્છા પ્રમાણે વર્તતો હોય કિંવા તેમ ન વર્તતો હોય તો પણ પતિ એજ પત્નીનો સાક્ષાત્ ઇષ્ટ દેવતા છે. પતિ કદાચ સ્ત્રીની ઇચ્છાનુસાર ન વર્તે તોપણ શું પત્નીએ પોતાનો પવિત્ર ધર્મ ભૂલવો જોઇએ ? પતિવ્રતા સ્ત્રી કદી પણ બદલાની આશા રાખે નહિં. તે તો પતિ પ્રત્યે પોતાનું પવિત્ર કર્ત્તવ્ય બજાવ્યા વગર રહે જ નહિં. પત્નીએ મન-વાણી અને કર્મ; સર્વ પતિદેવને સમર્પણ કર્યું ત્યારથી પતિની ઇચ્છા પ્રમાણે વર્તવામાં જ તેનો ધર્મ સમાયલો છે. પતિવ્રતપણું એ જ તેનો એક ધર્મ છે-એ જ ધર્મ પરમેશ્વર તરફથી તેને માટે નિર્માણ થયો

છે, માટે તેણે પોતાના જીવનમાં તે પવિત્ર ધર્મ સાધ્ય કરવા યત્ન કરવો જોઇએ અને મંગલમય ભગવાન તેને જે સ્થીતિમાં રાખે તે સ્થીતિમાં સંતોષ માની, પતિદેવની સેવા શુશ્રુષા કરી, જગતમાં અમર કીર્તિ મૂકી જવી જોઇએ. જનકતનયા સીતા દેવીનો પતિદેવ સાથે સંબંધ થયો. હવે તે કેવી રીતે પવિવ્રત-ધર્મનું પાલન કરે છે તે જોઈએ.

એક ન્હાનકડી પુષ્પ-કલિકાની પાંદડીયો ખિલતી જાય છે તેમ તેમ ધીમેધીમે તેમાં સુવાસ સંચિત થાય છે તેજ પ્રમાણે વિવાહ થયા પછી સીતાદેવીને પોતાના વિકાશ પામતા હૃદય-પુષ્પમાં એક દિવ્ય સુગંધનો અનુભવ થયો. તે સુગંધથી તેના પ્રાણ આનંદ પામ્યા. તેણે જાણે કોઇએક આશ્ચર્યકારક ભાવનાનો પ્રબળ પ્રવાહ પોતાના હૃદયમાં અનુભવવા માંડયો. અત્યાર પહેલા આવી ભાવના એ કદી પણ તેના હૃદયમાં પ્રવેશ કર્યો નહતો. એ ભાવના તેના મનમાં તદ્દન નવીનજ હતી. એ ભાવના સીતાએ ગુપ્ત રાખવાનો યત્ન કર્યો હતો છતાં તેમ થઈ શક્યું નહિં, સીતાની અસાધારણ પ્રફુલ્લતા, ચંચળતા અને ઉત્સાહ દ્વારા તે ભાવના પ્રકટ થઇ ગઇ. રામચંદ્રજી સંબંધી વિચાર કરતાં કરતાં સીતા એકચિત્ત થઈ જતી. તેને બીજી કોઈ વસ્તુનું ભાનજ રહેતું નહતું. તેથીજ તેની મનોભાવના પ્રકટ થઇ ગઇ. રામ સંબંધી વાર્તાલાપ કરવા માટે પોતાની સખીઓને એટલો બધો આગ્રહ કરતી અને રામની પ્રશંસા તે એટલી બધી આતુરતાપૂર્વક સાંભળતી કે જેથી તેની પતિભક્તિની ભાવના પ્રકટ થઈ જતી. રામચન્દ્રજી સાથે વાર્તાલાપ કરતાં કરતાં સીતા એકાએક પોતાનાં નેત્રો ચરણ સમક્ષ ઢાળતી. કોઇ કોઈ વખત તો તેનાં નેત્રોમાંથી એક પ્રકાશ નીકળી તેના મુખ ચન્દ્રને દેદીપ્યમાન કરતો. તેમ થવાથી પણ રામચંદ્રજી પત્નીદેવીના મન-વિચાર સમજી શકયા હતા. સીતા પોતાના એ વિચાર કોઇ પણ રીતે છુપાવી શકી નહિં. સીતાએ ધીમેધીમે કિશોર અવસ્થામાંથી

યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડયો, તે સાથેજ તેના હૃદયમાં પવિત્ર પ્રેમની વ્યાકુળતાએ પ્રવેશ કર્યો. તે પ્રવાહમાં સીતાની સ્વતંત્રતા તદ્દન તણાઇ ગઇ. હવે સીતા પોતાને તદ્દન ભૂલી ગઇ, તે કેવલ રામમય બની જઈ જીવન વ્યતીત કરવા લાગી. સીતાજીનું દર્શન કરતાંજ રામચન્દ્રજીના નિર્મળ હૃદયમાં તેની પવિત્ર મૂર્તિ કોતરાઇ ગઇ હતી. રામ તે દેવી મૂર્તિને સંભાળપૂર્વક હૃદયના મધ્યમાં પુષ્પમય આસન ઉપર શ્રદ્ધા અને પ્રેમ સહિત સ્થાપન કરી નિત્ય તે દેવીનું ધ્યાન ધરતા. જેમ જેમ તેમને જનક-તનયા સીતાજીના અનુપમ ચરિત્રનો પરિચય મળતો ગયો, જેમ જેમ સીતાજીના સદ્ગુણની કથાઓ તેમના જાણવામાં આવી અને જેમ જેમ સીતાની અદ્ભુત પતિ-ભક્તિ તેમના જોવામાં આવી તેમ તેમ રામચન્દ્રજીનું મન, સ્વાભાવિક રીતેજ સીતા તરફ આકર્ષાતું ગયું, અને નિત્ય નિત્ય તેના ઉપર તેમનો પ્રેમ વૃદ્ધિ પામતો ગયો. દેવબાલા જેવી સૌન્દર્યવતી સીતાને તેમણે પોતાના હૃદયની આરાધ્ય દેવી બનાવી. દિન પર દિન તે કૃશાંગી યુવતી તરફ તેમનો પક્ષપાત વધતો ગયો. સીતા સંબંધી વિચાર કરતાંજ તેમનું હૃદય પવિત્ર થઇ જતું. હૃદય મંદિરમાં સીતાજીનું સ્થાન હોવાથી રામે તે યત્નપૂર્વક નિર્મળ અને સ્વચ્છ રાખ્યું હતું. સત્ય છે. પતિનું હૃદયમંદિર એ પત્ની દેવીને બિરાજવાનુંજ પવિત્ર સ્થાન છે. પતિદેવે તે સ્થાનમાં પત્ની દેવીની મૂર્તિ સ્થાપન કરી તેને જ આરાધ્ય દેવી માનવી જોઇએ અને તે સ્થાન અતિ પવિત્ર રાખવું જોઇએ. પત્નીનું હૃદય મંદિર પણ પતિ દેવનું જ નિવાસ સ્થાન છે તેથી તે પણ અતિ પવિત્ર, અતિ, સ્વચ્છ રહેવું જોઇએ અને ત્યાં પતિ દેવની નિત્ય પૂજા થવી જોઇએ. રામચંદ્રજીએ બાલ્યાવસ્થાથી જ લોક-કલ્યાણનાં કાર્યો કરવાની દીક્ષા લીધી હતી. તેઓ પ્રજાજનોને અતિશય પ્રેમની દૃષ્ટિયે જોતા અને લાગ મળતાંજ તેમનું કલ્યાણ કરવાનો યત્ન કરતા હતા. એવાં અનેક કારણોને લીધે તેઓ પ્રથમથી જ અતિશય લોકપ્રિય થઇ પડયા હતા.

વિવાહ થયા પછી તો રામચન્દ્રજી પરોપકારના કામ કરવામાં વિશેષ આનન્દ અનુભવતા. શાસ્ત્રનું અધ્યયન, મનન અને શ્રવણુ કરવામાં તેમનો ઉત્સાહ વૃદ્ધિ પામવા લાગ્યો વળી ધનુર્વિદ્યા શિખવામાં તો તેમનો ઉત્સાહ બહુ જ વધવા લાગ્યો. આ સમયે રામચન્દ્રજી પિતા-માતા અને વડીલો પ્રત્યેક અધિક કર્તવ્ય પરાયણુ થવા લાગ્યા. દેવ અને બ્રાહ્મણો પ્રત્યે અધિક અધિક ભક્તિમાન્ થવા લાગ્યા. તેમજ સમાન વયના મિત્ર-સખાઓ પ્રત્યેક અધિક ચંચળતા અને પ્રેમ પ્રકટ કરવા લાગ્યા. રામચંદ્રજી સમજવા લાગ્યા કે પોતાનું જીવન કઠોર કર્તવ્ય કરવા નિર્માણુ થયું છે. પરંતુ અહા! તે કઠોરતામાં પણુ કેવી કોમળ-મધુરતા રહી છે! પોતાનું જીવન જાણે એક મહાન્ વ્રત સમાન જાણુવા લાગ્યા. અહા ! તે વ્રતનું ઉદયાપન કરવામાં કેટલાં-એ સુખ અને આનંદ સમાયલાં છે! રામચંદ્રજીએ પોતાના જીવનનું એ નવીન પરિવર્તન જાણી લીધું, એનું કારણુ સીતા દેવીજ છે એ પણુ તેઓ સ્પષ્ટ રીતે સમજી શકયા હતા. સીતાનો સાક્ષાત્ સંબંધ, રામને એવાં સર્વ સત્ અને કર્તવ્ય કર્મમાં ઉત્સાહિત કરે છે એમ ન હતું. પરંતુ રામ સમજી શકયા હતા કે: માત્ર સીતાની હાજરી એજ એવાં સર્વ સત્કર્મનું કારણુ છે. સીતાના શ્વાસમાંથી સુગંધ પ્રસરે છે, સીતાના શબ્દોચ્ચારથી અમૃતની વૃષ્ટિ થાય છે, અને કોમલ ચરણુના સ્પર્શથી મરૂભૂમિ પર સુંદર પુષ્પો ઉગી નિકળે છે ! સીતા ઉપર પ્રેમ રાખવો એ એક મહાન્ સાધન છે. સર્વ નીચ વાસના અને નઠારી વૃત્તિયો વશ કર્યા સિવાય તે મહા દેવી ઉપર પ્રેમ રાખી શકાય નહિં, અથવા તે દેવી ઉપર પ્રેમ રાખવાનું એક વખત શરૂ કરતાં જ જેમ સૂર્યનો ઉદય થતાં અંધકારનો નાશ થાય છે તેમ મનુષ્ય મનના દુર્ગુણો એની મેળે જ ન્હાસી જાય છે! રામચન્દ્રજીએ સીતાજીના નિર્મળ પવિત્ર આત્મા સાથે પોતાના આત્માની દૃઢ ગાંઠવાળી દીધી હતી. તેઓ જાણી શક્યા હતા કે: આવી આત્મ-ગાંઠ-પ્રેમગાંઠ એ તો અનન્ત કાલને માટે છે, અનેક જન્મને માટે

છે. તે ગાંઠ કોઇ પણ સમયે, કોઇ પણ પ્રકારે તૂટે એમ નથી. એ પ્રેમ–ગાંઠ પર દેવતાઓના અનેક શુભ આશીર્વાદ વર્ષેલા હોય છે, અને એવાં પવિત્ર પતિ–પત્નીનું મિલન કોઇ મહાન્ પવિત્ર કાર્યના સાધનને માટે જ નિર્માણ થયેલું હોય છે. ધન્ય એ અમર–આત્મ–ગ્રંથી ! ધન્ય એ પ્રેમ–ગ્રંથી !

વિવાહ થયા પછી રામચન્દ્રજીના નિવાસ માટે એક જૂદો મહેલ તેમને આપવામાં આવ્યો હતો. રાજકાર્ય સંબંધી પિતાની સલાહ અને માતાઓની સેવા શુશ્રુષા કર્યા પછી થોડો સમય નવરાશ મળતાં જ તેઓ સીતાના મહેલમાં આવતા અને પ્રેમ ભરેલા નેત્રે પ્રાણથી અધિક પ્રિય સીતા સાથે કેટલીએ મનોહર વાર્તાલાપ કરતા. અહા! રામજાનકીની એ પ્રેમગાથામાં કેવી મધૂરતા રહેતી! અહા! એ સ્વર્ગીય પ્રેમકથામાં કેવો દૈવી આનંદ રહેતો! એ તો દેવતા જેવું નિર્મળ હૃદય હોય તેને જ એ આનંદનો કંઇક ઝાંખો વિચાર સૂજે! એ સમયે રામ કેટલાંએ પરોપકારી કાર્યની કથા કહેતા! તે પછી તેઓ સીતાને નીતિ ભરેલો શાસ્ત્ર–ઉપદેશ કહી સંભળાવતા અને પતિવ્રત–ધર્મ સંબંધી કેટલીએ સત્ચર્ચા ચલાવતા. સીતાના બન્ને કાન, રામની તે અમૃત–મયીવાણીનું પાન કરતા છતાં તે જાણે અતૃપ્ત જ રહેતા! સીતા પણ કોઈ કોઇ વખત પોતાના બાલ્યજીવનનો ઇતિહાસ રામ સમક્ષ કહેતાં. ઋષિજનોના મુખથી તેમના આશ્રમનું વર્ણન કેવી રીતે સાંભળતાં, આશ્રમનો કાર્યક્રમ કેવો સુંદર ભાસતો, અને તે આશ્રમોનાં દર્શન કરવાની ઉત્સુકતા પોતાના મનમાં હજી પણ કેવી બળવાન છે તે સ્પષ્ટ જણાઇ આવતું. હજી પણ રામની સાથે પુષ્પથી ભરેલા બગિચાઓમાં ભ્રમણ કરવાની તેમને ઘણીયે ઇચ્છા થાય છે, રામ કોઇ દિવસ ઋષિ આશ્રમો તરફ પર્યટન કરવા જતાં દયાપૂર્વક સીતાને પોતાની સાથે ત્યાં લઇ જશે ? સરલ હૃદયનાં સીતાજી એવી રામને પ્રાર્થના કરી તેમને આનંદ આપતાં. રામચંદ્રજી પણ દેવી–

રૂપિણી સીતાજીની પ્રાર્થના સાંભળી તેમને પ્રેમપૂર્વક આશ્વાસન આપતા, તેમનો આદર સત્કાર કરતા અને મધુર સંભાષણદ્વારા તેમના પ્રેમમાં ઉત્સાહ પ્રેરતા.

લક્ષ્મણ પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને બહુ ચ્હાતા. તેઓ બાલ્યાવસ્થાથી જ રામચંદ્ર ઉપર પ્રેમ રાખતા; અને તેમના સહવાસમાં રહેવાનું પસંદ કરતા. બન્ને બંધુઓ સાથે ને સાથે જ રહેતા. રામ જ્યાં જતા ત્યાં લક્ષ્મણ ધનુષ્ય લઇ સાથે જતા. લક્ષ્મણ સિવાય રામને કોઇ પણ સ્થળે વિશેષ રહેવું ગમતું નહિં, અને કોઇ કાર્ય પણ કરતા નહિં. લક્ષ્મણ સીતાદેવી ઉપર માતૃવત્ ભક્તિ રાખતા. તેમ જ સ્વપત્ની સુમિત્રાને પણ સીતાની સાથે રહેવાનો જ આદેશ કરતા. સીતા પણ લક્ષ્મણને પોતાના ન્હાના ભાઇ જેવા ગણતાં, તેમના પર ભ્રાતૃવત્ પ્રેમ રાખતાં.

સીતા પોતાનાં સાસુ કૌશલ્યા આદિ સ્વસુર પક્ષનાં સગાંઓ ઉપર માતૃવત્ ભક્તિ રાખતાં, તેમની સેવા શુશ્રુષા કરવાનો સમય મળતાં સીતાના હૃદયમાં અતિશય આનંદ થતો. સાસુ વગેરે સગાંઓ સીતા ઉપર પોતાની કન્યા કરતાં વિશેષ પ્રેમ રાખતાં. સાસરે આવ્યા પછી સીતાને પોતાનાં માતાપિતા એક દિવસ પણ સાંભર્યાં નહોતાં. કારણ કે સાસરાનાં સર્વ સગાંઓ તેના ઉપર માતૃ પિતૃવત્ પ્રેમ દર્શાવતા. સીતા સર્વને એવાં પ્રિય થઇ પડયાં હતાં, અને તેમનું અલૌકિક રૂપ તથા પવિત્રતાવડે તે મહાલય એક એવી અપૂર્વ શોભા ધારણ કરી રહ્યું હતું કે: જેમ પ્રકાશ વગર ઘરમાં અંધકાર જણાય છે તે જ પ્રમાણે સીતાની ગેરહાજરીમાં તે મ્હોટું રાજમહાલય જાણે શૂન્ય ન હોય તેમ જણાતું.

આ પ્રમાણે અનેક વર્ષ વ્યતીત થવા લાગ્યાં. કાલની ગતિને લીધે જોતજોતામાં, સીતાના વિવાહ પછી બાર વર્ષ નીકળી ગયાં. હવે સીતાદેવી, પૂર્વની પેઠે કોઇ વખત ચંચલ અને કોઇ વખત ગંભીર બાલિકા જેવી નથી. યુવાવસ્થાના પ્રારંભ સમયે લજ્જાનો

સ્પર્શ થતાં તેના વદનમણ્ડલ્ પર જે શાભા જણાતી તે શાભા પ
હવે રહી નથી. અત્યારે તો તેમણે યુવાવસ્થામાં પ્રવેશ કરી દીધે
છે, તેમ છતાં બાલ્યાવસ્થા સમયે તેમનામાં જે સરલતા અને પવિ
ત્રતા જણાતી તે અત્યારે પણ ઉજ્વલરૂપે દેદીપ્યમાન થઇ ર
છે, તેમનામાં સુંદરતા છે પણ ચંચળતા નથી. જાણે વિજળિ
રેખાએ સ્થિર અને ગંભીર ભાવ ધારણ કર્યો છે! એ ગંભીરતા
લીધે જ સીતાદેવી હવે સર્વત્ર જોવામાં આવતાં નથી. તેમને એક
એક જોતાં જ મનમાં ભય-સાથે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, પરં
જે મનુષ્યો નિત્ય તેમના સમાગમમાં આવી રહ્યાં છે તેને તેમ
દૈવી હૃદયનો પરિચય થતાં જ તેઓ ભક્તિ અને આનંદરસ
તરબોળ થઇ જાય છે!

મહાવીર રામચંદ્રજી, ધર્મપત્ની સીતાદેવી ઉપર નિત્ય વિશે
શ્રદ્ધા-ભક્તિ દર્શાવવા લાગ્યા. તેમ થવાથી સીતાના હૃદયમાં પ
શ્રદ્ધાભક્તિનો પ્રવાહ વહેવા લાગ્યો. પતિ-પત્નિમાં પરસ્પર પ્રેમ અ
ભક્તિ વૃદ્ધિ પામવાથી બન્નેના હૃદય, મન-પ્રાણ એક થઇ ગયાં
બન્ને એક બીજાને દેવ-દેવી સમાન જાણવા લાગ્યાં. બન્નેના હૃદય
એક બીજાની પૂજા થવા લાગી. નિર્મળ પ્રેમ-ભક્તિનો એવો જ પ્રતા
છે! સીતાના મનના વિચાર રામ સ્પષ્ટ રીતે સમજી શકતા. સું
સ્વરૂપની અધિષ્ઠાત્રી જાનકી તેથી પણ વિશેષ સ્પષ્ટરૂપે રામનું હૃ
વાંચી શકતાં! બન્ને એક બીજાની ઇચ્છા તૃપ્ત કરવામાં જ સન્તે
અને આનંદ માનતાં! આ પ્રમાણે સુખ અને સન્તોષમાં તેમ
દિવસો વ્યતીત થતા હતા. એ અરસામાં જ તેમના જીવન-નાટકમ
એક નવીન લીલા શરૂ થઈ.

મહારાજ દશરથને વૃદ્ધાવસ્થામાં રામ લક્ષ્મણ આદિ ચા
પુત્રરત્નોની પ્રાપ્તિ થઇ હતી. તેઓ ચારે પુત્ર ઉપર એક સરખો સ્ને
રાખતા. સર્વે પુત્રો સુશીલ, સદ્દગુણશાલી, સત્યનિષ્ઠ, અને પિ
ઉપર સમાન ભક્તિ દર્શાવતા હતા. પરંતુ તારા-મણ્ડલમાં જેમ ચં

સુશોભિત જણાય છે તેમ સર્વ ભાઇઓમાં રામચંદ્ર વિશેષ શોભાયમાન જણાતા. તેઓ જેમ સુંદર અને મિષ્ટ ભાષણ કરનાર હતા તે જ પ્રમાણે સત્ય વ્રતધારી અને પરાક્રમશાળી પણ હતા. શાસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં તેઓ જેમ કુશળ હતા તે જ પ્રમાણે વિનય અને મનોબળ એ તેમના ચરિત્રના મૂખ્ય અલંકારરૂપ થઇ પડયાં હતાં. તેઓ એક તરફ પ્રજાજનોના હિતસાધન માટે સર્વદા તત્પર રહેતા તે જ પ્રમાણે દુરાચારી અને શઠ-પ્રપંચીઓને યોગ્ય શીક્ષા આપી રાજસત્તાનું રક્ષણ કરતા. તેઓ જેમ પ્રજાપાલન અને રાજ્યશાસનના વિવિધ ઉપાય સુન્દરરૂપે સમજી શક્યા હતા તે જ પ્રમાણે સર્વ વિષયમાં ધર્મથી જ જય થાય છે એવું દર્શાવવા માટે જીવતોડ પ્રયત્ન કરતા. એક શ્રેષ્ઠ રાજાને ઉચિત્ હોય એવા સમસ્ત સર્વોત્કૃષ્ટ સદ્ગુણને લીધે જ તેઓ પ્રજાજન ઉપરાંત પિતાના વિશેષ પ્રેમપાત્ર થયા હતા. ખરૂં જોતાં પ્રજાજનો વૃદ્ધ મહારાજ દશરથ કરતાં પણ રામચંદ્રજી પ્રત્યે વિશેષ પ્રેમ દર્શાવવા લાગ્યા! બીજી તરફ દશરથ રાજા પણ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રજીને આ પ્રમાણે લોકપ્રિય થયેલા જોઇ મનમાં ને મનમાં અતિશય આનંદ પામવા લાગ્યા. વૃદ્ધાવસ્થાને લીધે, તેઓમાં પહેલાંના જેવી રાજ ચલાવવાની શક્તિ નહોતી તેથી પ્રજાજનોમાં અતિપ્રિય થઇ પડેલા જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રજીનો યુવરાજ તરીકે રાજ્યાભિષેક કરી પોતે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો. તુર્ત જ તેમણે રાજના મંત્રીઓની સલાહ લઇ કોશલ રાજ્યના અનેક નગર અને નગરીઓમાંથી ખંડિયા રાજા, સામન્ત અને પ્રતિષ્ઠિત મૂખ્ય ગ્રહસ્થોને આમંત્રણ કર્યું, તથા તેમની આબરૂ પ્રમાણે તેમને નિવાસસ્થાન તથા નાના પ્રકારની સામગ્રી આપવાની વ્યવસ્થા કરી.

પ્રાચીનકાળમાં ભારતવર્ષના રાજાઓ પ્રબળ પરાક્રમી, અને મહાન્ પ્રતાપી હોવા છતાં પ્રજાનાં મનરંજન કરવાની વૃત્તિ તેમનામાં વિશેષ હતી. પ્રજાજનો પોતાના રાજાને દેવતા સમાન જાણી તેમનું પુજન કરતા. રાજાને સાક્ષાત્ ધર્મનો અવતાર માની તેમનું સન્માન

કરતા. અને રાજાની આજ્ઞાવિરૂદ્ધ કદી પણ વર્તતા નહિં. તેઓ ધર્મનિષ્ઠ, સદ્બુદ્ધિ સમ્પન્ન મંત્રીની સલાહ લીધા સિવાય કોઇપણ કાર્ય કરતા નહિ અને રાજ્ય સંબંધી ગુંચવાડા ભરેલો પ્રશ્ન ઉપસ્થિત થતાં રાજ્યના મૂખ્ય મૂખ્ય અમલદારોની સલાહ લેતા. એ પ્રમાણે આમંત્રણ કરેલા સર્વ ગૃહસ્થો પોતાની ઇચ્છા પ્રમાણે, સ્વતંત્ર રીતે પોતાનો અભિપ્રાય દર્શાવતા. તેઓ રાજાના ભયથી બ્હી જઇને કદી કોઇપણ અન્યાય કાર્યને પુષ્ટિ આપતા નહિ. તેઓ કદી પણ કોઇની મ્હોં શરમ રાખીને કિંવા લોભ–લાલચ–સ્વાર્થમાં સપડાઇને રાજાનાં કોઇ પણ અધર્મ-કર્મને ઉત્તેજન આપવા જેવો અભિપ્રાય દર્શાવતા નહિં. રાજાઓ પણ તે સલાહકારોની સલાહ પ્રમાણે જ વર્તતા. એ પ્રાચીન રિવાજ પ્રમાણે જ મહારાજ દશરથે, રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાની ઇચ્છા દર્શાવવા સ્વરાજ્યના મૂખ્ય મૂખ્ય સજ્જનોને આમંત્રણ કરી સર્વની સાથે રાજસભામાં ઉપસ્થિત થયા.

રાજસભામાં સર્વ સજ્જનો પોતપોતાના આસન ઉપર બિરાજયા પછી દશરથ રાજા ગંભીર સ્વરે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરવા લાગ્યા. તેમણે રાજ્યની અવસ્થા અને રામની યોગ્યતા સંબંધી કહેવા માંડયું. દશરથ હવે વૃદ્ધ થયા છે, તેમણે રાજ્યની કલ્યાણ–કામનાથી શરીરબલનો ક્ષય કરીને પણ ઘણા વર્ષ પર્યંત રાજ્યશાસન અને પ્રજા પાલન કર્યું છે. હવે તેઓ જ્યેષ્ઠ પુત્ર રામચન્દ્રના હાથમાં રાજ્યભાર અર્પણ કરી નિશ્ચિન્ત મન વડે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવા ઇચ્છે છે. રામચન્દ્ર એ રાજ્યભાર વહન કરવાને યોગ્ય છે કે નહિં અથવા એના કરતાં કોઇ બીજો રાજપુત્ર શ્રેષ્ઠ છે કે નહિં, એ સંબંધી દશરથ રાજાએ સર્વનો અભિપ્રાય પૂછયો.

દશરથ રાજાએ રામચન્દ્રને યુવરાજ્યાભિષેક કરવાનો સંકલ્પ કર્યો છે, એ સમાચાર સાંભળતાં જ સભામાં સર્વત્ર મહાન્ હર્ષ ધ્વનિ વ્યાપી રહ્યો. તેજ ક્ષણે સર્વે એકસ્વરે બોલી ઉઠયા કેઃ " રામચંદ્રને જ રાજ્યકાર્યભાર અર્પણ કરો " દશરથ રાજાએ સભા-

જનોની આ આગ્રહ વાણી સાંભળી. સર્વેએ દશરથ રાજા સમક્ષ રામચંન્દ્રના અસંખ્ય સદ્દગુણનું વર્ણન કહી સંભળાવ્યું અને તેમને જ ભાવી રાજા તરીકે પસંદ કરવાના અનેક કારણો નિવેદન કર્યા.

તેજ ક્ષણે રાજા દશરથ રાજમંત્રીઓ અને સભાસદો ઉપરાંત પ્રજાજનોના ઉપરોક્ત વાક્ય સાંભળી અતિ આનંદ પામ્યા. તેમણે તે જ ક્ષણે રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાનું રાજસભામાં પ્રસિદ્ધ કર્યું. એ સમાચાર સાંભળી બાલક, વૃદ્ધ, વનિતા સર્વ હર્ષ પ્રફુલ્લ થયાં. અયોધ્યા નગરીમાં મહાન્ ઉત્સવ થઇ રહ્યો. સર્વ જન-પ્રિય રામચંદ્રજીના જય ધ્વનિવડે ચારે દિશા ગર્જવા લાગી. ઘેરેઘેર દીપમાળાઓ થઇ, સર્વને બારણે અનેક પ્રકારનાં મંગલ-તોરણો બંધાયાં. ઘેરે ઘેરે ધ્વજાપતાકા ફરકવા લાગી. કોઇ પ્રજાજનો ભારે મૂલ્યવાન વસ્ત્રાલંકારો ધારણ કરીને, કોઇ નૃત્યગીતમાં નિમગ્ન થઇને, અને કોઇ દુઃખી દરિદ્રીઓમાં અન્ન વસ્ત્ર અને ધન, રત્નનાં દાન કરીને પોતાનો આનંદ પ્રદર્શિત કરવા લાગ્યા. ચારે દિશામાં આનંદનાં ચિહ્ન વિરાજી રહ્યાં છે. કોઇ પણ સ્થળે દિલગીરીની કિંચિત્ પણ છાયા જણાતી નથી. મહારાજ દશરથની આજ્ઞાથી સર્વ રસ્તાઓ સ્વચ્છ અને સુસજ્જિત કરવામાં આવ્યા અને રાજ્યાભિષેકને ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ થવા લાગ્યો. કુલ પુરોહિત મહર્ષિ વશિષ્ઠજીએ શુભ ક્ષણે રામચન્દ્રજીના અભિષેકને યોગ્ય પૂર્વ ક્રિયા પરિપૂર્ણ કરી. સીતાદેવીએ પણ પતિ સાથે ઇશ્વરની ઉપાસના કરવામાં સમસ્ત રાત્રિ વ્યતીત કરી અને પતિ-પત્ની બન્ને શાન્ત ચિત્તે પોતાને મસ્તકે આવતો રાજ્યભાર વહન કરવા માટે તૈયારી કરવા લાગ્યાં.

સીતાદેવીના આનંદનો આજે પાર નહતો! તે આજે રાજવધુના અધિકારને બદલે રાજમહિષીનો અધિકાર પ્રાપ્ત કરવાનાં છે, એ વિચારથી આનન્દ વિહ્વલ થઇ રહ્યાં છે! સામાન્ય સ્ત્રીયોના જેવો સીતાનો સ્વભાવ નહતો. આત્મસન્માન અને અધિકાર-ગૌરવનું તેમને જરા પણ અભિમાન નહતું તેમ જ તેનો તેમને

વિચાર પણ થતો નહિં. તે પોનાને માટે કંઇ પણ વિચાર કરતાં નહિ. પતિદેવતા રામચન્દ્રજીનું સુખ અને કલ્યાણ-સાધન સિવાય અન્ય કોઈ પણ વિચારથી તેમને આનન્દ ઉપજતો નહિં. પતિના કલ્યાણ સિવાયના વિચારોને જરા પણ મનમાં પ્રવેશ કરવા દેવો એને તેઓ પાપ જ સમજતાં. સીતાજીએ પોતાનું સુખ અને પોતાના કલ્યાણને મનમાંથી દૂર ખસેડી દીધું હતું અને તેને બદલે કેવલ માત્ર પતિદેવતાને માટે જ જીવન ધારણ કર્યું હતું. પતિદેવના મન-પ્રાણ સાથે પોતાના મન-પ્રાણ મેળવી દઇ સીતાએ પોતાની સ્વતંત્રતા ગુમાવી દીધી હતી. અર્થાત્ પોતાની સ્વતંત્રતા પતિદેવને અર્પણ કરી દેવાથી પતિદેવના સુખ-આનંદના વિચાર સિવાય તેને પોતાને માટે કશા વિચાર કરવા બાકી રહ્યા નહતા. પતિ-પત્નીમાં કાંઇ પણ ભિન્નતા રહી નહતી. નદીનો જળ-પ્રવાહ સાગરમાં મળી જાય પછી નદી રહેતી નથી, સાકર દૂધમાં મળી જાય પછી સાકર રહેતી નથી તેમ સીતારૂપ નદી રામચંદ્ર રૂપ સાગરમાં ભળી ગઇ હતી. સીતારૂપ સાકર રામચંદ્રરૂપ દૂધમાં એકત્ર થઇ ગઈ હતી. બન્ને અભિન્ન-અભેદ હૃદયનાં હતાં તેથી જ પતિના સુખ અને આનન્દથી સીતા આનન્દ પામતાં અને પતિને દુઃખ કિંવા વિપદ્ થતાં જ સીતાને અતિશય દુઃખ થતું. આજે સીતા રાજ-રાણી થવાનાં હોવાથી તેમના મનમાં કાંઇ વિશેષ ઉલ્લાસ થાય તેમ નથી અને કાલે કદાચ પતિની સાથે રાજ્યભ્રષ્ટ થઈ માર્ગમાં રખડતાં ભિખારી થવું પડે તો તેથી તેમને પોતાને માટે કાંઇપણ કષ્ટ થાય તેમ ન હતું! તેમ છતાં એટલું તો સત્ય કેઃ પતિના મનમાં થતા વિચાર સાથે તેમના મનના વિચારનો ગાઢ સંબંધ હતો તેથી જ રામચંદ્રજીના હૃદયમાં જે સમયે જે વિચારના તરંગો ઉત્પન્ન થતા તે જ સમયે સીતાના હૃદયમાં પણ તેવા જ વિચારોનો આભાસ થતો. આજે તેમના હૃદયના આરાધ્ય દેવતા, તેમના જીવિતનાથ, રાજ્યભાર ગ્રહણ કરી પ્રજાપાલન વ્રતની દીક્ષા લેવાના છે એ વિચા-

રથી જ તેમનું હૃદય આનન્દપૂર્ણ થયું હતું. રાજ-રાણી થવાનાં હોવાથી સીતાને જરા પણ આનન્દ થયો નહતો, સીતાદેવીના ચારિત્ર્યમાં એજ વિશેષત્વ હતું. વાંચકો જો તે જ તેમના વિશેષ ગુણનું સ્મરણ કરશે તો જ સીતાનું માહાત્મ્ય સમજવામાં તેમને વિલંબ થશે નહિં.

રાત્રિ વ્યતીત થતી હતી. પ્રાતઃકાલ થવાની તૈયારી હતી. પ્રાતઃકાળમાં શુભ સમયે રામચંદ્રજીને રાજ્યાભિષેક થવાનો હતો. નિદ્રાના ખોળામાં આળોટતી અયોધ્યા નગરી અત્યાર સુધી જાણે મરણ પામી હોય તેમ શાંત અને સ્તબ્ધ હતી. ધીમે ધીમે તેનામાં હવે જીવનશક્તિનો સંચાર થવા લાગ્યો. ધીમે ધીમે પૂર્વ આકાશમાં રાતો પ્રકાશ જણાવા લાગ્યો. ધીમે ધીમે આકાશમાં તારાઓ અદૃષ્ય થવા લાગ્યા. ધીમે ધીમે પક્ષીઓ મધુર કલરવ કરવા લાગ્યાં. ધીમે ધીમે દેવમંદિરોમાંથી શંખ, ઘણ્ટા ધ્વનિ સંભળાવા લાગ્યો. બ્રાહ્મ મુહૂર્તમાં ઇશ્વિર પરાયણ સાધુ મહાત્માઓના કણ્ઠમાંથી ભગવત્ સ્તુતિગાન નીકળી વાયુ મણ્ડલ કમ્પાવવા લાગ્યાં ! પૂર્વનો મધુરમંદ પવન નગરીના મસ્તક ઉપર વહેવા લાગ્યો તેને લીધે જ નિદ્રાવશ થએલાં અનેક મનુષ્યો નિદ્રાનો ત્યાગ કરી સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરી રાજસભાના વિશાલ મંડપ તરફ ગમન કરવા લાગ્યા. તેમના મુખ ઉપર આનંદની છટા વિકશી રહી હતી. જાણે મહાન્ ઘુઘવાટા કરતો મહા સમુદ્રનો પ્રવાહ વહેતો હોય તેમ નગરજનો મહાન્ કોલાહલ ધ્વનિ કરતા રાજા રામચંદ્રનો જયધ્વનિ ઉચ્ચારી રહ્યા હતા. આજે સર્વત્ર એ જ સંભળાય છે. કેદખાનામાં પડેલા બન્દિજનો રાજા રામચંદ્રજીનાં સ્તુતિ ગાન કરવા લાગ્યા. ન્હાનાં બાળકો મિષ્ટાન્ન મળવાની આશાએ આંખો ચોળતાં પથારીમાંથી ઉઠી-માતા પિતા પાસે સારાં વસ્ત્રો માંગવા લાગ્યાં.

પતિ-પત્ની, રામ-સીતાએ આજે સમસ્ત રાત્રિ ઇશ્વિર ભજન પૂજનમાં નિર્ગમન કરી હતી. પ્રાતઃકાલમાં પવિત્ર નિર્મલા ચિત્ત થઇ

શાન્તચિત્તે તેઓ રાજ્યાભિષેકના સમયની રાહ જોતાં હતાં. એ જ સમયે એક રાજમંત્રિએ આવી રામચન્દ્રજીને નમસ્કાર કર્યા અને મહારાજ દશરથ તેમનું સ્મરણ કરે છે એમ કહી દૂર ઉભો રહ્યો.

# चतुर्थ अध्याय ।

## વિઘ્ન સંતોષ.

સંસારમાં એક પ્રકારનાં મનુષ્યો એવો દુષ્ટ સ્વભાવ લઇને જન્મ ગ્રહણ કરે છે કે તેનો વિચાર કરતાં અતિ આશ્ચર્ય થયા વિના રહેતું નથી! તેમને કોઇક વખત નઠારાં કર્મો દ્વારા અસત્ કર્મ કરવું પડતું નથી, કારણ કે તેઓ તો જન્મે છે ત્યારથી અસત સ્વભાવનાં હોય છે. જે સ્થળે જે કાંઇ અસત્ અને તિરસ્કાર પાત્ર સામગ્રી હોય છે તે દ્વારા તેઓ પોતાનો સ્વભાવ પુષ્ટ કરી લે છે. તેમને સત્ વસ્તુ આપવામાં આવે કે તુર્તજ તેઓ તેને દૂર ફેંકી દે છે, અથવા તો પોતાના અપવિત્ર નિઃશ્વાસ વાયુદ્વારા તેનું સૌંદર્ય અને પવિત્રતા નષ્ટ કરી દે છે! એવા દુરાચારી, પરનિન્દાનાં પૂરા, પરધન-પરસ્ત્રી લોભી વિઘ્ન સંતોષી અને અસત્‌ના ઉપાસક લોકો, સૌંદર્ય અને પવિત્રતાના તદ્દન વિરોધી હોય છે. સૌંદર્યને તેઓ દેખી શકતા નથી. પવિત્રતાનો મર્મ તેઓ સમજી શકતા નથી. તેઓ ચારે દિશામાં માત્ર પોતાના અપવિત્ર હૃદયનું જ પ્રતિબિંબ જોઇ શકે છે. તેઓ અન્યને પોતાના જેવા અસત્‌વાદી થયલા જોવા ઇચ્છે છે. સત્ પુરૂષોની શિખામણ તેમને કડવી ઝેર જેવી લાગે છે! તેઓ શીખામણ દેનારનો નાશ કરવા હમેશાં તત્પર હોય છે. પારકાનું સુખ અને આનન્દ જોઇને તેમનું હૃદય ઇર્ષા-અગ્નિ વડે બળવા લાગે છે, અને તેના સુખ-આનન્દનો નાશ કરવાના યત્નો કરે છે. કોઇ નિષ્કલંક સાધુ મનુષ્યોને જોતાંજ

-પોતાની દુષ્ટ કલ્પના વડે તેમના પર ખોટાં કલંક ચઢાવે છે.
ામાં અસત્ય અને પાપનું રાજ્ય વધતું જોઈ તેમના ભયંકર
ની સીમા રહેતી નથી! કોઇએ તેમનું કશું નુકશાન કર્યું નહોય
છતાં તેઓ તેમના સહજ સમાગમમાં આવનારનું કિંવા તદ્દન
ણ્યા માણસનું પણ નુકસાન કરવામાં જ તેમને આનંદ થાય
ોતાના સ્વાર્થની સિદ્ધિને માટે ગમે તેવા દુષ્કૃત્ય કરવામાં તેઓ
થઈ જાય છે અને પોતાને સહજ નુકશાન કરનારના સુખ દુઃખ
તેઓ નજર પણ કરતા નથી! અરે! તે બિચારાને મહાન્
નના ખાડામાં નાંખી દે છે! સંક્ષેપમાં કહીએ તો એવી દુષ્ટ
નાં મનુષ્યો માનવ-સમાજમાં કલંક સ્વરૂપ છે. એવાં દુષ્ટ મનુ-
લીધે જ અનેક મનુષ્યોનું અનેક પ્રકારે અકલ્યાણ થાય છે!

રાજા દશરથના રાજમહેલમાં અનેક દાસીયો હતી. તેમાં મન્થરા
એક વૃદ્ધ દાસી હતી. તેને બરડે ખુંધ નીકળી હતી. તેનો
-રંગ કાળો હતો. તે કદ્રુપી દેખાતી હતી. તેની આકૃતિ તેના
દર્શાવી આપે તેમ હતું. તેનો બહારનો રંગ અને રૂપ તેનાં
ન્મનાં પાપકર્મનું ફળ હતું. એ પાપકર્મોને લીધે જ તેનો સ્વ-
પણ દુષ્ટ થયો હતો. વાલ્મિકિ ઋષિએ તેના હૃદયનો પરિચય
ા માટે જ જાણે તેને અતિશય કદ્રૂપી વર્ણવી હશે! એ કુબ્જા
મન્થરા દશરથ રાજાની રાણી કૈકેયીની દાસી હતી. રાણી કૈકેયી
ે પિયેરથી તેને સાથે લાવી હતી તેથી જ મન્થરાં, કૈકેયીની
શુભચિન્તક હતી. જે ઉપાય સાધનવડે કૈકેયી રાજા દશરથને
થઇ શકે એમ હોય તેવા ઉપાયો મન્થરા કૈકેયીને શીખવતી.
રાજકન્યા અને રાજ-રાણી હતી, તેથી તેના મનમાં મહત્ત્વા-
હોય અને ઉન્નતિ પામવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક જ
. જો કે તે અતિશય ઉચ્ચસ્વભાવની નહોતી તેમ છતાં સાધા-
ત્રીયો કરતાં તે કોઈ પણ રીતે અધમ સ્વભાવની પણ નહોતી.
ચતાનો તિરસ્કાર કરતી, પરંતુ તેનો સ્વભાવ એક સરખો નહતો.

તે પોતાની જાતે સત્ અસત્ વિષયનો વિચાર કરી કોઇપણ કાર્ય કરવા શક્તિમાન નહોતી, તેથી જ તે પોતાની શુભેચ્છક–સલાહકાર મન્થરા દાસીની સલાહ ઉપર બહુ આધાર રાખતી અને સર્વ કામ તેની દુષ્ટ બુદ્ધિની સલાહ પ્રમાણે જ કરતી. તેમ કરવાથી કૈકેયીને વિશેષ લાભ થયો નહોતો, ઉલટું તેને નુકશાન જ થયું હતું ! જો કે મન્થરા કંઇક બુદ્ધિમાન હતી, તેની બુદ્ધિ દૂરદર્શી અને સૂક્ષ્મ વિચારવાળી હતી. કૈકેયી પોતાના કલ્યાણ–અકલ્યાણનો વિશેષ વિચાર કરતી નહિં. માત્ર મન્થરાની ભંભેરણીથી જ યુવતી રાણી–કૈકેયીએ વૃદ્ધ મહારાજ દશરથને પોતાને વશ કરી લીધા હતા. સત્ય કહીએ તો રાજા દશરથ, બીજી રાજ–રાણીઓ કરતાં કૈકેયી ઉપર વિશેષ પ્રેમ રાખતાં. રામચંદ્રજીનાં માતા રાણી કૌશલ્યા તેમનાં પ્રેમપાત્ર હતાં ખરા પરંતુ કૈકેયી પર રાજા દશરથનો પ્રેમ વિશેષ હતો.

અન્ય રાજ–રાણીયો ગર્ભવતી થઈ તે વખતે મન્થરાના મનમાં એક મ્હોટી શંકા ઉત્પન્ન થઈ હતી. સૌથી પહેલાં કૈકેયીને પુત્ર પ્રસવ ન થાય અને અન્ય રાણીયોને પુત્ર થાય તો કૈકેયી રાજમાતા થઈ શકે નહિં ! મન્થરાની શંકા દુર્ભાગ્યવશાત્ સત્ય ઠરી. ઇશ્વર દુષ્ટ મનુષ્યોની ધારણા પ્રમાણે સર્વ કાર્ય થવા દે તો નથી. મન્થરા તો ઘણુંએ ધારતી હતી કે સૌથી પહેલાં કૈકેયીને પુત્ર પ્રસવ થાય પરંતુ ઇશ્વરે તેને નિરાશ કરી ! કૈકેયીના ગર્ભથી દ્વિતીય પુત્ર ભરતનો જન્મ થયો. કૈકેયી તો સુન્દર સુશીલ પુત્ર પ્રાપ્ત કરી આનન્દ પામી. તે મન્થરાના જેવી દૂરદર્શી નહતી, તેથી જ તેને ઇર્ષા ન થતાં આનન્દ થયો. તે રાજા દશરથની અન્ય રાણીયોના–પોતાની શોક્યોના–પુત્રો ઉપર પોતાના પુત્રની પેઠે જ સ્નેહ રાખતી. તેમાં પણ રામચંદ્રની સાધુતા, સત્યપરાયણતા, અને ભ્રાતૃપ્રેમ જોઇ તેમના સદ્‌ગુણ ઉપર તે મોહ પામી હતી. રામચંદ્રજી જ્યારે સર્વજનોને પ્રિય હતા ત્યારે કૈકેયીના પ્રેમપાત્ર ન થાય કેમ ? આટલાં વર્ષ પર્યંત કૈકેયીના મનમાં રામચંદ્રજી પ્રત્યે કાંઇ–પણ વિરૂદ્ધ–ભાવ ઉત્પન્ન થયો નહતો.

આટલા દિવસ પર્યંત દુષ્ટ મન્થરા કૈકેયીના હૃદયમાં ઝેર રેડવા સમર્થ થઈ ન હતી. મન્થરા બુદ્ધિમાન હતી તેથી તે સારો લાગ જોતી હતી. લાગ મળતાં જ તે પોતાનું કામ સાધવા ઉત્સુક થઇ રહી હતી. આટલા બધાં વર્ષો પછી આજે તેને સારો લાગ મળી આવ્યો.

રામચન્દ્રજીને રાજ્યાભિષેક થવાની વાર્તા અયોધ્યા નગરીમાં સર્વત્ર પ્રસરી ગઈ છે. સર્વ જનમંડલમાં મહાન્ કોલાહલ ધ્વનિ થઇ રહ્યો છે. રાજા દશરથે રાજસભામાં રામચંદ્રને ગાદીપતિ કરવાનો નિશ્ચય કર્યો તેથી સર્વ પ્રજાજન " રામચંદ્રની જય " એવો શબ્દોચ્ચાર કરી ગગન કમ્પાવી રહ્યા છે. ભાગ્યવશાત્ એ જયધ્વનિ મન્થરાને કાને પડયો. એ ધ્વનિનું કારણ જાણવાની ઇચ્છાથી મન્થરા રાજમહાલયના ઉચ્ચ શિખર પર ચઢી અને ચારે દિશામાં નજર ફેરવી જોવા લાગી. ત્યાં તેને જણાયું કે: આજે ઘેર ઘેર ધ્વજાપતાકા ફર ફરી રહી છે. સર્વ રાજમાર્ગો સ્વચ્છ છે. જળનો છંટકાવ થયેલો છે, અને સર્વત્ર પુષ્પમાળાઓ શોભી રહી છે. નગરીમાં દીપમાળાઓ સુસજ્જિત કરવા માટે રસ્તાની બન્ને બાજુએ વૃક્ષ–આકારનાં દીપસ્તંભ રોપવામાં આવ્યા છે, દેવમંદિરો સારા રંગવડે ધોળાવવા માંડયા છે, અને નગરજનો સુન્દર વસ્ત્રાલંકારો ધારણ કરી આમ તેમ આવ જા કરી રહ્યા છે. મન્થરાએ એક દાસીને આ સર્વ ધામધૂમનું કારણ પૂછ્યું.

તે દાસીએ મન્થરાને રામ–રાજ્યાભિષેકની સર્વ વાર્તા નિવેદન કરી. આવતી કાલે પ્રાતઃસમયે રામચંદ્રજીને રાજ્યાભિષેક થવાનો છે. એ સાંભળતાં જ વિઘ્નસંતોષી ઇર્ષાપરાયણ મન્થરાનો આશા–દીપક ઓલવાઇ જવાની તૈયારી કરવા લાગ્યો ! અરેરે ! આટલા દિવસ પછી કૌશલ્યાકુમાર રામચંદ્રજી રાજસિંહાસન ઉપર બિરાજશે અને પોતાની કૈકેયીનો સૌભાગ્ય રવિ અસ્ત પામશે ! બસ, થઇ ચૂકયું ! રાજકુમાર ભરત રામનો સેવક થશે ! પરતંત્ર થશે ! મન્થરાના હૃદયમાં એ વિચારોને લીધે ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું. કૈકેયીનું ભવિ-

ષ્ય તેને ઘોર અન્ધકારમય જણાવા લાગ્યું. પ્રાતઃકાલ થતાં જ રા
રાજ્યાભિષેક થવાનો છે, એ તે મન્થરાથી કેમ દેખી ખમાય !
રાજા થાય અને તેની કૈકેયીનો ભરત રહી જાય એ તેનાથી
સહન થાય ! રામ એક વખત સિંહાસનપર બેસે પછી તેને
પરથી કોણ ઉઠાડી શકે એમ છે ? ત્યારે શું હવે ભરતને માટે
યત્ન થઈ શકે એમ નથી ? એવા અનેક વિચાર વમળમાં પડેલી
મન્થરા અચાનક સ્થિર શાન્ત થઇ ઉભી રહી. એકાએક તેના પ્ર
નેત્રો ઉજ્જવલ થયાં. તેનું મુખ પ્રસન્ન થયું. તે ઉપરથી અનુ
થાય છે કેઃ નિરાશારૂપી ઘોર અન્ધકારમાં તેને કંઇક આશા
પ્રકાશ જણાયો છે ખરો ! કુબ્જા મન્થરા જરા પણ ઢીલ કર્યા
ઉતાવળે પગલે અંતઃપુરમાં ગઇ.

મન્થરાએ દિવાનખાનામાં પ્રવેશ કરતાં જ કૈકેયીને
" કૈકેયિ ! ત્હને માત્ર ત્હારા સુખ અને સૌભાગ્યનીજ ચિન્તા
રહી છે. ત્હારા શયનગૃહની બહાર શો ગંભીર બનાવ બને છે
ત્હને જરા પણ ખબર છે ખરી ? તું પોતાને રાજાની મા
વ્હાલી રાણી સમજી સદા ગર્વ કરે છે પરન્તુ આટલા દિવસ
ત્હારૂં તે સુખ–સ્વપ્ન દૂર થવાની તૈયારી થઈ ગઈ છે." મન્થ
એવા વિચિત્ર શબ્દો સાંભળી કૈકેયીએ સર્વ હકિકત સ્પષ્ટ કહે
તેને આજ્ઞા કરી, મન્થરાને મુખેથી રામને રાજ્યાભિષેક થ
વાત સાંભળી સરલ હૃદયની કૈકેયીનું હૃદય પુત્ર–પ્રેમથી પ્રફુ
થયું. તેના મનમાં અતિશય આનંદ થયો. તેણે તુર્તજ પો
શરીર ઉપરથી એક મૂલ્યવાન અલંકાર કાઢી મન્થરાને બ
આપ્યો. સ્વાર્થનું ભાન ભૂલેલી ભોળી કૈકેયીનું એવું આચરણ
મન્થરાએ શોક અને ક્રોધને લીધે ભયંકર મૂર્તિ ધારણ ક
તેણે ક્રોધાયમાન થઈ કૈકેયીનું ઇનામ દૂર ફેંકી દઈ તેના ભોળપ
અતિશય તિરસ્કાર કર્યો. તેની પુષ્કળ નિન્દા કરી. અન્તે તેણે

ઉશ્કેરતાં કહ્યું કેઃ "રામને રાજગાદી મળશે તો તેથી ત્હારૂં કલ્યાણ નહિં પણ અકલ્યાણ જ થશે. ત્હારો ભરત, રામનો તાબેદાર સેવક થઈ રાજ્યના એક ખુણામાં પડયો રહેશે. અને ત્હારે પણ કૌશલ્યા અને સીતાના મનને સંતોષ આપી જીવન નિર્વાહ કરવો પડશે, માટે જ રાણી ! જો તું ત્હારૂં કલ્યાણ ઇચ્છતી હોય તો રામનો રાજ્યાભિષેક નહિં થવા દેતાં ત્હારા ભરતને રાજગાદી મળે એવો ઉપાય શોધ." એ સાંભળી રામ ઉપરના પ્રેમ ભાવને લીધે પ્રથમ તો કૈકેયીએ સ્વાર્થાંધ મન્થરાનો પુષ્કળ તિરસ્કાર કર્યો. તેનું અપમાન પણ કર્યું, પરન્તુ અન્તે મન્થરાની પ્રબળ યુક્તિ પ્રયુક્તિ સાંભળવાથી તેના મનના પવિત્ર વિચાર બદલાઇ ગયા. અન્તે મન્થરાએ કૈકેયીને પોતાના વિચાર-વશ કરી લીધી ! રાણીએ પણ પોતાનો ઉદ્દેશ્ય સાધ્ય કરવાની પ્રતિજ્ઞા કરી. ક્ષણવારમાં સોનાની મૂર્તિ કાળી સર્પિણી થઇ ગઈ ! પવિત્ર કૈકેયીનું હૃદય ઇર્ષ્યાગ્નિથી બળવા લાગ્યું !

કૈકેયીએ કહ્યુંઃ " મન્થરા ! તું મ્હારી હિતચિન્તક છે. આવી પડેલી વિપદમાંથી તું જ મ્હારો ઉદ્ધાર કર. તુંજ કોઈ ઉપાય શોધી કહાડ. મહારાજ જો મ્હારા ભરતને રાજગાદી ન આપે અને રામને ગાદી પર બેસાડે તો હું પ્રતિજ્ઞા લઇને કહું છું કેઃ હું જીવતી રહીશ નહિ." કૈકેયીનાં વાક્ય સાંભળી મન્થરા મનમાં ને મનમાં જ હર્ષ પામી બોલીઃ "રાણી ! ત્હને જ તેનો સાચો ઉપાય આવડે છે. તું કેમ ભૂલે છે ? સમ્બર નામક એક અસુર સાથે યુદ્ધ કરી મહારાજા જયારે લોહી લુહાણ થઇ આવ્યા તે સમયે તેં જ યુદ્ધ સ્થળમાં ઉભા રહી તેમની સેવા શુશ્રુષા કરી સંતોષ આપ્યો હતો. તે મહારાજે ત્હારા ઉપર પ્રસન્ન થઇ ત્હને બે વરદાન માગવાનું કહ્યું હતું. તેં તે વખતે વરદાન માંગ્યાં નહિં. આ વખતે મહારાજ પાસે જઇ તે બન્ને વરદાનની માંગણી કર. પ્રથમ વરદાનમાં રામચંદ્રને ચૌદ વર્ષ વનવાસ મોકલવાની અને બીજા વર-

દાનમાં ભરતને રાજ્યાભિષેક કરવાની પ્રાર્થના કર. રામ અતિશય લોક-પ્રિય છે એ સત્ય પરન્તુ બુદ્ધિમાન ભરત ચૌદ વર્ષમાં તો પ્રજાને વશ કરી લેશે, એમાં સન્દેહ નથી. જા, કૈકેયી, ઉઠ, ઉભી થા! હમણાં ને હમણાં જ મહારાજા દશરથ પાસે જા. ક્ષણનો પણ વિલંબ કરશે તો ત્હારૂં જ અનિષ્ઠ થશે. હમણાં જ તું એક દિવાનખાનામાં બેસી આંસુ વડે પૃથિવિ પલાળ. મહારાજ તુર્તજ ત્હને મળવા આવશે. તે સમયે યુક્તિપૂર્વક તેમને વચનથી બાંધી લેજે અને પછી વરદાન માંગજે. એમ કરવાથી અવશ્ય ત્હારી મન કામના પરિપૂર્ણ થશે.” મન્થરાની સલાહ સાંભળી કૈકેયીનો કણ્ઠ આનંદથી ગદ્‌ગદ્‌ થયો. અને તેના અસંખ્ય ગુણની પ્રશંસા કરી કૃતજ્ઞ હૃદયે તેને ગાઢ આલિંગન દીધું. ઉપરાંત તેને પુષ્કળ ધન રત્નની બક્ષિસ આપી.

રાજા દશરથે રામચંદ્રનો રાજ્યાભિષેક કરવાની આજ્ઞા આપ્યા પછી અન્તઃપુરમાં પ્રવેશ કર્યો. સૌથી પહેલા કૈકેયીને આનન્દના સમાચાર કહેવાની ધારણાથી મહારાજ પ્રથમ કૈકેયીના શયનગૃહમાં ગયા. પરન્તુ તે ત્યાં નહોતી. તેથી મહારાજને આશ્ચર્ય થયું. પહેરેગીરે કહ્યું કેઃ રાણી અશ્રુપાત કરતાં પેલા દિવાનખાનામાં બેઠાં છે. ચિન્તાતુર ચિત્તે રાજા દશરથ ત્યાં ગયા. કૈકેયી મલિન વસ્ત્ર પહેરી પૃથિવિપર આલોટતી અશ્રુપાત કરી રહી છે! તેનાં નેત્ર જળવડે પૃથિવિ પલળી રહી છે. પ્રાણથી અધિક પ્રિય રાણીની આવી અવદશા જોઈ રાજા દશરથનું ચિત્ત શોકમગ્ન થયું. તેમણે સ્નેહપૂર્ણ મધુર શબ્દ વડે કૈકેયીને ક્રોધે ભરાવાનું કારણ પૂછ્યું, પરંતુ અભિમાની રાણીએ પતિના પ્રશ્નનો ઉત્તરજ દીધો નહિં. રાણીનું શરીર સારૂં નથી કે તેનું કોઇએ અપમાન કર્યું છે કે તેના કોઈ કાર્યમાં ગફલત થઈ છે કે થયું શું? રાજા વ્યાકુલ ચિત્તે વારંવાર એવા પ્રશ્નો પૂછવા લાગ્યા છતાં કૈકેયીએ તો ઉત્તરજ દીધો નહિં. કેટલીકવાર પછી તેણે રાતાંચોળ નેત્રો ઉઘાડી ગદ્‌ગદ્‌ કણ્ઠે કહ્યું:

"મહારાજ! મ્હારૂ શરીર બગડયું નથી તેમજ મ્હારૂં કોઇએ અપમાન પણ કર્યું નથી, તેમજ મ્હારાં કામમાં કોઇએ ખામી પણ કરી નથી. માત્ર મ્હારે આપને કંઇક પ્રાર્થના કરવી છે. જો આપ તે પરિપૂર્ણ કરો તોજ મ્હારા મનનો ક્લેશ દૂર થાય, નહિતો હું હમણાંજ આપના સમક્ષ મ્હારા પ્રાણ ત્યાગ કરીશ." રાણીના એ શબ્દો સાંભળી રાજાએ હાસ્ય ભરેલે મુખે તેની પ્રાર્થના પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી. સુચતુર કૈકેયીએ પણ વખત જોઈ સત્યનિષ્ઠ રાજાને સત્યપાશથી બાંધી લીધા અને હિતચિંતક મન્થરાના ઉપદેશ પ્રમાણે તેણે જે વિષ જીહ્વાદ્વારા બહાર કાઢયું તે ઉપરથી થોડી ક્ષણમાંજ વિશાલ રાજ–સંસારે, શોકતાપમા તપી, સ્મશાન તુલ્ય ભીષણ સ્થીતિ ધારણ કરી! કૈકેયીએ સમ્બર–યુદ્ધનું સ્મરણ કરાવતાં રાજાને કહ્યું: "મહારાજ! આપે તે સમયે મ્હારી સેવા શુશ્રુષાથી પ્રસન્ન થઈ મ્હને બે વરદાન આપવાનું કહ્યું છે. મ્હેં તે સમયે વરદાન માગ્યાં નથી. મ્હારી ઇચ્છા હશે તે સમયે વરદાન માંગવાનું મ્હેં આપને કહ્યું છે. આજે તેજ વરદાન માટે પ્રાર્થના છે. પ્રથમ વરદાનમાં આપ આવતી કાલે પ્રાતઃકાલમાંજ રામને ચૌદવર્ષ પર્યંત દણ્ડકારણ્યમાં દેશનિકાલ કરો અને બીજા વરદાનમાં રામને બદલે મ્હારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરો. આપનાં વચનોનું સ્મરણ કરી સત્યનું રક્ષણ કરો. મ્હારી એજ પ્રાર્થના છે."

કૈકેયીની એ અતિ દુઃખ સંતાપકારક પ્રાર્થના સાંભળી દશરથને મસ્તકે જાણે વિજળી પડી હોય અથવા તેમના શરીરમાં કોઈ ભુતે પ્રવેશ કર્યો હોય તેમ સ્તબ્ધ થઈ ગયા! તેમનું મુખ સુકાઈ નિસ્તેજ થઈ ગયું. તેઓ જાગ્રત છે કે સ્વપ્ન જૂવે છે તે પણ સમજી શક્યા નહિં. શોક અને ક્રોધને લીધે તેમની વાણી બંધ થઈ ગઈ! નેત્રમાંથી ખરતાં જળવડે ગાલ પલળવા લાગ્યા. તેમણે ઘણીવાર પછી ઉંડો નિઃશ્વાસ નાંખી કૈકેયીનો અતિશય તિરસ્કાર કર્યો. તેમણે કહ્યું: "સુવર્ણ લતાને બદલે મ્હેં ભૂલથી કાળી સર્પિણીનેજ મ્હારા

પ્રેમનું પાત્ર બનાવી! રામે ત્હારા જેવી પાપિણીનો શો અપરાધ કર્યો છે? રામ પોતાની માતા કરતાં પણ ત્હારા ઉપર વિશેષ ભક્તિભાવ દર્શાવે છે તે કેમ ભૂલી જાય છે? રામને વનવાસ કાઢવા જેવા અમંગલ શબ્દો બોલતાં ત્હારી જીભના કટકે કટકા કેમ ન થઈ ગયા? રામ સિવાય આ શરીર એક ક્ષણ જીવશે નહિં! હજી પણ વિચાર કર! કૈકેયી! ક્રોધનો ત્યાગ કર! અધર્મને ભૂલી જા. હજી પણ બીજું વરદાન માંગ! હું તે પૂર્ણ કરીશ."

સ્વાભાવિક રીતેજ સ્ત્રીનું હૃદય બહુ દયાળુ હોય છે. તેમનું હૃદય ઉચ્ચ મધુર ભાવનાની લીલા ભૂમિ છે. ધર્મબલ વડે બલવાન બનેલી ધર્મવીર નારીને સાક્ષાત્ પવિત્રતાનો અવતાર કહી શકાય. નિઃસ્વાર્થતા એજ તેમના સચ્ચરિત્રનું મૂખ્ય અંગ છે, પરંતુ એજ નારી જાતિ નીચ વાસનાને વશ થઈ અધર્માચરણ આચરે તો તે સમયે તેઓ અસાધ્ય વિષયનું સાધન કરવા અને અશક્ય કર્મો કરવા તત્પર થાય છે! ત્યારેજ તેઓ સંસારમાં અશાન્તિ, પવિત્રતા અને અનર્થની રેલછેલ કરી મૂકે છે! તેના હૃદયમાંથી કોમલતા અદૃષ્ય થઈ જાય છે અને તેને બદલે ભયંકર કઠોરતા, દયાને બદલે નિર્દયતા અને નિઃસ્વાર્થતાને બદલે સ્વાર્થપરાયણતા પ્રવેશ કરે છે! કૈકેયી દુષ્ટ સ્વાર્થતાને વશ થઈ હતી તેથી રમણી મોહમાં ફસાયલા મૂઢ રાજાના વિલાપ અને તિરસ્કાર તરફ તેણે લક્ષ્યજ આપ્યું નહિં. રાજાની તે વખતની સ્થીતિ જોવા છતાં તેના મનમાં જરા પણ પતિ પ્રેમ કે દયાનો સંચાર થયો નહિં. ઉલટું તે તો વૃદ્ધ રાજાના શોકતાપથી દગ્ધ થયેલા હૃદયનું હાસ્ય કરી વાક્ય બાણ વડે વિંધવા લાગી! રાજા વચનબદ્ધ થયા હતા તેથી તેઓ વચનભ્રષ્ટ થાય તેમ નહતું. વચનભ્રષ્ટ થવું ક્ષાત્રધર્મ નથી એમ તેઓ સારી પેઠે જાણતા હતા. તેઓ બાલકની પેઠે રડતા રડતા ક્વચિત્ કૈકેયીના ચરણ આગળ આલોટતા, ક્વચિત્ શોકને લીધે અચેતન થઈ જતા! અને ક્વચિત્ ભાન આવતાંજ ચિત્તભ્રમ થયું હોય તેમ ગમે તેવો

લવારો કરતા! તેમ છતાં પણ મહાદુષ્ટ કૈકેયીનું કઠીન હૃદય પીગળ્યું નહિં! તેના મનમાં જરા પણ પતિ પ્રેમ ઉપજ્યો નહિં! દુષ્ટ સંગતિનું એવુંજ પરિણામ હોય છે! જે રાજવંશમાં કિંવા જે ગૃહસ્થ કુળમાં નીચ પ્રકૃતિના સલાહકારો કિંવા દાસ–દાસી કે મિત્ર સગાંઓ હોય છે તેના સહવાસમાં આવનાર ગમે તેવા સત્પુરૂષો કે સન્નારીઓના સ્વભાવમાં દુષ્ટતાનો પ્રવેશ થાય છે! દુષ્ટા, પાપિણી મન્થરાની સંગતિ અને સલાહને લીધેજ કૈકેયી પતિધર્મ ચૂકી ગઈ! પુત્ર–ધર્મ વિસરી ગઇ! દયા ભૂલી ગઈ! તેણે તો પાપ સમુદ્રમાંજ ભૂસકો માર્યો! જે કોમલ વૃક્ષ લતા હતી તે વિકાળ સર્પિણી બની ગઈ! નઠારી સંગતિનાં એવાંજ નઠારાં પરિણામ! વાંચક! શું તમારે કોઈની નઠારી સંગતિ થઈ છે? જરાક વિચાર કરી જૂવો! તમારા મિત્ર સગાં કે સલાહકાર તરફ નજર ફેરવી જૂઓ! જો કોઈ તેવો નઠારો મિત્ર કે સગું હોય, કોઈ નઠારો સલાહકાર કે આપ્તજન હોય તો તુર્તજ તેનો ત્યાગ કરો, નહિ તો તમારી પણ કૈકેયી જેવી સ્થીતિ થશે! તમે કર્તવ્ય ભ્રષ્ટ થશો! તમે ધર્મભ્રષ્ટ થશો!

રાત્રિ વીતી. પ્રાતઃકાલ થયો. રામચંદ્રજીનો રાજ્યાભિષેક થવાની સર્વ તૈયારી થઈ ગઇ છે. મહાત્મા વશિષ્ઠ આદિ ઋષિ અને બ્રાહ્મણો સભા મંડપમાં એકત્ર થયા છે, તેમ છતાં રાજા દશરથ તે સ્થળે આવ્યા નથી. એ જોઈ તેમણે સુમન્ત્રને અંતઃપુરમાં રાજાને બોલાવવા મોકલ્યો. સુમન્ત્રે અંતઃપુરમાં પ્રવેશ કરી એક પડદાને ઓથે ઉભાં રહી રાજાને પ્રફુલ્લ હૃદયે જાગૃત થવા અને રામચંદ્રજીના રાજ્યાભિષેક રૂપ મંગલ ઉત્સવ પરિપૂર્ણ કરવાની વિનતિ કરી. સુમન્ત્રનું એ કથન સાંભળી રાજા દશરથને અતિશય ક્લેશ થયો. રાજાએ સજળ નેત્રે સુમન્ત્રના સ્હામે જોઈ કહ્યું: “સુમન્ત્ર! ત્હારા શબ્દો સાંભળી મ્હારા હૃદયમાં અતિશય દુઃખ થાય છે!” મહારાજના મુખમાંથી એકાએક આવા કરૂણાજનક

શબ્દો સાંભળી સુમન્ત્ર આશ્ચર્ય ચકિત થઈ તે સ્થાન પરથી થોડે વેગળે જઇ ઉભો.

થોડીવાર પછી કૈકેયીએ તેને પાસે બોલાવી કહ્યું કેઃ "સુમન્ત્ર! રામ રાજ્યાભિષેકના હર્ષમાં મહારાજને સમસ્ત રાત્રિ ઉજાગરો થયો છે તેથી હમણાં તેમનું શરીર શિથિલ થઇ ગયું છે. તમે ઉતાવળે પગલે જઇ રામને અહિં મોકલો." સુમન્ત્ર રાજાની આજ્ઞા માટે વાટ જોતો હતો. રાજાએ પણ તેવીજ આજ્ઞા કરી એટલે તે તુર્તજ રામચન્દ્રજીને તેડવા માટે ચાલ્યો ગયો.

રામચન્દ્રજી, રાત્રિએ સીતા સહિત દર્ભની શય્યા પર શયન કરી પ્રાતઃકાલને યોગ્ય એવી સન્ધ્યા સ્નાનાદિક ક્રિયાકર્મ પરવારી પવિત્ર આસન ઉપર બેસી સીતાજી સાથે ધર્મવાર્તા કરી રહ્યા હતા. એટલામાં સુમન્ત્રે આવી તેમને નમસ્કાર સહિત રાજ—આજ્ઞા નિવેદન કરી. રામ અને સીતા એમજ સમજ્યાં કે રાજ્યાભિષેકને માટે જ પિતાજી તેમને બોલાવતા હશે. પિતાની આજ્ઞા સાંભળતાં જ રામચંદ્રજી સુમન્ત્રની સાથે પિતાજીના અંતઃપુરમાં જઈ પહોંચ્યા. તેમણે ત્યાં જે જોયું તેથી તેમને અતિશય આશ્ચર્ય થયું. ત્યાં તો મહારાજ દશરથ દેવી કૈકેયી સહિત ઉતરેલે મુખે ગરીબડે ચ્હેરે પલંગ ઉપર બેઠા છે! રામે પ્રથમ પિતાને નમન કરી ચરણ સ્પર્શ કર્યો પછી કૈકેયીને નમન કર્યું. દશરથે રામને જોતાં જ "હા! રામ!" એવો શબ્દોચ્ચાર કરી એકદમ શોકગ્રસ્ત થઇ પડયા! પિતૃભક્ત રામ, પિતાની આવી દુર્દશા જોઇ અતિ વિસ્મય પામ્યા. તેમના હૃદયમાં પણ ઘણું દુઃખ થયું. પિતાને દુઃખ થતાં કયા સુપુત્રના હૃદયમાં દુઃખ ન થાય વારૂ? તેમણે ઉદાસ મુખે માતા કૈકેયીને પૂછયુંઃ "માતાજી! પિતાજી આજે મ્હને જોતાં જ એકાએક શોકમગ્ન કેમ થયા? પ્રથમની પેઠે આજે તેઓ મ્હારી સાથે પ્રફુલ્લ ચિત્તે વાર્તાલાપ કેમ કરતા નથી? શું તેમનું શરીર બગડયું છે? શું મ્હેં તેમની ઇચ્છા વિરૂદ્ધ કોઈ કાર્ય કર્યું છે? તેમને અસન્તોષ

થવાનું મ્હેં કાંઇ કારણ આપ્યું છે ? આપ સર્વ હકિકત મ્હને કહો. મ્હારૂં મન બહુ વ્યાકુલ થઇ રહ્યું છે અને મહારાજની આવી સ્થિતિ જોઇ મ્હારૂં હૃદય ફાટી જાય છે !

નિર્લજ કૈકેયી રામનાં ઉપલાં વચન સાંભળી બોલી કે: "વત્સ ! ત્હારા પિતાનું શરીર બગડયું નથી તેમ જ ત્હેં તેમને અસન્તોષ ઉપજે એવું કોઈ કૃત્ય પણ કર્યું નથી, પરન્તુ તેમણે મનમાં ને મનમાં જ એક સંકલ્પ કર્યો છે, તે શરમને લીધે ત્હને કહી શકતા નથી. તું મહારાજનો અતિપ્રિય પુત્ર છે, તેથી ત્હને કોઇ અપ્રિય વાર્તા કહેતાં તેમની જીભ ઉપડતી નથી. રાજા ત્હારી સાથે બોલતા નથી તેથી તું દિલગીર થઇશ નહિં. ત્હારા પિતા મ્હારી સાથે એક વચનથી બંધાયા છે. તું જો તે પાલન કરવા કબુલ થાય તો તેમના સત્યનું રક્ષણ થાય અને હું પણ ત્હને સર્વ હકીકત કહી સંભળાવું."

અહા ! સત્પુત્ર રામ પિતાની આજ્ઞા થતાં અગ્નિમાં ભૂસકો મારવા અને સમુદ્રમાં ડુબી જવા પણ તૈયાર થાય એવા હતા ત્યાં પછી પિતૃ આજ્ઞા ઉલંઘન કરે એ તો બને જ કેમ ? તેમણે કૈકેયીના શબ્દો સાંભળી અતિશય દિલગીરી સાથે કહ્યું: "દેવિ ! મ્હારા પિતા જે આજ્ઞા ફરમાવશે તે હું પ્રતિજ્ઞાપૂર્વક પાળવા તૈયાર છું. આપ તેમાં જરા પણ શંકા કરશો નહિં. પિતાની આજ્ઞા મ્હને તુર્ત જ સંભળાવો, અને મહારાજને પ્રસન્ન કરો. આ શરીર, મન, વાણી, કર્મ સર્વ પૂજ્યપિતાજીની સેવા માટે જ છે. જો એ શરીરવડે પિતાજીને પ્રસન્ન ન કરી શકાય, પિતાજીના સત્ય ધર્મનું પાલન કરવામાં સહાયતા ન કરી શકાય તો પછી મ્હારા કરતાં અધમ પુત્ર બીજો કોણ કહેવાય ? પછી આ શરીર ધારણ કરવાનો ઉદ્દેશ્ય પણ શો ? માતાજી ! ધર્મશાસ્ત્ર કહે છે કે: પિતાની આજ્ઞા પાલન કરવા માટે જ પુત્ર છે. પિતાને સહાયતા કરવા માટે જ પુત્ર છે. પિતાને સુખ સન્તોષ આપવા માટે જ પુત્ર છે, પિતાની સેવા કરવા માટે જ પુત્ર છે. પિતાના શુભ આશીર્વાદ ગ્રહણ કરી સુખે સંસાર યાત્રા

નિર્વાહ કરવા માટે જ પુત્ર છે. પોતાની ઇચ્છાનુસાર ગમે તેવાં અધર્મ આચરણ આચરવા માટે પુત્ર નથી. સતકર્મ કરી પિતાના આત્માને સંતોષ આપવા માટે જ પુત્ર છે. સતકર્મ દ્વારા પિતાને નરકમાં જતાં બચાવનાર પુત્ર છે. પિતાની આજ્ઞા વિરૂદ્ધ વર્તવા માટે પુત્ર નથી. સંતતિ ઉત્પન્ન કરવાનો હેતુ પણ એ જ છે કેઃ સંતતિએ માતાપિતાનાં શુભ કાર્યમાં સહાય કરવી અને ધર્મ માર્ગે સંસાર ચલાવવો. ધર્મ કરવાં અને દાન-ધર્મથી અન્ય આત્માને સંતોષ આપવો. માતાજી ! હું એ પુત્ર-ધર્મ સારી પેઠે સમજું છું. આપ મ્હને આજ્ઞા કરો.

એ સાંભળી નિર્દય કૈકેયીએ વરદાન સંબંધી, રામચન્દ્રને સમસ્ત હકિકત પ્રસન્ન ચિત્તે કહી સંભળાવી. રામને ચૌદ વર્ષ વનવાસ મોકલવો અને રામને બદલે ભરતને રાજસિંહાસન પર બેસાડવો, આ બે વરદાન કૈકેયીએ દશરથ રાજા પાસે માંગ્યા હતાં, પરંતુ તેઓ એક તરફ રામ ઉપરની પ્રીતિને લીધે અને બીજી તરફ ધર્મભયને લીધે અત્યન્ત શોકગ્રસ્ત થયા હતા. કૈકેયીએ પુનઃ કહ્યુંઃ "રામ ! તારે કર્તવ્ય પરાયણ પિતૃભક્ત પુત્રની પેઠે પિતાના સત્યનું રક્ષણ કરવા યત્ન કરવો જોઇએ. ચાલ, સત્વર તૈયાર થા. તુર્તજ જટા, વલ્કલ ધારણ કરી વન તરફ ગમન કર. તેમ નહિં કરે ત્યાં સુધી મહારાજનો શોક ઓછો થશે નહિં. રામ જો અયોધ્યાનો ત્યાગ કરી અરણ્યમાં નહિં જાય તો રાજા અન્નજળને સ્પર્શ કરશે નહિં. રામ ! સત્વર થા ! ઉતાવળ કર !"

સાવકી કૈકેયીનાં આવાં દારૂણ વચનો સાંભળી રામના મનમાં જરા પણ દિલગીરી થઇ નહિં. તેમણે પ્રસન્નમુખે કહ્યુંઃ "પૂજ્ય માતાજી ! પિતૃ આજ્ઞા મસ્તકે ચઢાવું છું. આપની ઇચ્છાને નમન કરૂં છું, પિતૃ-માતૃ આજ્ઞા પાલન કરવી એજ મ્હારો ધર્મ છે. એ કાર્ય માટેજ પુત્રનો જન્મ છે ! હું પ્રસન્ન ચિત્તે મ્હારા પ્રિયતમ કનિષ્ઠ બંધુ ભરતને ધન, રત્ન, રાજ્ય, પ્રાણ એટલું જ નહિં પરંતુ

તેઓ જે કહે તે આપવા તૈયાર છું. મ્હારા પિતાજી મ્હને રાજ્ય ત્યાગ કરવાની આજ્ઞા કરે છે ત્યારે પછી હવે મ્હારે કંઇ પણ કહેવાનું હોય જ નહિ. આપ પિતાજીને પ્રસન્ન કરો. હું હમણાં જ જટા વલ્કલ ધારણ કરી દણ્ડકારણ્ય તરફ પ્રયાણ કરીશ. માત્ર એક વખત માતા કૌશલ્યાદેવીને આશ્વાસન આપવામાં અને એક વખત સીતાદેવી સાથે થોડી ક્ષણ વાર્તાલાપ કરવામાં વિલંબ થશે એટલું જ ! આવાં નજીવાં કારણને લીધે મહારાજ શોક કરે છે શા માટે ? પિતાજીએ પોતાને મુખેથી મ્હને એ આજ્ઞા સંભળાવી હોત તો હું મ્હને પોતાને ભાગ્યશાળી માનત. ઇશ્વર ઇચ્છા ! હું આપની આજ્ઞા મસ્તકે ચઢાવી આ ક્ષણે જ અરણ્યમાં જવાની તૈયારી કરૂં છું."

એમ કહી પિતૃભક્ત રામચંદ્રજીએ વૃદ્ધ રાજા દશરથનાં ચરણ સ્પર્શ કરી નમન કર્યું અને માતા કૈકેયી પાસેથી પ્રસન્ન ચિત્તે વિદાય થયા. ત્યાંથી તેમણે કૌશલ્યા માતાના અંતઃપુરમાં પુરમાં પ્રવેશ કર્યો. પ્રથમથીજ લક્ષ્મણજી તેમની સાથે હતા. તેમણે રામના વનવાસની વાર્તા સાંભળી તેજ ક્ષણથી તેઓ ક્રોધે ભરાઈ અગ્નિની પેઠે ભડકવા લાગ્યા હતા, રામચન્દ્રજી વિદાય થયા તેજ ક્ષણે વૃદ્ધ રાજા દશરથના હૃદયનો શોક–સમુદ્ર પુનઃ ઉછળી ઉઠયો. તેઓ મુખેથી "હા, રામ ! હા, રામ" કહી વિલાપ કરતા કરતા મૂર્ચ્છિત થઈ પડયા ! આ વખતે તેમના હૃદય–દુઃખનો પાર નહતો!

વૃદ્ધ રાજાને વિલાપ કરવા દો, એટલા સમયમાં આપણે એક વખત એક મહાન્ પ્રશ્ન સમજવાનો યત્ન કરી જોઈએ. દશરથ રાજાએ પ્રસન્ન થઈ કૈકેયીને કોઈ સમયે બે વરદાન આપવાનું કબુલ્યું હતું. દુર્ભાગ્યે તેજ બે વચનો દશરથ રાજાના કાળ સ્વરૂપ થઈ પડયાં ! સત્ય પાલનને માટેજ પ્રાણથી અધિક પ્રિય પુત્રને વનવાસ આપવાની રાજાને ફરજ પડી. કૈકેયી દશરથને વશ થયેલી, તેમની ઇચ્છાનુસાર વર્તી તેમની માનિતી થઇ થઈ પડેલી સ્ત્રી

હતી. રાજાએ યત્ન કર્યો હોત તો રાણીની રામ-વનવાસની અધર્મ-યુક્ત પ્રાર્થના પાછી ઠેલી શકત અને તેની એ પ્રાર્થના પ્રમાણે નહિં વર્તતાં અસત્ય પરાયણ થવું એ પણ શું રાજાને માટે ઉચિત્ નહતું? સ્ત્રી સમક્ષ એક વખત તેઓ અસત્યવાદી કહેવાયા હોત તો તે તેમને વિશેશ શું નુકશાન થવાનું હતું? એમાં દોષ પણ શો થાત? રામાયણ વાંચતાં વાંચતાં કેટલાક વાંચકોના મનમાં ઉપર પ્રમાણે અનેક પ્રશ્ન ઉત્પન્ન થતા હશે, તેમજ દશરથ ઉપર કેટલાકને ક્રોધ અને તિરસ્કાર પણ ઉપજતો હશે, પરન્તુ આપણે બરાબર વિચાર કરીએ તો જણાશે કેઃ રાજા દશરથ એ એક તેજસ્વી અને સત્ય-વ્રતધારી ક્ષત્રી રાજા હતા. કેવળ સત્યનું પાલન કરવા માટેજ પોતાના પ્રિયતમ પુત્ર અને પોતાના પ્રાણ સુદ્ધાં વિસર્જન કરવા પાછા હઠે એવા નહતા. એવા સત્ય પરાયણ રાજાએ સત્યનું પાલન કરવા માટેજ રામને વનવાસ દીધો, એ વિચાર કરીએ ત્યારે જ આપણે તેમનું ખરૂં માહાત્મ્ય સમજવા શક્તિમાન થઈશું અને ત્યારેજ દશરથ રાજા યથાર્થ ધર્મનિષ્ઠ, સત્ય પ્રેમી હતા એમ માની શકીશું. સત્ય આગળ પુત્ર, ધન, રત્ન આદિ કોઇ પણ વહાલી વસ્તુનો હિસાબ જ નહોય! જે મનુષ્યો ધર્મ પ્રિય અને સત્યચરિત્રવાન છે, તેઓ ઘરમાં કિંવા બહાર, સર્વત્ર સત્યનું પાલન કરવા સમર્થ હોય છે. સમસ્ત જગત્ કદી ચૂર્ણ થઇ જાય તોપણ તેઓ સત્ય અને ન્યાયના રાજ્યનો જય કરવા યત્ન કરે છે. વળી સત્યપાલન સમયે પોતાની સ્ત્રી હોય તો પણ શું થઈ ગયું? શું એ સમયે પતિ તેનો તિરસ્કાર કરી શકે? તેની સાથે જે પ્રતિજ્ઞા કરવામાં આવી હોય તેનું રક્ષણ ન કરવું જોઇએ? સત્યનું પાલન તો સ્ત્રી હો કે બાલક, રાજા હો કે રંક, શ્રીમંત હો કે સામાન્ય ગમે તે હોય પણ ગમે તેટલું નુકશાન સહન કરીને પણ સત્ય પ્રતિ-જ્ઞાનું પાલન તો કરવું જ જોઇએ. સત્ય તે સત્ય જ પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞાજ. એક વખત વચન નીકળ્યું તેનું પાલન થવું જ જોઇએ.

એમાં લાભ હો અથવા નુકશાન હો. તે પ્રસંગથી મનુષ્યને જ્ઞાન થાય છે. દશરથ કૈકેયીના એ પ્રસંગ ઉપરથી એમ પણ માનવાને કારણ છે કેઃ પ્રાચીન કાળમાં પુરૂષો નારીજાતિનું સન્માન અને સત્કાર કરતા. તે સમયે સ્રીયોને " દેવિ " " આર્યે " વિશેષણો આપવામાં આવતાં. તે નારી જાતિનું સન્માન બતાવી આપે છે. તે સમયે સ્રીઓને સાક્ષાત દેવિ જ માનવામાં આવતી અને તેનું સન્માનજ થતું, આજની પેઠે તેને કેવળ દાસી માનવામાં આવતી નહિં. આ પ્રસંગે અમે રામની પિતૃભક્તિનો ઉલ્લેખ કર્યા સિવાય રહી શકતા નથી. પિતૃભક્તિનું એવું દૃષ્ટાન્ત જગત્માં વિરલ અને અદ્વિતીય જ કહી શકાશે. જેણે પિતાની સત્ય પ્રતિજ્ઞાપાલન માટે મુઠ્ઠીમાં આવેલું વિશાલ રાજ્ય અને ઐશ્વર્ય જરા પણ શોક વગર પરિત્યાગ કરી વનવાસ રૂપ કઠોર વ્રતને આલિંગન કર્યું, તે મહાપુરૂષ સાધારણ મનુષ્યોનાં હૃદય રાજ્ય જીતી લઈ અદ્યાપિ પર્યંત જગત્માં પૂજાયા કરે એમાં આશ્ચર્ય શું ? ધન્ય એ પિતૃ ભક્તિને ! રામ જેવા પિતૃવત્સલ, ત્યાગી પુત્રોજ જગત્માં અનંત કાલ પૂજાવા યોગ્ય છે.

રામચન્દ્રજીએ માતા કૌશલ્યાના અંતઃપુરમાં પ્રવેશ કરી જોયું તો માતા પુત્રની મંગલ કામના માટે દેવ પૂજન કરી રહ્યા છે. રામચંદ્રજી માતાને પગે લાગ્યા. તેમણે પ્રિયતમ પુત્રને સ્નેહાલિંગન કરી તેના મસ્તક પર ચુંબન કર્યું અને હવેથી પોતાનો રામ રાજા થશે એવો વિચાર કરી આનન્દાશ્રુ વિસર્જન કરવા લાગ્યાં. માતાજીના મનનો વિચાર જાણી લઇ રામે કહ્યું: " માતાજી ! આજ તમારે આનન્દ પામવાનું કાંઇ કારણ નથી. તમારી સીતા અને લક્ષ્મણ ઉપર આજે મહાન્ વિપદ્ આવી પડી છે. પિતાજીએ કૈકેયી માતાની પ્રાર્થનાથી ભરતને રાજ્યસિંહાસન અપાવી મ્હને ચૌદ વર્ષ વનવાસ જવાની આજ્ઞા ફરમાવી છે ! " એ શબ્દો સાંભળતાં જ કૌશલ્યા માતા જાણે મૂળમાંથી વૃક્ષ ઉખડી પડયું હોય તેમ અચેત

થઇ પૃથિવિ પર પડયાં ! રામે લક્ષ્મણની સહાયતાથી અનેક યત્ન કરી તેમને સચેતન કર્યાં. કૌશલ્યા માતા શોકદગ્ધ થઇ ઘણા વિલાપ કરી પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યાં. થોડીવારમાં જ રામને દેશ નિકાલ કર્યાના સમાચાર અંતઃપુરમાં પ્રસરી ગયા અને ચારે દિશામાંથી હાહાકાર ધ્વનિ સંભળાવા લાગ્યો. સર્વનાં મુખ ઉદાસ થઇ ગયાં. લક્ષ્મણ ક્રોધે ભરાઇ રામ અને કૌશલ્યા માતા સમક્ષ દશરથ રાજાને અનેક ઠબકા દેવા લાગ્યા ! તે બોલ્યા કેઃ " મહારાજની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે; સ્ત્રીને વશ થયા હોય એવા રાજાની આજ્ઞા પાળવી જોઇએ નહિં." એ ઉપરાંત ધનુષ્યબાણ લઇ દશરથ, કૈકેયી અને ભરતનો વિનાશ કરવા પણ લક્ષ્મણ ઉશ્કેરાઇ ગયા ! લક્ષ્મણની સહાયતા હોય તો રામના વિરૂદ્ધ કોણ વર્તન કરી એક એમ હતું ? પરન્તુ ધૈર્યશાળી રામચંદ્રે, લક્ષ્મણના વાકયથી અસન્તોષ દર્શાવી તેને મૃદુ મધુર શબ્દોમાં ઠબકો દીધો અને તેને પિતૃ ધર્મ સમજાવ્યો. રામે કહ્યુંઃ " પિતા એજ સાક્ષાત ધર્મ સ્વરૂપ છે. પુત્રને માટે બીજો ધર્મ કયો ? પિતા આકાશ કરતાં પણ મહાન્ છે. આ જગત્‌માં પિતા કરતાં વિશેષ પૂજનીય બીજી કઇ વસ્તુ હોઇ શકે ? પિતાની આજ્ઞા અને પિતાનું સત્ય પાલન દ્વારા તેમના ધર્મનું રક્ષણ ન થઇ શકે તો પછી મ્હારે જીવન ધારણ કરીને શું કરવું ? પિતાની આજ્ઞા પાલન ન કરે તે પુત્ર નહિં પણ કપુત્ર જ કહેવાય. પિતાનો આત્મા શ્રાપ આપે તે પુત્રનું કલ્યાણ કેમ થાવ ? ભરત, સુશીલ અને ભ્રાતૃવત્સલ છે, ભરતે રામ-લક્ષ્મણનો શો અપરાધ કર્યો છે. દેવી કૈકેયી એ આપણી માતા છે. ભલે તે સાવકી માતા છે તો પણ આપણા પૂજ્ય પિતાનાં ધર્મ પત્ની છે એટલે આપણાં પણ તે માતા જ છે. માતાની નિન્દા કદી પણ કરી શકાય નહિં. માતાની આજ્ઞા પાલન કરી તેમનો પણ આશીર્વાદ જ મેળવવો જોઇએ." રામનાં એ વચનો સાંભળી લક્ષ્મણને લજ્જા આવી. રામનો દૃઢ નિશ્ચય જાણી કૌશલ્યા માતા વિલાપ કરવા લાગ્યાં.



राम-लक्ष्मण-सीता वनमां जाय छे.

JOSHI ART PRINTING WORKS FORT BOMBAY

પુત્રનો વિયોગ-વિરહ માતાથી કેમ સહન થાય ! પુત્ર વિના તો માતાનું હૃદય ચિરાઇ જાય. કૌશલ્યા રામનાં દર્શન વિના ક્ષણ પણ રહી શકતાં નહિં. રામ એકલા વનગમન કરે તો તેઓ પણ તેમની સાથે ગયા વિના રહે તેમ ન હતું. રામચન્દ્રજીએ માતાને અનેક પ્રકારે ધૈર્ય આપ્યું. તેમણે કહ્યું કે: " પતિ જીવિત હોય તેની પત્ની ઇચ્છાનુસાર કરી શકે નહિં. પતિવ્રતા સ્ત્રીએ તો પતિ સેવામાં જ નિમગ્ન રહેવું જોઇએ. પતિ સેવા આગળ બીજાં દુઃખને વિસરી જવાં જોઇએ. પતિને પડતા મૂકી અન્ય જનોની સેવા કરનાર સ્ત્રી અધર્મ અને અપયશ પ્રાપ્ત કરે છે. પતિની સેવા એજ સ્ત્રીનો ધર્મ છે. હું વનમાં જઇશ તે વખતે પિતાજી શોક કરશે, દુઃખી થશે, તેમને આશ્વાસન કોણ આપશે ? તેની સેવા કોણ કરશે ? આપ ધૈર્ય ધારણ કરો. "

રામચંદ્રજીને વનવાસ જવા તૈયાર થયેલા જોઇને અન્તે માતા કૌશલ્યાએ અશ્રુ ભરેલે નેત્રે પુત્રને આશીર્વાદ દીધો અને વિદેશમાં વિચરતી વખત સર્વ સમયે તેમને કુશળ રાખવા માટે દેવતાઓની પ્રાર્થના કરી. રામચન્દ્રજી માતાને ચરણે નમન અને સ્પર્શ કરી લક્ષ્મણ સહિત પોતાના અન્તઃપુરમાં પધાર્યાં.



યત્ન કરવા છતાં પણ તેનાથી આત્મ સંયમ થઇ શકતો નથી, તેવાં મનુષ્યની નિર્બળતા તત્ક્ષણાત્ આંસુ રૂપે પ્રકટ થઇ જાય છે! રામ અત્યાર સુધી પોતાના મનોભાવ હૃદયમાં ગુપ્ત રાખી શક્યા હતા. દશરથ રાજા પાસેથી વિદાય થઇ કૌશલ્યા માતાના અંતઃપુરમાં પ્રવેશ કરતી વખત, અને કૌશલ્યાના અન્તઃપુરમાંથી બહાર નીકળતી વખત પણ તેમના મુખમણ્ડલ ઉપર કોઇ બીજા પ્રકારની ભાવના જોવામાં આવતી નહોતી, પરન્તુ જ્યારે તેઓ સીતાજીના મહાલય સ્હામે આવી પહોંચ્યા તે જ ક્ષણે તેમના હૃદયમાં રોકાઇ રહેલો શોક સમુદ્ર ઉછળી ઉઠયો. રામચંદ્રજીનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં, મુખ એકાએક નિસ્તેજ થઇ ગયું અને તેમના હૃદય-રાજ્યમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ શરૂ થયું. સીતાદેવી, રાજધર્મને યોગ્ય આચાર ધારણ કરી પ્રફુલ્લ ચિત્તે, કૃતજ્ઞ હૃદયે દેવપૂજન કાર્ય સમાપ્ત કરી ક્ષણે ક્ષણે પતિદેવના આગમનની વાટ જોતાં હતાં. એજ સમયે રામચંદ્રજીએ લજ્જા પામી નીચે મસ્તકે ત્યાં પ્રવેશ કર્યો. પ્રિયતમને ચિન્તાતુર અને શોક મગ્ન આવેલા જોઇ જાનકીજી કમ્પતે શરીરે ઉભાં થયાં અને વ્યાકુલ ચિત્તે પૂછયું:—

"નાથ! એકાએક આપનું મુખ કેમ ચિન્તાતુર જણાય છે? આજના શુભ દિવસે આપનો રાજ્યાભિષેક થવાનો હતો તેમ છતાં આપનું મુખ કેમ ઉતરી ગયું છે? શ્વેત રાજછત્ર વડે આપના કોમળ શરીર પર કેમ આચ્છાદન કરવામાં આવ્યું નથી? શા માટે ધવલ ચામરો ઉરાડતા સેવકો આપને વાયુ ઢોળતા જણાતા નથી? આજે બન્દિજનો પ્રેમપૂર્વક આપનાં મંગલ ગાન ગાઇ સ્તુતિ કરતા કેમ સંભળાતા નથી? વેદ પારંગત-વેદમૂર્તિ-બ્રાહ્મણો સ્નાનાન્તે આપના મસ્તક ઉપર મધ અને દહિં કેમ સિંચન કરતા નથી? ગામ અને નગરના પ્રજાજનો, તેમ જ મૂખ્ય મૂખ્ય પરિષદ્ વર્ગ સુંદર વસ્ત્રા-ભૂષણો ધારણ કરી, અભિષેક થયા પછી શા કારણથી આપની પાછળ પાછળ આવતા જણાતા નથી? સર્વોત્કૃષ્ટ પુષ્પરથને ચાર સુસજ્જિત

વેગવાન્ ઘોડા જોડાઇ શામાટે આપની આગળ આગળ દોડતા જણાતા નથી ? સુંદર શોભાયમાન સુલક્ષણા હાથી આપના આગળ ચાલતા કેમ જણાતા નથી ? સુવર્ણ રચિત ભદ્રાસન ખાંધે લઇને રાજસેવકો આપની આગળ ચાલતા કેમ જણાતા નથી ? અભિષેકની પ્રત્યેક વસ્તુઓ જ્યારે તૈયાર છે ત્યારે આપનું મુખ કમળ કેમ કરમાયલું જણાય છે ? વળી રાજાને ઉચિત્ એવું આનન્દ પ્રફુલ્લ મધુર હાસ્ય આપના મુખ ઉપર કેમ ફરકતું જોવામાં આવતું નથી નાથ ? ”

રામચંદ્રજીએ પ્રાણાધિક જાનકીના એ પ્રકારનાં વિલાપ વાક્ય શ્રવણ કરી કહ્યું: “ દેવિ જાનકિ ! પૂજ્યપાદ પિતાએ મ્હને ચૌદ વર્ષ-પર્યંત અરણ્યમાં નિવાસ કરવાની આજ્ઞા ફરમાવી છે. ” એમ કહી તેમણે પોતાની પ્રિય-પત્ની સમક્ષ ધીમે ધીમે સર્વ હકિગત નિવેદન કરી.

તે પછી તેમણે કહ્યું: “ પ્રિયે ! હું હવે નિર્જન વન તરફ ગમન કરવા તૈયાર થઇશ, માટે જ તમને એક વખત મળવા આવ્યો છું. ”

રામચંદ્રજીએ તેમને ઉપદેશ દેતાં કહ્યું કે: “ પ્રિય જાનકિ ! હું પિતાની આજ્ઞા પાલન કરવા વનમાં જવા તૈયાર થયો છું. તમે જરા પણ ચિન્તા કરશો નહિં. હું અરણ્ય તરફ જઇશ એટલે તમે વ્રત, ઉપવાસ કરતાં રહેજો. નિત્ય પ્રાતઃકાલમાં નિદ્રા ત્યાગ કર્યા પછી વિધિ-પૂર્વક દેવપૂજન કરી મ્હારા આરાધ્ય દેવતા પિતાજીના ચરણમાં નમન કરજો. મ્હારા વિયોગે માતુશ્રીને બહુ દુઃખ થશે, વળી તેમની વૃદ્ધા-વસ્થા થઈ છે, માટે તમે કેવળ ધર્મને ખાતર તેમની સેવા કરજો અને તેમના ઉપર ભક્તિ રાખજો. મ્હારી સાવકી-માતાઓ પણ મ્હારા ઉપર સ્નેહ રાખી મ્હને મિષ્ટાન્ન ભોજન આપતાં તેથી તમે નિત્ય તેમને પણ પ્રણામ કરજો. મ્હારા પ્રાણથી અધિક ભ્રાતાઓ ભરત અને શત્રુઘ્ન ઉપર પુત્ર જેટલો સ્નેહ રાખજો. ભરત, આ દેશ અને વંશનો રાજા થયો છે. અધીશ્વર થયો છે, તેથી કદી પણ તેનો

અપકાર કરશે। નહિં. સૌજન્ય અને યત્નવડે મનોરંજન કરી શકાય તો રાજાઓ પ્રસન્ન રહે છે. તેમની ઇચ્છા વિરૂદ્ધ વર્તન થવાથી તેઓ ક્રોધાયમાન થાય છે. તેઓ પોતાના સગા પુત્રને પણ અહિતકારી જાણે તો તેનો ત્યાગ કરી દે છે અને પાત્ર હોય તો કાંઇપણ સંબંધ વગરના પારકા માણસને પોતાનો માનીતો બનાવી દે છે. જાનકિ! એ સર્વ કારણોને લીધે જ હું કહું છું કેઃ તમે રાજા ભરતની ઇચ્છા પ્રમાણે વર્તજો, તેના પક્ષમાં રહેજો અને આ સ્થાનમાં જ નિવાસ કરજો. હું અરણ્યમાં જાઉં છું. મ્હેં જે કહ્યું છે તેનાથી જરા પણ વિરૂદ્ધ વર્તશો નહિં એજ મ્હારો આગ્રહ છે.”

જાનકિ, ક્ષણ કાલ પૂર્વે રાજ–રાણીની પદવી પ્રાપ્ત કરવાનાં હતાં તે ક્યાં અન્તર્ધાન થઇ ગયું! તેને બદલે તેના પ્રાણેશ્વર રાજકુમાર જટાવલ્કલ ધારણ કરી તેજ ક્ષણે વનગમન કરવા તૈયાર થઇ ગયા છે! અહા! કેવું વિધાતાનું વિધાન! કેવી ઇશ્વરી લીલા! જો સીતા સામાન્ય સ્ત્રી હોત તો આવા અકસ્માત પરિવર્તનથી અને આશાના દુઃખકારક છળકપટથી તે નિરાશાના સાગરમાં ડૂબકાં ખાત! અથવા તો કદાચ તે તુર્તજ ઉંડા નિશ્વાસ અને આંખમાં આંસુ સાથે કરૂણ શબ્દે ગગન મણ્ડલ કમ્પાયમાન કરી દેત, અને રાણી કૈકેયીને અસંખ્ય શ્રાપ દઈ ગાળોનો વર્ષાદ વર્ષાવત! તેમજ પોતાના ભાગ્યને કેટલોએ ધિઃક્કાર આપી તેની નિન્દા કરત અને વિધાતાના વિધાન ઉપર દોષારોપ કરી ઉન્મત્તની પેઠે ફડફડાટ કરત! અથવા તો કદાચ તે સ્વાર્થને વશ થઇ રામચન્દ્રજીને વનગમન કરવાના ક્લેશદાયક ત્રાસથી મુક્ત કરવા પુષ્કળ મહેનત કરત, એટલુંજ નહિં પણ પતિને પોતાના સત્યમાર્ગથી ભ્રષ્ટ કરવાના અનેક યત્ન કરત, પરન્તુ પ્રથમજ કહેવામાં આવ્યું છે કેઃ સીતાદેવી એવાં હલકી પ્રકૃતિનાં સ્ત્રી ન હતાં. સીતા તો વિવાહ થયા પછી પોતાના શરીરને ભૂલી ગયાં હતાં. તેમણે પોતાનું સર્વસ્વ પતિદેવને અર્પણ કરી દીધું હતું. તેમણે પતિ સાથે એક–આત્મભાવ કરી દીધો હતો, સાકર

દૂધમાં ભળી હતી, નદી સાગરમાં ભળી ગઇ હતી તેથી સાકરનો સાકર ભાવ અને નદીનો નદી ભાવ રહ્યો ન હતો. સીતાદેવી પતિ-રૂપ થઇ ગયાં હતાં! પતિને માટેજ પોતાનું જીવન છે એમજ તે માનતાં. પતિનું સુખદુઃખ એ પોતાનું સુખદુઃખ છે એમજ તે સમજી ગયાં હતાં. તે પતિના માત્ર પડછાયા જેવાં થઇ રહ્યાં હતાં. મનુષ્યની સાથે સાથે પડછાયો ગમન કરે છે, તે તેનાથી જૂદો પડતો નથી, તે પ્રમાણેજ સીતાદેવી માત્ર રામચંદ્રજીના પડછાયા જેવાં બની રહ્યાં હતાં. પતિની આજ્ઞા પ્રમાણે વર્તવા માટેજ જાણે તેમનું શરીર રચાયું હોય તેમજ તે માનતાં. જાણે પોતે કળનું પૂતળું હોય અને પતિની ઇચ્છારૂપ કુંચી અપાતાંજ તે પૂતળું હાલતું ચાલતું હોય એવી તેમની મનોવૃત્તિ થઇ રહી હતી! સીતા આજે રાજ-રાણી નહિં થાય એ સાંભળી તેના મનમાં જરાપણ દુઃખની છાયા જણાઇ નહિં. પોતાના પતિદેવ, પિતાની સત્ય પ્રતિજ્ઞાનું પાલન કરવા માટેજ ભયંકર દણ્ડકારણ્યમાં ગમન કરવાના છે એ જાણી સીતાદેવીના મનમાં અતિશય આનન્દજ ઉપજ્યો હતો. પોતાના પતિને પિતૃ-ભક્ત, પિતૃ આજ્ઞાકારી જાણી તેમને હર્ષજ થતો હતો. આ સમયે પોતાનું કર્ત્તવ્ય શું છે તે સીતાજી સારી પેઠે જાણતાં હતાં. પોતાના પતિદેવ વન-ગમન કરવાના છે એ સાંભળતાંજ તેમણે પોતાનું કર્ત્તવ્યકર્મ નક્કી કરી લીધું હતું. સીતાને માત્ર એટલુંજ દુઃખ થતું કેઃ પોતાના પતિદેવ તેને અનેક ઉપદેશ દીધા પછી ભરતના રાજ્ય-આશ્રયમાં નિવાસ કરવાની આજ્ઞા કરે છે! આટલા બધાં વર્ષનો પરિચય થવા છતાં હજીપણ રામચંદ્રજી સીતાનું હૃદય ઓળખી શકયા નહિં એટલુંજ તેને દુઃખ થતું હતું. એજ કારણથી પ્રિય-વાદિની સીતાજી ઉપલું વાક્ય સાંભળી પ્રેમ-ક્રોધે ભરાઇ બોલવા લાગ્યાંઃ—

"નાથ! આપ મ્હને કેવી સ્ત્રી સમજી ભરતના આશ્રયમાં નિવાસ કરવાનો ઉપદેશ આપો છો? આપનું વાક્ય સાંભળી મ્હા-

રાથી હસ્યા વિના રહેવાતું નથી! આપે જે ઉપદેશ દીધો તે એક શાસ્ત્રજ્ઞ મહાવીર રાજકુમારને છાજે તેવો નથી. તે આપને અપયશ અપાવે એવો છે. અરે! શું કહું? આપનાં એ વાક્યો શ્રવણ કરવાં એજ મ્હને અનુચિત છે. પ્રાણેશ્વર! પિતા, માતા, ભ્રાતા, પુત્ર અને પુત્રવધુ, એ સર્વે પોતપોતાનાં કર્મનાં ફળ ભોગવે છે. પરંતુ એક માત્ર સ્ત્રી એજ પતિનાં કર્મફળ ભોગવવા સમર્થ છે. પતિના ભાગ્યમાં જે લખાયલું હોય તે પત્નીએ ભોગવવું એજ વિધાતાનું વિધાન છે. એજ ઇશ્વરની આજ્ઞા છે. પતિ અને પત્નીનો આત્મા એક છે. તેનાં શરીર જૂદાં જણાય છે એટલુંજ, તેથી કાંઇ તેમનાં સુખદુઃખ જૂદાં થઇ શકતાં નથી. ધર્મ એવીજ આજ્ઞા ફરમાવે છે કેઃ પતિ–પત્ની બન્ને સુખદુઃખનાં સમાન ભાગીદાર છે. માટે પ્રભૂ! જ્યારે આપને દણ્ડકારણ્યમાં નિવાસ કરવાની આજ્ઞા થઇ છે ત્યારે એકરૂપે મ્હને પણ તેવીજ આજ્ઞા થઇ ગઇ છે. આપને જે આજ્ઞા થઇ તે મ્હને થવા બરાબરજ છે, માટે આપની સાથે મ્હારે પણ વનમાં નિવાસ કરવો જોઇએ. જૂવો નાથ! અન્ય સગાંઓની વાત વેગળી મૂકો. સ્ત્રીયો પોતાનો ઉદ્ધાર પોતાની મેળે કરી શકે એમ નથી. આ લોકમાં અને પરલોકમાં માત્ર પતિ એજ તેનો ઉદ્ધારક અને એજ તેનો તારક દેવતા છે. મ્હોટાં મહાલયનાં શિખરો, સ્વર્ગનાં વિમાન અને આકાશ–ગગન ગતિથી ભ્રષ્ટ થાય તે પણ તેણે પતિદેવનાં ચરણની છાયામાં આશ્રય લેવો જોઇએ. મ્હાર પિતા માતાએ પણ ઉપદેશ દીધો છે કેઃ "સમ્પત્તિમાં કે વિપત્તિમાં સુખમાં અથવા દુઃખમાં, પતિની સાથેજ, પતિના જેવીજ અવસ્થામાં રહી આનંદ માનજે. પતિ એજ ત્હારા ઇશ્વર, પતિ એજ ત્હારો ભાગ્યવિધાતા અને પતિ એજ ત્હારો તારક છે?" માં પ્રાણનાથ! આપ જો હમણાંજ વનગમન કરશો તો હું પણ માર્ગના ઝાંખરાં અને કાંટાઓ ઉપર આપની આગળ આગળ ચાલવા લાગીશ આપની એટલી આજ્ઞા પાલન ન થાય તો આપ ક્રોધ કરશો નહિ

પ્રવાસીજનો જેમ જળપાન કરતાં વધેલું થોડું જળ પણ પોતાની સાથેજ લઈ જાય છે તેજ પ્રમાણે આપ પણ શંકારહિત ચિત્તે મ્હને આપની સાથે લઈ જાઓ. મ્હેં કદીપણ આપનો એવો કોઇપણ અપરાધ કર્યો નથી કે જેથી આપ મ્હને અહિં પડતી મૂકી જાઓ. મ્હને ત્રૈલોકનું ઐશ્વર્ય-સમ્પત્તિ જોઇતાં નથી, માત્ર મ્હને આપનો સહવાસ-સંગતિજ જોઇએ છીએ. માત્ર મ્હને આપની સેવાનું સુખ મળે એટલે બસ છે. આપના સિવાય મ્હને સ્વર્ગનાં સુખની પણ ઇચ્છા નથી. જ્યા આપ ત્યાં હું. જયાં શરીર ત્યાં છાયા, શરીરથી છાયા જૂદી પડેજ નહિં. હું આપનું અર્ધું અંગ છું. આપ એ અર્ધા અંગનો ત્યાગ કરી શકો નહિં. આ સમયે હું જે કર્તવ્ય કર્મ કરવા તત્પર થાઉં તેમાં આપ મ્હને અટકાવશો નહિં."

વાલ્મિકિ રામાયણમાં સીતાદેવીએ રામને જે પ્રાર્થના કરી છે તેજ અમે ઉપર પ્રકટ કરી છે. રામ સીતાને અયોધ્યામાં નિવાસ કરવાનો ઉપદેશ કરે છે એ સાંભળી સીતા હાસ્ય રોકી શકતાં નથી! રામને વનવાસની આજ્ઞા થઇ છે તેવી આજ્ઞા એક રીતે સીતાને પણ થઇ છે એજ સીતાનો સરલ બચાવ હતો. રામ વનમાં ગમન કરે ત્યારે સીતા માર્ગના કાંટા-ઝાંખરાંઓ ઉપર થઇને પગે ચાલતી તેમની આગળ આગળ ચાલશે એ તેના પવિત્ર પ્રેમનું સત્સાહસ હતું. પ્રવાસી જનો જેમ જળપાન કર્યા પછી બાકી રહેલું જળ પોતાની સાથે લઇ જાય છે તેજ પ્રમાણે રામે પણ સીતાને પોતાની વનવાસ-સંગિની બનાવવી એજ સીતાની હૃદય વિદારક કરૂણાજનક પ્રાર્થના હતી અને સીતા આ સમયે જે કાંઇ કર્તવ્ય બજાવે તેમાં રામે તેને ના પાડવી નહિં. એ સીતાનું સુંદર કર્ત્તવ્ય જ્ઞાન અને તેની આશ્ચર્યમય તેજસ્વિતા વગેરે વિષયો જ્યારે યાદ આવે છે ત્યારે સીતાના ચરિત્રની અપાર ગંભીરતા જોઈ આશ્ચર્ય ચકિત થઈ જઈએ છીએ!

સીતા બહુ બુદ્ધિમાન હતી. કદાચ પતિદેવ તેને વનવાસથી

થતો ભય જણાવી તેને સાથે જતાં અટકાવે તે માટે તેમણે પ્રથ-મથી જ પોતાની વનવાસ રહેવાની ઇચ્છા જણાવી દીધી. તેમણે કહ્યું: "પતિદેવ ! મ્હને અતિશય અભિલાષા થઇ છે કે જે સ્થાનમાં મૃગ અને વ્યાઘ્ર સિંહાદિ નિવાસ કરે છે તેવાં ઘનઘોર અરણ્યમાં તપસ્વી બની નિત્ય આપની સેવા કરૂં. જે જળાશયોમાં કમળ પુષ્પો ખીલી રહ્યાં હોય છે, અને જ્યાં હંસ, સારસ તથા બપૈયા નૃત્ય કરી રહ્યા હોય છે ત્યાં નિત્ય નિયમપૂર્વક હું સ્નાન કરૂં, વા-નરનાં ટોળાં ફરતાં હોય તેવા પ્રદેશમાં પિતૃગૃહની પેઠે, આનંદપૂર્વક નિવાસ કરી આપનાં બન્ને ચરણ ધારણ કરી આપની આજ્ઞા-ધારિણી થઇ રહું અને આપની સાથે નિર્ભય ચિત્તે પર્વત, સરોવર અને ખાડા–ખાબોચિયાંનાં દર્શન કરી કૃતાર્થ થાઉં, મ્હને ખાત્રી છે કે: આપ વનમાં પણ મ્હારૂં સુખેથી પ્રતિપાલન કરશો. અરે ! મ્હારી વાત વેગળી રહી પણ અસંખ્ય મનુષ્યો જો આપની સાથે હોય તો પણ આપ તેનું પ્રતિપાલન કરી શકો એમાં જરા પણ શંકા નથી. તેથીજ કહું છું કે: આજે હું આપની સંગતિ કદી પણ છોડીશ નહિં. આપ મ્હને કોઇ પણ પ્રકારે ના પાડી શકશો નહિં. ક્ષુધા થતાં વનનાં ફળ મૂલ તૈયાર છે. ઉચ્ચ પ્રકારનાં ભોજન માટે હું કોઇ પણ દિવસ આપને કાંઇ પણ કષ્ટ આપીશ નહિં. આપની આગળ આગળ પ્રવાસ કરીશ અને આપ ભોજન કરી રહેશો તે પછી હું ભોજન કરીશ. એવી સ્થીતિ ઘણો સમય વ્યતીત કરીશ છતાં મ્હને જરા પણ દુઃખ જણાશે નહિં."

પ્રથમ જ કહેવામાં આવ્યું છે કે: સીતાને પ્રકૃતિદેવી–રચિત સૌંદર્ય ઉપર અતિશય પ્રેમ હતો. બાલ્યાવસ્થામાં તેમણે પિતાને ઘેર તપસ્વી, ઋષિ મુનિયોને મુખેથી આશ્રમોનું વર્ણન સાંભળ્યું હતું, તેથી જ નિર્જન વનમાં તપસ્વી બની પતિનાં ચરણની સેવા કરવાનું તેમને બહુ મન હતું. આશ્રમની નજીક અને ચારે દિશામાં જે પ્રકારનાં વન હોય છે તેવા પ્રકારની વન શોભાનું સીતાએ

વર્ણન કહી સંભળાવ્યું. ધનઘોર અને ભયંકર અરણ્યો કેવાં હોય છે તેનું સીતાને બરાબર જ્ઞાન નથી એમ જાણીને જ રામચંદ્રજીએ મનમાં ને મનમાં જ વનવાસથી થતાં અનેક દુઃખની કલ્પના કરી સીતાજીને સાથે લઇ જવાની ના પાડી અને ઘરમાં રહીને ધર્માચરણ કરવાનો તેને ઉપદેશ દેવા લાગ્યા.

રામચંદ્રજીએ કહ્યુંઃ " પ્રિયે ! અરણ્યમાં અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડશે. ત્યાં નિત્ય ગિરિગુહામાં નિવાસ કરતાં સિંહોની ભયંકર ગર્જના થયા કરે છે. દુષ્ટ હિંસક જન્તુઓ ઉન્મત્ત થઇને નિર્ભય ચિત્તે સર્વત્ર વિચરણ કરતાં હોય છે. આપણને તેવાં જનશૂન્ય સ્થાનમાં જોતાં જ તેઓ આપણો વિનાશ કરવા આવશે. નદીયોમાં મગર અને મચ્છનો નિવાસ હોય છે, તેમાં પુષ્કળ કાદવ કીચડ હોય છે, ઉન્મત્ત હાથીઓ પણ તેમાંથી પેલે પાર જઇ શકતા નથી, ચાલવાનો રસ્તો બહુ સાંકડો, કાંટા ભરેલો, અને લતાપાંદડાંથી ગુંચવાયલો હોય છે. પીવાનાં જળ સર્વ સ્થળે જોઇએ તે સમયે મળતાં નથી. સમસ્ત દિવસ પ્રવાસ કર્યા પછી રાત્રે વૃક્ષપરથી ખરી પડેલાં પાંદડાંની શય્યા બનાવી થાકેલે શરીરે શયન કરવું પડશે તેમજ મિતાહારી થઇ ભોજન સમયે વૃક્ષ ઉપરથી એની મેળે ખરી પડેલાં ફળ વડે ક્ષુધા શાન્તિ કરવી પડશે. શક્તિ હોય તે પ્રમાણે ઉપવાસ, જટાભાર વહન, વલ્કલ-વસ્ત્રધારણ અને પ્રતિદિન દેવતા, પિતૃ અને અતિથિયોનું વિધિપૂર્વક પૂજન અર્ચન કરવું પડશે. જેઓ દિવસને સમયે નિયમ ગ્રહણ કરે છે તેમણે પ્રતિદિન ત્રિકાલ સ્નાન, અને પોતાને હાથે પુષ્પ વીણી લાવી વાનપ્રસ્થાશ્રમની પ્રણાલી અનુસાર વેદી ઉપર ઉપહાર પ્રદાન કરવું એ પણ તેનું કર્ત્તવ્ય ગણાય છે. વનમાં નિત્ય વાયુ પ્રબળ વેગે વહેતો હોય છે. દર્ભ અને જાડાં ઘાસ અને કાંટાવાળા વૃક્ષોની શાખાઓ સર્વદા હાલતી હોય છે. રાત્રિને સમયે ઘોર અંધકાર હોય છે. વારંવાર ક્ષુધા જણાય છે. શંકા પણ અતિશય થતી જાય છે. ત્યાં પેટે ચા-

લનારાં, વિવિધ આકૃતિનાં પ્રાણીઓ હોય છે. નદીમાં રહેતા ઉડતા સર્પો જવાનો રસ્તો રોકી બેઠા હોય છે. વિંછી, કીટ અને પતંગીયાં, ઉપરાંત મ્હોટા મ્હોટા મચ્છરોના ડંખ થતાં સર્વદા બહુ દુઃખ ક્લેશ ભોગવવો પડશે, તેથી જ કહું છું કેઃ અરણ્યમાં સુખ નથી. ત્યાં તો ક્રોધ લોભનો ત્યાગ અને તપસ્યામાં જ ચિત્ત પરોવવું પડશે અને ભયનું કારણ હોય છતાં પણ નિર્ભય થવું પડશે, તેથી જ તમને અરણ્યમાં આવવાની ના પાડું છું. વનવાસ તમને રૂચીકર થઇ પડશે નહિં. જાનકિ ! હમણાંથી જ ત્યાં અનેક વિપત્તિ આવવાની શંકા થાય છે."

સીતાદેવી રામચન્દ્રજીનાં ઉપલાં વાક્ય સાંભળી નેત્રમાં આંસુ સારતાં બોલ્યાં કેઃ "નાથ! આપે અરણ્યમાં જે જે દુઃખ વિપત્તિ આવી પડવાનું વર્ણન કર્યું તે સર્વ સત્ય છે, પરન્તુ આપના સમક્ષ રહેવાથી સુરરાજ ઇન્દ્ર પણ મ્હારો પરાજય કરી શકે એમ નથી. આપના ઉપરના પ્રેમને વશ થઇને, મ્હારી ઇચ્છાથી જ જ્યારે હું આપની સાથે વનવાસ આવવા તૈયાર થાઉં છું તો પછી વનમાં પડતાં દુઃખ મ્હને સુખરૂપ જ જણાશે. નાથ! હું આપના વિયોગે એક ક્ષણ પણ જીવતી રહી શકું એમ નથી તેથી આપની સાથે વનગમન કરવું એ જ સર્વ પ્રકારે શ્રેયસ્કર થઇ પડશે. નાથ! જે પુરૂષ જિતેન્દ્રિય નથી, તેની સાથે સ્ત્રી હોય તો અરણ્ય નિવાસ તેને કષ્ટકર થઇ પડે પરન્તુ આપ તો નિર્લોભી જિતેન્દ્રિય છો, તેથી આપ કોઈ પ્રકારની શંકા કરશો નહિં."

રામચન્દ્રજીએ સીતાનાં વચનો સાંભળી મૃદુ હાસ્ય કર્યું પરન્તુ તેમની પ્રાર્થના સ્વીકારી નહિં. તે સમયે સીતાજીએ સરલ યુક્તિમાર્ગ ત્યાગ કરી એક બીજો જ માર્ગ શોધી કાઢયો. તેમણે કહ્યુંઃ "મ્હારા પિતાને ઘેર જ્યોતિષીઓને મુખેથી મ્હેં સાંભળ્યું હતું કેઃ મ્હારા પ્રારબ્ધમાં વનવાસ નિશ્ચય લખાયલો છે. ત્યારથી વનવાસ

સંબંધી મ્હને વિશેષ ઉત્કંઠા થઇ રહી છે. જ્યારે હું બાલિકા હતી ત્યારે એક તપસ્વી મહાત્માએ મ્હારી માતાને મ્હારા વનવાસ સંબંધી ભવિષ્ય વાણી કહી હતી. તેમણે તપોબલને લીધે જે કાંઇ કહ્યું છે તે શું મિથ્યા હોય કે? વળી આપની સાથે વનવાસ કરવાનો મ્હને બહુ અભિલાષા છે. મ્હેં અગાઉ ઘણા દિવસ પર્યંત આપને વિનયપૂર્વક પ્રાર્થના કરી છે. આપે પણ હા કહી છે. માટે નાથ! આ દુઃખીને સાથે લઇ જાઓ."

સીતાજીનો બધો યત્ન નિષ્ફળ થયો. સીતાને સાથે લઇ જવા રામે કોઇપણ પ્રકારે કબુલ કર્યું નહિ. નેત્રનાં આંસુવડે તેમની છાતી પલળી ગઇ. કાલાવાલા, વિનય, યુક્તિ, જ્યોતિષિનું ભવિષ્યકથન, વગેર સર્વ નિષ્ફળ થયું, ત્યારે તેમણે વળી એક નવીન ઉપાય શોધી કાઢયો. સીતાએ પ્રેમભરેલા અભિમાન સહિત મહાવીર રામચંદ્રજીને હાસ્ય કરતાં કહ્યું કેઃ " નાથ! મ્હારા પિતા જો આપને આકૃતિમાં પુરૂષ અને સ્વભાવમાં સ્ત્રી જાણતા હોત તો તમારા હાથમાં મ્હને કદી પણ સમર્પણ કરત નહિં! લોકો કહે છે કેઃ રામનું જેવું તેજ છે તેવું તો પ્રખર સૂર્યમાં પણ નથી! એ કથન આ સમયે માત્ર ખોટો બકવાદ જ જણાશે. આપ શા કારણથી ભય પામો છો? આપને શોકમગ્ન થવાનું કારણ શું છે? આપને કેવી શંકા થાય છે કે જેથી આપ પતિમય થઇ ગયેલી પત્નીનો ત્યાગ કરી જવા તૈયાર થયા છો? કુલકલંકિનિની પેઠે મ્હેં તમારા સિવાય અન્ય કોઇ પણ પુરૂષનું કદી પણ ધ્યાન કર્યું નથી, તેથીજ હું આપની સાથે ગમન કરીશ."

રામચન્દ્રજીએ સીતાને રાજા ભરતના આશ્રયમાં રહેવાનું કહ્યુ હતું. સીતાને ભરતના આશ્રયમાં રહેવાનું અસહ્ય થઇ પડે એમ હતું. તેથીજ શરીરમાં જાણે અગ્નિજ્વાળા થઈ હોય તેમ અહંકારપૂર્વક સીતા બોલ્યાં કેઃ " નાથ! તમે હમેશાં જેના હિતની અભિલાષા રાખો છો, જેને ખાતર રાજ્ય પ્રાપ્તિથી દૂર થયા, તેજ ભરતનો વશ તમે થાઓ. મ્હને તે પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી શકો

નહિં." તે પછી તેમણે વળી પણ કહ્યું કેઃ "વારંવાર કહું છું કેઃ હું આપની સાથેજ વનગમન કરીશ. આપની સાથે તપસ્યા કરવી પડે, અરણ્ય રહો કે ત્યાં સ્વર્ગ થાઓ, હું કોઇપણ કારણથી ભય પામીશ નહિં. જે સમયે હું આપની પાછળ પાછળ ચાલીશ તે સમયે માર્ગ મ્હને સુખશય્યાના જેવોજ જણાશે. ત્યાં મ્હને જરા પણ કષ્ટ કે ત્રાસ જણાશે નહિં. દર્ભ, મુંજ, શર અને એવાંજ બીજાં કાંટાળાં વૃક્ષલતા હશે તેને હું રૂ અને મૃગચર્મ જેવાં નરમ સુંવાળાં માની લઇશ. પ્રબળ વાયુના વેગથી વંટોળિયો થઇ ધૂળ વડે મ્હને ઢાંકી દેશે તેને હું ઉત્તમ ગુલાલ સમજીશ. જે સમયે હું સુકાં ઘાસ અને પાંદડાની શય્યામાં શયન કરીશ. તે સમયે મ્હને સુંદર રંગીત કામળો અધિક સુખ આપશે? ફળ, મૂળ, પત્ર, ઓછાં અથવા અધિક હશે તો પણ તમે જેટલાં આપશો તેટલામાં સંતોષ માની તેને હું અમૃત સમાન સ્વાદિષ્ટ માનીશ અને વસન્ત આદિ ઋતુનાં ફલ પુષ્પનો ઉપભોગ કરી સુખી થઇશ."

યુવતીઓ પિતાને ઘેર જવા માટે કોઇક કોઇક વખત પતિ અને અન્ય વડીલોને બહુ સતાવે છે. રામ સીતાને વન-વાસમાં લઇ જાય તો વખતે સીતા પિતા માતા અથવા ઘરને માટે ઉદ્વિગ્ન થાય, એ આશંકાથી કદાચ રામ તેમને સાથે લઇ જવા ના કહેતા હોય એમ જાણી જાનકિ બોલ્યાં કેઃ "હું માતાપિતાને વિહ્વળ ચિત્ત થઇશ નહિં. ઘરને યાદ પણ કરીશ નહિં. એ બધાંનો ત્યાગ કરી દૂર દેશમાં રહેવાનું થયું તે માટે જરા પણ દુઃખ કે ત્રાસ આપીશ નહિં. માટેજ કહું છું કેઃ આપ મ્હને આપની સાથે લઈ જાઓ. આપનો સહવાસ મ્હને સ્વર્ગ સમાન છે. આપનો વિયોગ મ્હને નરકનું દુઃખ આપે એમ છે. મ્હારૂં આ કથન આપના હૃદયમાં ઉતારો. અધિક શું કહું? નાથ! વનવાસમાં મ્હને કાંઇ પણ મુસ્કેલી જણાતી નથી, જો આપ મ્હને સાથે વનમાં લઇ નહિં લઇ જાઓ તો હું ઝેર પીને મરણ પામીશ. કોઈપણ પ્રકારે ભરતના આશ્રયમાં

એટલી દિવસો નિર્ગમન કરીશ નહિં. પ્રાણેશ્વર! ચૌદ વર્ષની વાત જવા દો, હું તો એક ક્ષણ પણ આપનો વિયોગ–શોક સહન કરી શકીશ નહિં."

એમ કહી જાનકિએ પ્રિયતમ રામચન્દ્રના કણ્ઠમાં આલિંગન કર્યું અને અશ્રુપાત કરવા લાગ્યાં. સીતાજીનું મુખ આંસુને લીધે પલળી ગયું. પ્રિય–પત્નીને આ પ્રમાણે વિલાપ અને શોક કરતી જોઇ રામચન્દ્રજીએ તેને કણ્ઠે આલિંગન કરી આશ્વાસન આપ્યું અને કહ્યું કે: "દેવિ! પ્રાણેશ્વરી! ત્હમને દુઃખ આપી હું સ્વર્ગનું સુખ પણ ભોગવવા રાજી નથી. મ્હને કોઇ પણ સ્થળે ભયની શંકાજ નથી. તમારી ખરી મનવાંચ્છના હું જાણી શક્યો ન હતો, તમારૂં રક્ષણ કરવા હુ સમર્થ હોવા છતાં એજ કારણને લીધે મ્હેં અત્યાર સુધી તમને સાથે લઇ જવાની ના કહી હતી. હવે હું સમજી શક્યો છું કે: તમે મ્હારી સાથે વનમાં આવવા સંપૂર્ણરૂપે તૈયાર થયાં છો. દણ્ડકારણ્યમાં તમને સાથે લઇ જવાની મ્હને ઇચ્છા નહોતી પરન્તુ જ્યારે ત્હમે સાથે આવવાનો દૃઢ સંકલ્પ જ કર્યો છે ત્યારે તો તમને અવશ્ય હું મ્હારી સાથે લઇ જઇશ. હવે તો તમને કહેવું પડે છે કે: જે મ્હારો ધર્મ છે તે પ્રમાણે વર્તવા તમે પણ તૈયાર થાઓ. પ્રિયે! તમે જે વિચાર કર્યો છે, તે સર્વ રીતે ઉત્તમ છે અને તે મ્હારા વંશને ઉચિત જ છે. હવે તમે વનગમન કરવા માટે જોઇતી તૈયારી કરો. તમે આપણાં ધન, રત્ન, વસ્ત્રાભુષણ અને રમત ગમતનાં સર્વ સાધનો બ્રાહ્મણ અને દુઃખી દરિદ્રીઓને વહેંચી દઇ હમણાંજ અરણ્યમાં જવા માટે તૈયાર થાઓ."

પ્રેમનો જય થયો, સીતાને પતિદેવ રામચંદ્રજીએ વનમાં સાથે આવવાની હા કહી. હવે સીતાના આનન્દની સીમા ન રહી. વાદળમાં ઢંકાયલા ચંદ્ર ઉપરથી વાદળાં દૂર થતાં ચંદ્ર જેવો શોભાયમાન જણાય તેજ પ્રમાણે પતિદેવની સાથે વનમાં જવાની આજ્ઞા મળતાં સીતાદેવી પણ શોભવા લાગ્યાં. સીતા તત્ક્ષણાત્ જરા પણ

સંકોચ વગર પોતાનાં સમસ્ત ધન રત્ન આદિ વહેંચી દેવા તૈયાર થઇ ગયાં.

લક્ષ્મણ અત્યાર સુધી બન્ને વચ્ચે થતી વાતચિત સાંભળતા હતા. તેમણે જ્યેષ્ઠ બંધુ રામને વનમાં જવા તૈયાર થયેલા જોઈ બે હાથ જોડી કહ્યુ: " પ્રભો! વનવાસમાં જવાનો આપે દૃઢ સંકલ્પ જ કર્યો છે ત્યારે આપના આ હમેશના દાસને સાથે આવવાની આજ્ઞા આપો. " રામચન્દ્રજીએ લક્ષ્મણને ઘણું સમજાવ્યું અને સાથે આવવાની ના પાડી પરન્તુ તેમણે તેમનું કથન સાંભળ્યું નહિં. અન્તે ત્રણે જણ વનમાં જવાનો સંકલ્પ કરી સમસ્ત ધન રત્ન બ્રાહ્મણ અને દરિદ્રીઓમાં વહેંચી દેવા લાગ્યાં. ત્યાર પછી સર્વે ઘરમાંથી બહાર નીકળી રાજા દશરથ પાસે વિદાયગીરી લેવા ગયાં. જે સીતાદેવી કોઈ દિવસ કોઇની દૃષ્ટિયે પડતાં નહિં તે રાજકુમારી અને રાજવધુ સીતાદેવીને આજે પગે ચાલતાં જોઇ સર્વ પ્રજાજનો હાહાકાર કરવા લાગ્યા ! તેમજ દશરથ અને કૈકેયીની પુષ્કળ નિન્દા કરવા લાગ્યા ! રામ, લક્ષ્મણ અને સીતાને જોતાં જ દશરથ રાજા ઉચ્ચ સ્વરે અશ્રુપાત કરી વિલાપ કરવા લાગ્યા અને કૌશલ્યા વગેરે રાજરાણીઓ શોકવિહ્વલ થઇ ગઈ! રામચંદ્રજીએ દશરથ રાજાનાં ચરણમાં મસ્તક નમાવી રજા માંગી. દશરથે આંસુ ભરેલાં નેત્રે ગદ્‌ગદ્ કણ્ઠે પ્રિયતમ પુત્રને રજા આપી. દુષ્ટ કૈકેયીએ રામલક્ષ્મણને પહેરવા માટે વલ્કલ વસ્ત્રો લાવી આપ્યાં, રામ અને લક્ષ્મણે તેજ સ્થળે વલ્કલ ધારણ કરી તપસ્વી વેશ લીધો. મુગ્ધ સ્વભાવની સીતા વલ્કલ ધારણ કરવાનું જાણતાં નહિં હોવાથી અન્તે તેઓ તે વસ્ત્ર પોતાનાં ભગવાં વસ્ત્રની ઉપરજ ગમે તેમ વીંટી લેતાં હતાં તેજ સમયે વશિષ્ટ વગેરે ગુરૂજનોએ તેમને તેમ કરતાં અટકાવ્યાં. દશરથ રાજાએ વર્ષની ગણત્રી પ્રમાણે સીતાને બહુ મૂલ્ય વસ્ત્ર અને આભૂષણ આપ્યાં. ત્યાર પછી રામ, લક્ષ્મણ અને સીતા અનુક્રમે, ગુરૂજનવર્ગ પાસેથી રજા લેવા લાગ્યાં. કૌશલ્યાદેવીએ અશ્રુપાત કરતાં સીતાને

આલિંગન કરી, તેના મસ્તકે ચુંબન કરતાં કહ્યું કેઃ—

" વત્સ ! જે સ્ત્રી પ્રિયજનોમાં આદર પાત્ર હોય તે છતાં પણ વિપત્તિ સમયે પતિની સેવા કરવાનું પવિત્ર વ્રત ચૂકી જાય તે આ લોકમાં દુષ્ટા-પાપિણી-અસતી કહેવાય. એવી દુષ્ટા-અસતી સ્ત્રીઓનો સ્વભાવ એવો હોય છે કેઃ પતિ પાસે સમ્પત્તિ હોય, તે સમયે તેનો સુખે ઉપભોગ કરે પરંતુ પતિને મસ્તકે વિપદ આવી પડતાંજ તેને અનેક પ્રકારના દોષ દઇ, તેનો અનેક પ્રકારે તિરસ્કાર કરી, અન્તે તેનો ત્યાગ કરી જાય છે ! તેવી સ્ત્રીયો જૂઠું બોલતી હોય છે અને પતિ પ્રત્યે અલ્પ પ્રેમ હોવાથી નજીવું કારણ મળતાં જ તેના ઉપર ક્રોધે ભરાઇ ઉઠે છે ! એવા દુષ્ટ સ્વાભાવની સ્ત્રીયોનું ચિત્ત તદ્દન ચંચળ હોય છે. તેઓ ધર્મની દરકાર રાખતી નથી. તેઓને વંશમર્યાદાનું ભાન હોતું નથી. તેઓ વસ્ત્રાભુષણોથી વશ થતી નથી. તેઓ કૃતઘ્ન હોય છે. તે ધર્મનું જ્ઞાન તુચ્છ સમજે છે, અને તેમના દુર્ગુણો બતાવી આપમાં આવે તો પણ તે કબુલ કરતી નથી ઉલટી તે તો ઉપદેશ દેનાર સાથે લડવા તૈયાર થઇ જાય છે ! એવી પાપિણી સ્ત્રીઓનો અપયશ સર્વત્ર પ્રસરે છે અને તેની અતિશય નિન્દા થાય છે. મરણ પછી પણ તેને ભયંકર નરકનાં દુઃખ ભોગવવાં પડે છે, પરન્તુ બેટા ! જે સ્ત્રીઓ વડિલોનો ઉપદેશ મનમાં ધારણ કરે છે, અને પોતાના વંશ-કુલનું માનગૌરવ વધારે છે, જેઓ સત્ય ભાષણ કરે છે, અને પવિત્ર સ્વભાવની હોય છે, તે સર્વ સતીયો માત્ર પોતાના પતિને જ મહાન્ પુણ્ય પ્રાપ્ત કરવાનું સાધન સમજે છે. સતી સ્ત્રીયો હમેશાં પતિને દેવતા, સાક્ષાત્ ઇશ્વર માની તેનું પૂજન કરે છે અને તેની સેવામાંજ ક્ષણે ક્ષણે તત્પર હોય છે. આ સમયે મ્હારો રામ જો કે દેશ નિકાલ થાય છે તો પણ તમે એનું અપમાન કરશો નહિં. એ દરિદ્ર હોય કે સમ્પત્તિ સમ્પન્ન હોય, તો પણ તમે એને દેવતા માનજો, અને તેમની સેવા કરજો. તેમાંજ તમારૂં કલ્યાણ છે. ભગવંત તમારૂં રક્ષણ કરો. "

જાનકિએ કૌશલ્યા માતાના એવાં ધર્મયુક્ત વચન સાંભ હાથ જોડી કહ્યું: "માતાજી ! આપે મ્હને જે ઉપદેશ દીધો હું અવશ્ય પાલન કરીશ. પતિ પ્રત્યે કેવું આચરણ રાખવું, ધર્મ કેવો છે, તે હું સારી પેઠે સમજું છું. એ ધર્મ મ્હેં પિતા-માતાને મુખેથી સાંભળ્યો છે. આપ મ્હને દુષ્ટા-સ્વાર્થિ, ગણશો નહિં. ચન્દ્રથી જેમ જ્યોતિ ભિન્ન નથી તેમ હું ધર્મથી નથી. પિતા, માતા અને પુત્ર અમુક પ્રમાણમાંજ કોઇ વસ્તુનું કરી શકે છે, પરન્તુ જગતમાં પતિ સિવાય અસંખ્ય પદાર્થનું કરનાર અન્ય કોઇજ નથી, તેથી તેમનો આદર કોણ ન કરી આર્યે ! હું કયા કારણથી પતિદેવનું અપમાન કરીશ ? પતિને મ્હારા પરમ દેવતા માનું છું. પતિ એજ મ્હારૂં સર્વસ્વ છે. પતિ મ્હારા ઉદ્ધારક છે, અને પતિ એજ મ્હારૂં સૌભાગ્ય છે. હું તેમન પ્રકારે સેવા કરીશ. આપ નિશ્ચિત રહો."

કૌશલ્યાદેવી, સીતાજીનાં એવાં વચનો સાંભળી આનંદાશ્રુ ર્જન કરવા લાગ્યાં. ત્યાર પછી રામ, લક્ષ્મણ અને સીતા ર પાસેથી રજા લઇ સુમન્ત્ર દ્વારા હંકારાતા રથમાં બેઠાં. રથ શબ્દ કરતો રાજમાર્ગ ઉપર દોડવા લાગ્યો. આ સમયે ઉભેલા નગરજનો ભયંકર કરૂણનાદ કરવા લાગ્યા! રામ, લક્ષ્મણ નકિના વનગમનનું દુઃખ તેમને અસહ્ય થઇ પડ્યું. તેઓ આ તાને અનાથ સમજી અશ્રુપાત કરવા લાગ્યાં અને બાળક, વૃદ્ધ, પ્રૌઢ, બ્રાહ્મણ, શૂદ્ર, સૈન્ય, સામન્ત વગેરે સર્વ હાહાકાર કરતા પાછળ પાછળ દોડવા લાગ્યાં !





## षष्ठ अध्याय ।

## पितृ वियोग.

રામચન્દ્રજીએ કરૂણ નેત્રે, શોકાંક્તિ ચિત્તે એક વખત રથની પાછળ દૃષ્ટિ ફેરવી. તેમણે જોયું કેઃ અયોધ્યાવાસી જનો શોકમગ્ન થઈ તેમના રથની પાછળ દોડી રહ્યા છે. રામચંદ્રજીએ તેમને પોતાને ઘેર પાછા ફરવા ઘણું સમજાવ્યા અને આશ્વાસન આપ્યું પરન્તુ તેમણે તેમનું કથન લક્ષ્યમાં લીધું નહિં. તેમણે કહ્યુંઃ રામ જ્યાં જશે ત્યાં અમે જઇશું. રામ વિનાની શૂન્ય અયોધ્યા નગરીમાં અમે નિવાસ કરીશું નહિં. રાજભકત પ્રજાજનોનો આટલો બધો પ્રેમ જોઈ રામનાં નેત્રમાંથી આંસુ ખરવા લાગ્યાં. તેઓ તેને રોકી શકયા નહિં. તેમણે કાંઇ પણ કહ્યા વગર સુમન્ત્રને ઉતાવળી ગતિએ રથ હાંકવાની આજ્ઞા કરી. પ્રજાજનો કોઈ પણ રીતે અટકયા નહિં. બીજાની વાત દૂર રહી પણ તપસ્વી વૃદ્ધ બ્રાહ્મણો સુદ્ધાં હાહાકાર કરતા કરતા રામની પાછળ દોડતા હતા. તેઓ વૃદ્ધાવસ્થાને લીધે ઉતાવળે દોડી નહિં શકવાથી કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા ! એ જોઇ રામચંદ્રજી દયાને વશ થઇ લક્ષ્મણ તથા સીતા સહિત રથમાંથી નીચે ઉતરી પડયા અને પગે ચાલતા અરણ્ય તરફ ગમન કરવા લાગ્યા. ધીમે ધીમે સર્વત્ર સાયંકાલનો અંધકાર વ્યાપ્યો. સર્વે મનુષ્યો તમસા નદીને કિનારે આવી પહોંચ્યા. સુમન્ત્રે થાકેલા ઘોડાઓને રથમાંથી છોડી નાખી તેમને ઘાસદાણો નાખ્યો. સન્ધ્યાના ગાઢ અંધકારે ધીમેધીમે પૃથ્વિના સર્વ પદાર્થોને ઢાંકી દીધા. સર્વ વૃક્ષો અસ્પષ્ટ અને સ્થિર થયાં. પક્ષિયો વૃક્ષની વચમાં ભરાઇ કોલાહલ કરતાં કરતાં અન્તે શાંત થઇ ગયાં. તમસા નદીનાં

કાળાં જળ અંધકારમાં કોણ જાણે કયાંએ અદૃષ્ય થઇ ગયાં. માર્ગમાં ચાલવાથી થાકેલા અયોધ્યા નગર નિવાસીજનો, મનોહર નદીને કિનારે એક પછી એક આવી પહોંચી શોક દુઃખે દુઃખી થવા લાગ્યા. કેટલાક રામચંદ્રજીના સ્હામે અને કેટલાક થોડે વેગળે, તેમજ કેટલાક ચારે દિશામાં બેઠા તથા કેટલાક શયન કરી ગાઢ નિદ્રાને વશ થયા. રામચંદ્રજી શાન્ત સન્ધ્યા સમયે તમસા નદીને કિનારે સીતા અને લક્ષ્મણ સહિત બેસી દિલગીર થવા લાગ્યા. શોક નિમગ્ન વૃદ્ધ પિતા, વિલાપ કરતાં માતુશ્રી, દુઃખી માતાઓ અને પ્રેમાંકિત અયોધ્યા વાસીજનો, એ સર્વ તેમના સ્મરણપટ પર ઉદય પામી તેમના સુકોમલ મનને અતિશય દુઃખ આપવા લાગ્યાં. તેઓ કષ્ટે શોક સમાવી દઇ સન્ધ્યાવન્દન સમાપ્ત કરી લક્ષ્મણને કહેવા લાગ્યાઃ " વત્સ ! આજે વનવાસની પ્રથમ રાત્રિ છે. આજે આપણે આ નદીને કિનારેજ આશ્રય કર્યો છે. આ સ્થળે પુષ્કળ વન-ફુલ-ફળ જણાય છે પરન્તુ મ્હેં સંકલ્પ કર્યો છે કેઃ આજની રાત્રિ જળપાન કરીનેજ નિદ્રા લેવી." એ સાંભળી સુમન્ત્ર અને લક્ષ્મણે રામને માટે પર્ણશય્યા તૈયાર કરી. રામે સીતા સહિત તેના પર શયન કર્યું અને મહાવીર લક્ષ્મણ સુમન્ત્ર સાથે તેમના ગુણગાન કરતા રાત્રિ વ્યતીત કરવા લાગ્યા.

રામ બ્રાહ્મ મુહૂર્તમાં જાગ્રત થયા. પ્રજા મણ્ડલીને ઘોર નિદ્રામાં અચેતન જોઈ, તેઓ જાગ્રત થાય તે પહેલાં જ લક્ષ્મણ અને સીતા સહિત તેમણે તે સ્થાનનો ત્યાગ કર્યો. બહુ વેગથી દોડતો રથ, થોડી વારમાં જ તેમને બહુ વેગળે સુધી લઇ ગયો. ત્યાર પછી તેઓ કોશલ રાજ્યની હદ ઉપર આવેલી વેદશ્રુતિ નામક નદીને પાર થઇ દક્ષિણ દિશા તરફ ગમન કરવા લાગ્યા. ત્યાર પછી થોડે દૂર ગોમતી અને સ્યન્દિકા નદી ઓળંગી મહાન્ સમૃદ્ધિશાળી શૃંગબેરપુરમાં જઇ પહોંચ્યા. ત્યાંથી થોડે વેગળે પવિત્ર જળવાળી જાહ્નવી વહન થઇ રહી હતી. સીતાને સુન્દર કિનારાથી શોભી રહેલી, કલ્ કલ્ ધ્વનિ કરતી, જાહ્નવીની વિચિત્ર શોભા બતાવતા રામ એક મનોહર વૃક્ષ જોવા

આમ્યા. તે વૃક્ષ નીચે રાત્રિ વ્યતીત કરવાની ઇચ્છાથી તેમણે સુમન્ત્રને રથ થોભાવી તેના ઘોડા છોડી નાંખવાની આજ્ઞા કરી.

આ સ્થળમાં ગુહ નામક એક નિષાદ રાજા નિવાસ કરતો હતો. તે રામચન્દ્રજીનો બાલ-મિત્ર હતો. પ્રિય રામરાજા પોતાના રાજ્યમાં આવી ચઢયા છે એવું સાભળતાં જ રાજા ગુહ, વૃદ્ધ અમાત્ય અને જ્ઞાતિજનોને સાથે લઇ, સ્વાદિષ્ટ ફળ મૂળ અને પૂજન સામગ્રી લઇ આનન્દ પામતો રામચન્દ્રજીની પાસે આવ્યો. બન્ને મિત્રોએ પરસ્પર એક બીજાને આલિંગન કર્યું, અને કુશળવાર્તા પૂછવા લાગ્યા. ગુહનો આદરસત્કાર જોઇ રામ અતિશય આનન્દ પામ્યા. તેમને તપસ્વી જેવું વ્રત પાલન કરવાનું હોવાથી, અશ્વના આહાર સિવાય બીજી કોઇ પણ વસ્તુ તેની પાસેથી સ્વીકારી નહિં. ત્યાર પછી રામચંદ્રજીએ સન્ધ્યા વન્દન કર્યું. લક્ષ્મણજીએ તેમને માટે શીતલ જળ લાવી આપ્યું. તેનું પાન કરી રામચંદ્રજીએ સીતા સહિત પૃથિવિ પર શયન કર્યું. લક્ષ્મણે પણ તેમની પગ ચંપી કર્યા પછી એક વૃક્ષની નીચે આશ્રય લીધો.

રામચન્દ્રજીના રક્ષણને માટે જ ભ્રાતૃપ્રેમવશ થઈ લક્ષ્મણ રાત્રિને સમયે જાગરણ કરે છે. એ જોઇ ગુહ રાજાએ તેમની ભ્રાતૃ ભક્તિની અતિશય પ્રશંસા કરી. ગુહે મહાન્ બુદ્ધિમાન લક્ષ્મણને થોડો સમય નિદ્રા લેવા માટે ઘણુ સમજાવ્યા પરન્તુ તેમણે તેનું કહ્યું માન્યું નહિ. લક્ષ્મણજીએ દિલગીર ચિત્તે તેને કહ્યું: "જુવો તો ખરા, આ રઘુ-કુલ તિલક રામચંદ્રજી જાનકિ સહિત ભૂમિ--શય્યા પર શયન કરી રહ્યા છે ત્યાં મ્હને આહાર નિદ્રા કેવી હોય ?" એમ કહી તેઓ રામચન્દ્રજીની ગેરહાજરીમાં પિતા, માતા, આત્મીય બન્ધુ અને અયોધ્યા નિવાસી પ્રજાજનોની કેવી શોચનીય અવદશા થઈ છે તેનું શોક ભરેલા મનવડે કરૂણાજનક વર્ણન કરવા લાગ્યા. આ પ્રમાણે વિલાપ વાર્તા કરતાં કરતાં રાત્રિ વીતી ગઈ. પ્રાતઃકાલ થયો. રામ-ચન્દ્રજી જાગ્રત થઇ ગંગા નદીને પેલે પાર જવાનો વિચાર કરતા હતા એટલામાં જ ગુહ રાજા, હલેસાં મારતા નાવિક સહિત એક

મ્હોટી નૌકા લઇને ત્યાં આવી પહોંચ્યો. રામચન્દ્રજી સીતા તથા લક્ષ્મણ સહિત તે નૌકામાં બેઠા અને સુન્મત્રને તે સ્થળેથી જ અયોધ્યા સ્વગૃહે પાછા ફરવાની રજા આપતાં રામે કહ્યું: "સુમન્ત્ર! તું પુનઃ મહારાજ પાસે ગમન કર. હવે રથ–પ્રવાસ અહિંથી જ બંધ કરવો છે. હવે અમે અહિંથી જ ગહન વનમાં પ્રવેશ કરીશું." રામની આજ્ઞા સાંભળી સ્વામી–વત્સલ સુમન્ત્ર અશ્રુપાત કરવા લાગ્યો! રામચંદ્રજીના સહવાસમાં હોવાથી અત્યાર સુધી તે પોતાનો શોક વેગ રોકી શક્યો હતો પરન્તુ હવે તેને રામનો વિયોગ થશે એવો વિચાર થતાં જ તેનું ચિત્ત શોકદગ્ધ થયું રામચંદ્રજીએ તેને સુમધુર શબ્દવડે આશ્વાસન આપ્યું અને પિતા, માતા તથા અન્ય વડીલોના ચરણમાં પ્રણામ, સાવકાભાઇઓ ભરત, શત્રુઘ્નને પ્રેમ, અને પ્રજાજનોને અંતઃકરણપૂર્વક શુભ સમાચાર કહાવ્યા. ત્યાર પછી વડની છાલમાંથી તૈયાર કરેલી જટા મસ્તકે ધારણ કરી બન્ને ભાઇઓ, ઋષિયો જેવા શોભવા લાગ્યા. બન્ને વીર રાજકુમાર, તપસ્વી જેવો વેશ ધારણ કરી નિષાદ રાજા ગુહ અને સુમન્ત્ર પાસેથી રજા લઈ, દેવી સીતા સહિત નૌકામાં બેઠા, નૌકા ચાલવા લાગી. થોડીવારમાં જ તેઓ ગંગાને દક્ષિણ કિનારે ઉતરી પડયા.

ત્યાર પછી રામચન્દ્રજી ઘોર અરણ્યમાં પ્રવેશ કરવાની તૈયારી કરવા લાગ્યા. સીતાજી સાથે જ હતાં. લક્ષ્મણ માત્ર તેમની સાથે તેમના સહાયક હતા, તેથી ગંગા પાર થતાં જ ભાવી વિપદની શંકા કરી. તેમણે લક્ષ્મણને ઉપદેશ દીધો કે: "ભાઈ! અરણ્ય નિર્જન અથવા જનસહિત હોય તોપણ સીતાનું રક્ષણ કરવા સદા સાવચેત રહેજો. તમે સૌથી આગળ ચાલો, સીતાજી વચમાં ચાલે, અને હું તમારા બન્નેનું રક્ષણ કરવા પાછળ ચાલું છું. જુવો, હવે પછીથી આપણે ઘણુ કઠિન કાર્ય પરિપૂર્ણ કરવું પડશે. તેથી જ આ પ્રમાણે આપણે પરસ્પર એક બીજાને સહાયતા કરવાની આવશ્યકતા છે.જે સ્થળે કોઈ મનુષ્યનો પણ સંચાર નથી. જ્યાં ખેતરો અને બગિચાઓનાં દર્શન જ થતાં નથી અને જ્યા ઉંડા કોતરો અને નીચી

જમીન જ વિશેષ છે તે વનમાં જ જાનકિ, આજે તમે પ્રવેશ કરો છો. વનવાસનું દુઃખ કેવું હોય છે તે હવે જ તમને જણાશે.”

પતિની એવી શંકા અને અગમચેતી જોઇ અરણ્યવાસ કેવો ભયંકર હોય છે તેનો કિંચિત્ આભાસ જાનકિના જોવામાં આવ્યો, પરન્તુ પતિદેવ ઉપર અતિશય પ્રેમ, પતિદેવના બળ-પરાક્રમ ઉપર તેમને અચલ વિશ્વાસ, અને કુદરતી સુન્દરતા જોવાની તેમને વિશેષ લાલસા; એ ત્રણે કારણોને લીધે સીતાજીના મનમાં વનવાસને લીધે કોઇ પ્રકારનો ત્રાસ ઉત્પન્ન થયો નહિં. વાંચક! આપણે થોડા સમયમાં જ જોઈ શકીશું કેઃ સીતાજી ભયંકર અરણ્યને કેવી રીતે પોતાના ઘરના આંગણા જેવું અથવા સુન્દર પુષ્પવાટિકા જેવું બનાવી શકે છે! ઉપર લખેલાં ત્રણે કારણો એકત્ર ન થયાં હોત તો સીતાજી જેવી તેજસ્વિની નારીને માટે પણ અરણ્યનિવાસ એક પ્રકારે અસમ્ભવિત થાત!

જેટલી ક્ષણ પર્યંત રામ, સીતા અને લક્ષ્મણ જોવામાં આવતાં હતાં ત્યાં સુધી સુમન્ત્ર એકી નજરે તેમનાં દર્શન કરતો ઉભો રહ્યો. જ્યારે તેઓ નજર બહાર ગયાં ત્યારે પણ તે ઘણીવાર સુધી શાંત ચિત્તે ત્યાં જ ઉભો રહ્યો. ત્યાર પછી તે નેત્રમાંથી આંસુ સારતો સારતો ખાલી રથ લઇને અયોધ્યા તરફ ગમન કરવા લાગ્યો.

સન્ધ્યા સમય થવા આવ્યો. આજે અયોધ્યાવાસી પ્રજાજનો, સુમન્ત્ર અથવા સ્નેહિમિત્ર ગુહ, એમાંનું કોઇ પણ પોતાની સાથે નથી. રામ, લક્ષ્મણ અને સીતા જનનિવાસની બહાર જઇ આજે પ્રથમ રાત્રિનાં દર્શન કરી રહ્યાં છે. આજથી રામલક્ષ્મણને આલસ રહિત થઇને રાત્રિને સમયે જાગરણ કરવું પડશે. પોતાને હાથે સૂકાં પાંદડાં અને ઘાસ લાવી શય્યા તૈયાર કરવી પડશે, અને આજથી તેમને સીતાજીના-સંરક્ષણ તથા સુખ-સ્વચ્છંદને માટે વિશેષ શરીરકષ્ટ સહન કરવું પડશે. તેથીજ રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું કેઃ “વત્સ! હવે તમે નગરનું સ્મરણ કરી ઉત્કંઠિત થશો નહિં.”

લક્ષ્મણની ઉત્કંઠા દૂર કરવાનો રામચંદ્રજીએ ઉપદેશ દીધો ખરે
પરન્તુ તેઓ ભૂમિશય્યા પર શયન કરવા છતાં પોતાનો માનસિક
ઉદ્વેગ રોકવા સમર્થ થયા નહોતા. સત્ય છે કે: રામચંદ્રજીએ માત્ર
પિતાના સત્યવ્રતનું પાલન કરવા માટે અને ધર્મનું રક્ષણ કરવા
માટે જ પિતા માતા અને પ્રજાજનોના મનમાં ક્લેશ ઉત્પન્ન કરી
મહાન્ ઉત્સાહપૂર્વક વનવાસ સ્વીકાર્યો, છે પરન્તુ તેમણે જન્મગ્રહણ
કર્યો ત્યારથી કુપુત્રની પેઠે જનનીને અનેક દુઃખ ત્રાસ આપ્યાં છે
અને પિતાના શોકનું પણ કારણ થયા છે, એવા અનેક વિચારો
કરી રામચંદ્રજી અતિશય દિલગીર થવા લાગ્યા. તેમના નેત્રમાંથી
ચોધાર આંસુ વહેવા લાગ્યાં, એ જોઇ સીતાજી અને લક્ષ્મણનું
હૈયું ભરાઇ આવ્યું. અન્તે ધૈર્યશીલ લક્ષ્મણ શાન્તચિત્ત થઇ રામ
ચન્દ્રજીને આશ્વાસન આપવા લાગ્યા. કનિષ્ઠ બંધુનાં સુમધુર વાક્યથી
આશ્વાસન અને, ઉત્સાહ પ્રાપ્ત કરી રામચંદ્રજી નિર્જન અરણ્યમાં
રાત્રિ વ્યતીત કરવા લાગ્યા.

બીજે દિવસે પ્રાતઃકાલમાં જ જાગ્રત થઇ રામચંદ્રજી ગંગા-
યમુનાનું-સંગમ-સ્થાન શોધવા વનમાં સર્વત્ર વિચરવા લાગ્યા. પતિ-
દેવ સાથે સીતાજીએ કેટલાંએ રમણીય સ્થાનો અવલોકન કર્યાં પરન્તુ
રામચંદ્રજીનું દિલગીરી ભરેલું મુખ જોવાથી તેમને કોઇ પણ સ્થળે
આનન્દ થયો નહિં. રાજબાળા અને રાજવધુ સીતાદેવી, માત્ર પતિ
પ્રેમને વશ થઈ કાંટાથી ભરપૂર, પત્થરમય, ઉંચી-નીચી ભૂમિવાળા
વન-પ્રદેશને પુષ્પાચ્છાદિત માર્ગની પેઠે માની લેતાં હતાં. એ પ્રમાણે
સમસ્ત દિવસ પ્રવાસ કર્યા પછી તેઓ સન્ધ્યા સમયે પ્રયાગ નજીક
આવી પહોંચ્યાં અને જે સ્થળે મહર્ષિ ભરદ્વાજનો પવિત્ર આશ્રમ
આવેલો હતો તે દિશા તરફ અગ્રસર થવા લાગ્યા. અલ્પ સમય
માંજ તેમણે આશ્રમમાં પ્રવેશ કરી મહર્ષિનાં ચરણ વન્દન કર્યાં
રામચન્દ્રજીએ પોતાનું ઓળખાણ આપ્યું એટલે મહર્ષિએ તેમને
વિશેષરૂપે આદર સત્કાર કર્યો. મહર્ષિએ તેમના સત્કારને માટે ઉત્ત

પ્રકારનાં ફળ, મૂલ અને સ્વાદિષ્ટ જળ મંગાવ્યું અને તેમના નિવાસ માટે એક સુન્દર સ્થાનની વ્યવસ્થા કરી. ત્યાર પછી અન્ય મુનિયો સહિત મહર્ષિ ભરદ્વાજે રામચંદ્રજીની પાસે બેસી થોડો વખત વાર્તાલાપ કર્યો અને એજ પવિત્ર રમણીય આશ્રમમાં તેમને વનવાસનો સર્વ સમય વ્યતીત કરવાનો આગ્રહ કર્યો. થોડે વેગળે મનુષ્યોનો નિવાસ હતો, નગરના લોકોને રામ અને જાનકિની ખબર પડે તો તેઓ નિત્ય તેમના આશ્રમમાં આવજા કરે, એ તેમને પસંદ નહિં હોવાથી મહર્ષિના આમંત્રણનો તેમણે અસ્વીકાર કર્યો. રામચંદ્રજીએ કહ્યું: " ભગવન્! જાનકિ સુખે નિવાસ કરી શકે એવો જનશૂન્ય આશ્રમ બતાવવા કૃપા કરો." ભરદ્વાજ મુનિએ જરા વિચાર કર્યો પછી ત્યાંથી દશ કોશ દૂર ચિત્રકૂટ નામક એક પર્વત બતાવ્યો.

મહર્ષિ ભરદ્વાજના પવિત્ર આશ્રમમાં તે રાત્રિ વ્યતીત કર્યા પછી પ્રાતઃકાલ થતાંજ રામ, લક્ષ્મણ અને જાનકિ, એ ત્રણે તેમની પાસેથી આજ્ઞા માંગી ચિત્રકૂટ પર્વત તરફ પ્રયાણ કરવા લાગ્યા. તેઓ મુનિની કૃપાનો વિષય વિચારતા વિચારતા યમુના કિનારે આવી પહોંચ્યા. લક્ષ્મણે સુકાં કાષ્ટ એકત્ર કર્યાં, વૃક્ષે લટકતા વેલા વડે તે સર્વને બાંધી લઇ એક તરાપો બનાવ્યો અને સીતાજીને બેસવા માટે તેના પર એક ઉંચુ કાષ્ટ-આસન બનાવ્યું. પછી સર્વે તે તરાપાની સહાયતાથી ધીમે ધીમે યમુનાને પેલે પાર જઇ દક્ષિણ કિનારે ઉતર્યા. અત્યાર પહેલાં ગુહ રાજાની નૌકામાં ગંગા અને હમણાં રામની સહાયતાથી યમુના પાર ઉતરતી વખતે, નદીના મધ્ય સ્થળમાં આવી સીતાજીએ પ્રત્યેક નદી પાસે બે હાથ જોડી પ્રાર્થના કરી હતી કે: " દેવી ! આ રાજકુમાર, તમારી કૃપાથી પિતૃ આજ્ઞા પૂર્ણ કરો. એઓ ચૌદ વર્ષ પર્યંત વનવાસ કર્યા પછી પુનઃ અમારી સાથે પાછા ફરશે. હું નિર્વિઘ્ને પાછી ફર્યા પછી આનંદપૂર્વક તમારૂં પૂજન કરીશ. દેવિ ! હું તમને પ્રણામ કરૂં છું." યમુના પાર ગયા પછી થોડે વેગળે જતાંજ જાનકીએ શ્યામ

નામક એક અતિ ઉચ્ચ વટવૃક્ષ જોયું. એ વિશાળ મહીરૂહ, ઘણે દૂર સુધી શાખા-પ્રશાખા પ્રસારી, વેગળેથી ઘનઘોર વાદળાં જેવે જણાતો હતો. દેવી જાનકીએ બે હાથ જોડી તે વૃક્ષને પ્રણા કરી પ્રાર્થના કરી કેઃ " હે તરૂવર! મ્હારૂં પતિવ્રત હું યથાર્થ પાલ કરૂં એવો આશીર્વાદ આપો. અમે પાછાં આવીને આર્યા કૌશલ્ય અને સુમિત્રાનાં દર્શન કરી શકીએ. તમને અમારા નમસ્કાર હો.' એમ કહી તેમણે તે વૃક્ષની પ્રદક્ષિણા કરી.

પુણ્ય પવિત્ર ગંગા યમુના અને આ વિશાલ વટવૃક્ષ સમક્ષ સીતાજીની આવી સરલ પ્રાર્થના, એ તેમના સરલ હૃદયનો કેવે સુન્દર પરિચય આપે છે? તેઓ પતિના કલ્યાણ માટે કેટલાં ઉત્સુ હતાં તે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે. શ્યામવટથી એક કોશ વેગ જતાં જ તેમણે એક મનોહર બગિચો જોયો. સીતાજીને પુષ્પ ઉપ પ્રેમ હતો તેમજ કુદરતી સુન્દરતા જોવાનો વિલક્ષણ શોખ હતો ત રામચન્દ્રજી સારી પેઠે જાણતા હતા તેથીજ તેમણે લક્ષ્મણને કહ્યુ કેઃ " ભાઇ! જૂવો! સીતાને જે પુષ્પો જોઇએ અને જે વસ્તુન તેમને ઇચ્છા થાય તે તમે તુર્તજ લાવી આપજો." સીતાજી માર્ગમ ચાલતાં ચાલતાં પૂર્વે નહિં જોયલાં સુન્દર પુષ્પગુચ્છ અને વૃક્ષલ તાઓ જોતાંજ તે સંબંધી રામચંદ્રજીને પ્રશ્ન કરતા એટલે લક્ષ્મણ સત્વર તે વૃક્ષ, લતા, પુષ્પ લાવી તેમને અર્પણ કરતા. આ પ્રમાણે આખો દિવસ તેઓએ વનમાં સર્વત્ર ભ્રમણ કર્યું. રામ લક્ષ્મણ બન્નેએ અનેક ફલમૂળ લાવી ક્ષુધાશાન્તિ કરી ત્યાર પછી એક મનો હર નદીને કિનારે સર્વેએ રાત્રિ વ્યતીત કરી.

બીજે દિવસે પ્રાતઃકાલમાં ઉઠી પ્રાતઃકૃત્યથી પરવારી તેએ ચિત્રકૂટ પર્વત તરફ ગયાં અને તે ઉપર ચઢયાં. ચિત્રકૂટ પર્વત અતિ શય રમણીય છે. ત્યાં નાના પ્રકારનાં વૃક્ષ અને લતાઓ શોભી રહે છે. તે સ્થળે ફળફૂળ પુષ્કળ પ્રાપ્ત થાય એમ છે. ત્યાંનું જળ પણ અતિ સ્વાદિષ્ટ છે. અસંખ્ય અગ્નિ-કલ્પ ઋષિયો એ મનોરમ પ્રદે

શ્રમમાં નિવાસ કરી રહ્યા છે. ત્યાં કોઇ સ્થળે નદી, કોઈ સ્થળે ઝરણું, કોઇ સ્થળે ગિરિ ગુહા, કોઇ સ્થળે ઉચ્ચ ભૂમિ અને કોઈ સ્થળે લીલાં ઘાસ અને લતા વડે આચ્છાદિત થયલાં વિચિત્ર સપાટ ક્ષેત્ર જોવામાં આવે છે. કોઇ સ્થળે સુગંધિત અરણ્ય–પુષ્પો ખીલી રહ્યાથી તે વનસ્થલ અતિ ઉજ્વળ થઇ રહ્યું છે. કોઇ સ્થળે ભ્રમર અને વિચિત્ર પાંખનાં પતંગીઆંઓ પુષ્પો ઉપર ઉડતાં વિચરતાં જણાય છે. રામચન્દ્રજીએ વસન્ત ઋતુ સમયે અરણ્ય–નિવાસ કર્યો હતો, કોઇ સ્થળે બપૈયાનું પિયુ પિયુ કુંજન અને તે સમયે કેસુડાનાં પુષ્પો વિકાશ પામેલાં હોવાથી જાણે દાવાનળ શિખા બળતી હોય તેમ જણાતાં હતાં. કોઇ સ્થળે કોકિલાના કુહૂ સ્વર, કોઈ સ્થળે મયુરના કેકા ધ્વનિ, કોઇ સ્થળે સારસના ચિત્કાર સંભળાતા હતા. કોઈ સ્થળે ચકિત હરિણ–હરિણીઓનાં ટોળાં વિજળીની પેઠે દૃષ્ટિ માર્ગમાંથી અદૃષ્ય થઇ જતાં, કોઇ સ્થળે થોડે વેગળે હાથીઓ ધીમે ધીમે ફરતા જોવામાં આવતા. જાનકીએ રામચન્દ્રજીનો હસ્ત ધારણ કરી એ સર્વ વિચિત્ર શોભા અવલોકન કરી હૃદયમાં એક અપૂર્વ આનન્દનો અનુભવ કર્યો. તેમનું મ્લાન મુખમણ્ડલ હવે ઉજવળ જણાવા લાગ્યું. તેમનાં બન્ને નિસ્તેજ નેત્રો હવે ઉજ્વળ જણાવા લાગ્યાં. તેઓ જાણે ધ્યાન સમાધિમાં હોય તેમ નિઃશબ્દ અને વનના પ્રવાસને લીધે સર્વ ક્લેશ વિસરી ગયાં. તેઓ એક વખત તે વનસ્થલના સૌંદર્ય સ્હામે અને એક વખત પ્રેમ ભરિત નેત્રે પતિદેવના પ્રફુલ્લિત મુખમણ્ડલ સ્હામે દૃષ્ટિપાત કરી મનમાં અતુલ આનન્દ ઉપભોગ કરવા લાગ્યાં. આ પ્રમાણે ગમન કરતાં કરતાં તેઓ મહર્ષિ વાલ્મિકિના પવિત્ર આશ્રમમાં આવી પહોંચ્યાં. તેમનો પરિચય થતાં મહર્ષિને અતિશય આનન્દ થયો. તેમણે તેમનો યોગ્ય આદર સત્કાર કર્યો અને તેમને યોગ્ય સન્માન આપ્યું.

જે પરમ કારૂણિક કવિની અમૃતમય લેખિનીદ્વારા પવિત્ર રામા-

ચણ–રામ–કથા લખાઇ, ભારતવાસી જનો સમક્ષ હજારો વર્ષથી અમૃત વૃષ્ટિ કરી રહી છે, અને પ્રતિદિન કરોડો દુર્બલ ચિત્તનાં મનુષ્યોને સાધુતા, સત્યપરાયણતા અને પવિત્રતાની દિશામાં અગ્રેસર કરી સંસારમાં ધર્મ પ્રભાવ હજી પણ અખણ્ડ રાખ્યો છે તેજ કવિ કુલ ચુડામણિ મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં મહાનુભાવ રામચન્દ્રજીનાં પ્રથમજ પગલાં થયાં એ જાણી આપણા મનમાં કેવી ગંભીર ભાવના ઉત્પન્ન થાય છે! હજી પણ ક્રૌંચ નામક પક્ષીના વધને લીધે શોકદગ્ધ હોવાથી મહર્ષિજી અકસ્માત્ સુલલિત શ્લોક ઉચ્ચાર કરતા નથી! હજી પણ રામાયણ રચના કરવાની લેશ પણ ઇચ્છા તેમના મનમાં ઉદય પામી નથી. હજી પણ તેમને એકે વખત સ્વપ્ને પણ વિચાર થયો નથી કેઃ તેમના આ અતિથિ સત્યવ્રત અરણ્યવાસી રાજકુમારના અલૌકિક ગુણ, જગત્માં તેમની કીર્તિ અમર રાખવાનું કારણ થઈ પડશે! કદાચ તે સમયે વાલ્મીકિ રાજકુમાર રામચન્દ્રજીની અસાધારણ પિતૃભક્તિની વાર્તા શ્રવણ કરી કેવલ આશ્ચર્ય સહિત અપૂર્વ આનંદ રસપ્રવાહમાં સ્નાન કરતા હશે, કદાચ તેમના આશ્રમમાં દેવરૂપિણી પવિત્રતાની જ્યોતિર્મયી સાક્ષાત્ મૂર્તિ, પતિદેવતા સાથે વનવાસિની થયેલી, નવયૌવન સમ્પન્ન જાનકી દેવીનાં તેજ દિવસે પ્રથમ દર્શન કરી માનસિક નેત્રે દેવરાજ્યની ઝાંખી છાયા તેમણે અવલોકન કરી હશે અને મહાન્ તેજસ્વી, લક્ષ્મણનો અપૂર્વ ભ્રાતૃભાવ જોઇ તેઓ અનિર્વચનીય પ્રેમ ગદ્ગદ્ થયા હશે. પરન્તુ તેમણે તે સમય પર્યન્ત રામચન્દ્રજી સાથે પોતાના પૂર્વ સંબંધની કથા એકે વખત કરી નહતી. દશરથ પુત્ર રામચન્દ્રજી પિતૃ–આજ્ઞા–પાલન માટે, કનિષ્ઠ ભ્રાતા અને પ્રિયતમા પત્ની સાથે વનવાસ કરતા કરતા પોતાના આશ્રમમાં આવી આતિથ્ય ગ્રહણ કરી રહ્યા છે, એવા પ્રકારની રાજભક્તિ અને આતિથેયતાને વશ થઇ વાલ્મીકિએ તે સમયે તેમનો યોગ્ય આદર સત્કાર કર્યો હતો.

તે નિર્જન રમણીય વનપ્રદેશમાં નિવાસ કરવાની રામચન્દ્રજીને

વિશેષ ઇચ્છા થઇ. તેમણે ઉત્તમ કાષ્ટદ્વારા એક કુટીર નિર્માણ કર-વાની લક્ષ્મણને આજ્ઞા કરી. મહાવીર લક્ષ્મણે પણ તત્ક્ષણાત્ વડીલ બંધુની આજ્ઞા પ્રમાણે કાર્ય કર્યું. કુટીરની ચારે દિશા કાષ્ટના આવ-રણ વડે ઢાંકી દીધી અને ઉપલો ભાગ શાલ, તાલ અને અશ્વ કર્ણના પાંદડાં વડે આચ્છાદિત કરવામાં આવ્યો. કુટીરમાં એક વેદિ પણ બનાવવામાં આવી. તે પરમ સુન્દર બનેલી જોઇ, રામચન્દ્રજીએ વિધિ પૂર્વક યાગ યજ્ઞાદિ કર્યા પછી તેમાં પ્રવેશ કર્યો અને સીતાના સહવાસથી તથા લક્ષ્મણની સેવાથી આનંદ પામી પરમ સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

વાલ્મીકિનો આશ્રમ અને તેની આસપાસનાં વન ઉપવનની શોભા જોઇ સીતાદેવી અતિ આનન્દ પામ્યાં હતાં. તેઓ પતિદેવની સાથે ચિત્રકૂટનાં અનેક સ્થાને હરિણીની પેઠે સ્વતંત્ર રીતિએ વિચ-રણ કરતાં. તેમણે પ્રાણેશ્વર, પ્રિયતમના પ્રેમોજ્વલ મુખમણ્ડલનું દર્શન કરી સ્વર્ગનું સુખપણ તુચ્છ માન્યું હતું. લીલાંકુંજર જેવાં સુન્દર વૃક્ષોની હારવડે શોભી રહેલું મનોહર વન અથવા પવિત્ર આશ્રમ જાણે તેમનું સાચું ઘરજ હતું. અરેરે ! દુર્ભાગિની જાન-કીએ પતિસહિત વાલ્મીકિના આશ્રમની ચારે દિશામાં મહા આનં-દથી પરિભ્રમણ કરતાં કરતાં એક પણ દિવસ શંકા કરી નહોતી કેઃ તેમના જ એ પવિત્ર આશ્રમમાં એક દિવસ તેમને પતિવિરહે વિલાપ કરી અશ્રુપાત કરવો પડશે !

રામચન્દ્રજીને પ્રિયતમા પત્ની અને આજ્ઞાકિંત બંધુ લક્ષ્મણ સહિત ચિત્રકૂટ ઉંપર સુખે નિવાસ કરવા દો. ચાલો વાંચક ! એટલા સમયમાં તેમના વિરહે અયોધ્યા નગરીની કેવી દુરાવસ્થા થઇ છે તે આપણે જોઇ આવીએ. ખાલી રથ લઇને સુમન્ત્ર રાજધાનીમાં પાછો વળ્યો, તે જોઇ રામચન્દ્રજીના વનવાસ સંબંધી લોકોની ખાત્રી થઇ તેથી તેઓ મહા શોકમાં ગરક થઈ ગયા ! મહારાજ દશરથ વિલાપ કરતા કરતા ગાંડા જેવા થઇ ગયા. તેમણે શોકદગ્ધ રાણી-

ચોને, અને તેમાં પણ મૂખ્ય કૌશલ્યાજીને કહ્યું કેઃ " હવે મ્હારે અન્ત કાલ નજીક આવ્યો છે. રામનાં દર્શન વગર હવે મ્હારાથી વિશેષ જીવાશે નહિં. હા! રામ!" એમ કહી છાતીપર હાથ મારી એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો. એ સમયે પોતાનું મન વશ કરી રામને શોક ભૂલી જઇ કૌશલ્યા દશરથ રાજાના મનનું સમાધાન કરવ લાગ્યાં. તેમને આશ્વાસન આપવા લાગ્યાં. પરન્તુ પિતાનું હૃદય પુત્રના શોકે ચિરાવા લાગ્યું! તે કોઇના બોધથી શાન્ત થયું નહિં અન્તે વિરહદુઃખને લીધે રામને માટે વિલાપ કરતાં કરતાં દશરથ રાજાએ પુત્ર વિયોગને છઠ્ઠે દિવસે પ્રાણત્યાગ કર્યો! તેમની શય્યાન પાસેજ રાણીયો નિદ્રાવશ થઇ હતી, પરંતુ તેમના મૃત્યુરૂપી શોકજનક દુર્ઘટના કોઇ જાણવા પામ્યું નહિં!

રાત્રિ વીતી પ્રભાત થતાંજ નિત્ય નિયમ પ્રમાણે સુશોભિત સારથિ, કુલ પરિચયદાયક માગધ, ગાયક અને સ્તુતિ ગાન કરનારા ઓ રાજભવનમાં આવી, પોતપોતાના નિયમ પ્રમાણે ઉચ્ચ સ્વ રાજા દશરથને આશીર્વાદ આપી તેમનાં સ્તુતિગાન કરવા લાગ્યા કરતાલિ વગાડનારાઓ ભૂતપૂર્વ રાજાઓનાં અદ્ભુત દાન અ શૂરત્વનાં કાર્યોની સ્તુતિ કરતા કરતાલિ વગાડવા લાગ્યા. કરતાલિ ધ્વનિ સાંભળતાંજ વૃક્ષશાખાની અંદર અને પિંજરામાં બેઠેલ પક્ષીઓ જાગૃત થઇ કલરવ કરવા લાગ્યા. પવિત્ર સ્થાન અ તીર્થોનાં નામકીર્તનનો આરંભ થયો અને વીણાધ્વનિ થવા લાગ્યો સેવાનિપુણ સ્ત્રીઓ અને વૃદ્ધ દાસીઓએ મહેલમાં પ્રવેશ કર્યો. કો સ્નાનને માટે કલસમાં કેશર ચન્દન, સુગંધિત સુશીતલ જળ લા આવી, કુમારિકાઓ અને સાધ્વી મહિલાઓ મંગલ માટે સ્પર્શ કરવા યોગ્યધેનુ, ગંગાજળ, અને પહેરવાનાં વસ્ત્રો તથા આભરણ લઇ આવી. પ્રાતઃકાલમાં મહારાજાને જે જે વસ્તુઓની નિત્ય આવ શ્યકતા જણાતી તે આજે પણ ત્યાં લાવવામાં આવી. પરન્તુ નિદ્રા વશ થયેલા રાજા આજે યથાસમયે કોઇપણ પ્રકારે જાગૃત થય

નહિં. ત્યારે રાણીઓ ઉત્કંઠિત ચિત્તે મહારાજાની શય્યા પાસે ગઈ અને તેમના શરીરનો સ્પર્શ કરતાંજ ભય પામી! તેમણે જોયું કેઃ મહારાજના શરીરમાંથી પ્રાણવાયુ નીકળી ગયો છે! પુત્ર વિયોગ ઉપરાંત આ બીજો દારૂણ શોક તેમને મસ્તકે તૂટી પડયો! તેમ થવાથી એ સુંદર રાજસંસાર એક ક્ષણમાં ભયંકર દેખાવા લાગ્યો! ચારે દિશામાં શોકનાં તરંગો ઉછળવા લાગ્યાં અને નાગરિકો શોકવિહ્વલ થઇ પોતાનું કર્તવ્યકર્મ ભુલી દિલગીર મુખે નિશ્વાસ કરવા લાગ્યા. રામલક્ષ્મણ વનવાસમાં છે. સુશીલ ભરત, કુમાર શત્રુઘ્ન સહિત મામાને ઘેર નિવાસ કરે છે. તેઓ અયોધ્યા નગરીમાં અકસ્માત ઉપસ્થિત થયેલી વિપદ્ સંબંધી કાંઇ પણ જાણતા નથી. મહારાજને અગ્નિસંસાર કરવાને સમયે કોઇ પણ પુત્ર ત્યાં હાજર નહોતો. તેથી વશિષ્ટ આદિ બ્રાહ્મણોએ તેમના મૃતદેહને તેલપૂર્ણ કઢાઇમાં રાખવાનો આદેશ કર્યો અને ભરતને અયોધ્યામાં તેડી લાવવા માટે તેજ ક્ષણે ઉતાવળે દૂત મોકલવામાં આવ્યા.

દૂતો યથા સમયે કેકય રાજ્યમાં જઈ પહોંચ્યા અને ભરતને અયોધ્યા પધારવા ઉતાવળ કરવા લાગ્યા, પરન્તુ તેમણે તેમને કાંઈ પણ શોક વાર્તા જણાવી નહિં. ભરત ગિરિવ્રજ નગરથી અયોધ્યામાં સાત દિવસે પધાર્યા. તેઓ ઉત્કંઠિત ચિત્તે આગમન કરતા હતા, પરંતુ વેગળેથી અયોધ્યાને નિસ્તેજ જોઇ વિશેષ વ્યાકુળ થવા લાગ્યા. ભરતે દીન મુખે વ્યાકુલ ચિત્તે માતાના ઓરડામાં પ્રવેશ કર્યો અને સૌથી પહેલાં પિતા અને રામ લક્ષ્મણ વગેરે પ્રિયજનના કુશળ સમાચાર પૂછવા લાગ્યા. કૈકેયીએ ઘણે દિવસે પુત્ર ભરતને દીઠો તેથી પ્રથમ પિત્રાલયના શુભ સમાચાર પૂછ્યા, ત્યાર પછી જરા પણ દિલગીરી વગર, રામના વિરહમાં રાજા દશરથના મરણ-સમાચાર તેમને કહી સંભળાવ્યા અને ભરતને સંતોષ થાય તે માટે રામ-વનવાસ-સંબંધી સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો! કુમાર ભરત, એ બે અપ્રિય મર્મઘાતક સમાચાર સાંભળતાંજ અચેતન થઇ

એકદમ પૃથિવિ ઉપર ઢળી પડયા ! ઘણીવાર પછી તેમને ચેતન પ્રાપ્ત થતાં તેઓ શોક અને રોષમાં ક્વચિત્ વિલાપ અને ક્વચિત્ દુષ્ટ ચિત્તની કૈકેયીને કટુ શબ્દો કહેવા લાગ્યા. શોક તાપમાં બળી ભસ્મ થતા શત્રુઘ્ને, આ સર્વ અનર્થનું મૂળ વિઘ્ન સંતોષી દુષ્ટ મન્થરા દાસીને જાણી તેની અતિશય દુર્દશા કરી નાંખી ! ત્યાર પછી વશિષ્ટ આદિ બ્રાહ્મણ અને અમાત્ય તથા રાજ્યના મૂખ્ય કર્મચારીએ કુમાર ભરતનો શોક શમાવી મહારાજની અન્ત્યેષ્ટિ ક્રિયા પરિપૂર્ણ કરવાનો આગ્રહ કર્યો. દશરથ રાજાનું મૃતક શરીર તેલ-કઢાઇમાંથી બહાર કાઢી સરયુને કિનારે લાવી, તેને ચન્દન આદિ સુગન્ધિત કાષ્ટની બનાવેલી ચિતામાં સુવાડી અગ્નિદાહ દીધો. જોતજોતામાં અયોધ્યાપતિ રાજા દશરથના પુણ્ય દેહની ભસ્મ થઈ ગઈ. ભરત, શત્રુઘ્ન અને કૌશલ્યા આદિ રાણીઓ મહારાજના દેહ રત્નને ભસ્મીભુત થતો જોઈ ઉચ્ચ સ્વરે વિલાપ કરવા મંડયા. ચારે દિશામાં ઉભેલા નગર-જનો હાહાકાર કરી ઉઠયા ! અન્ત્યેષ્ટિ ક્રિયા પૂર્ણ કરી પરલોક ગત પિતા અને વનવાસી રામ, લક્ષ્મણ અને સીતાના શોકથી ભરતજી સ્તબ્ધ થઇ ગયા ! અમાત્યોએ અનેક પ્રકારે સાન્ત્વન આપ્યું, અનેક બોધ આપી પિતાનું રાજ્ય સિંહાસન ગ્રહણ કરવાની પ્રાર્થના કરી, પરન્તુ તેમણે કોઇનું જરા પણ માન્યું નહિં. ભરતે સર્વની સાથે સલાહ મસલત ચલાવી લોકપ્રિય રામચંદ્રજીને વનમાંથી પાછા તેડી લાવવાનો સંકલ્પ કર્યો અને તેજ કાર્યને માટે સૂતક ઉતર્યા પછી અમાત્ય વર્ગ, માતાઓ, સૈન્ય સામન્ત, દાસ દાસીઓ અને અસંખ્ય હાથી, ઘોડા તથા રથ લઇને તેમણે અરણ્ય તરફ ગમન કર્યું. ભરતની આજ્ઞાથી માર્ગ સ્વચ્છ કરનારા સેવકોએ આગળ જઇને સર્વ રસ્તાઓ સાફ કરી રાખ્યા હતા. કેટલાક રસ્તાના ખાડા પૂરાવેલા અને કેટલેક ઠેકાણે નદી, વહેળા ઉપર થઇને પસાર થવા માટે પુસ્તાઓ બંધાવી સર્વ તૈયા-રીઓ કરી રાખી હતી તેથી તેમને પ્રવાસ કરવામાં કોઈ પણ પ્ર-



भरतजी जंगलमां श्रीरामनी शोधमां.

JOSHI ART PRINTING WORKS FORT BOMBAY.

કારનો ત્રાસ વેઠવો પડયો નહિ. રામચંદ્રજીએ જે જે સ્થળે નિવાસ કર્યો હતો, તે સ્થાન જોઇ ભરતને બહુ શોક થયો ! ત્યાર પછી નિષાદ રાજા ગુહની નૌકાદ્વારા ગંગાજીને પેલે પાર ઉતરી મહર્ષિ ભરદ્વાજના આશ્રમમાં ઉપસ્થિત થયા. ભરતના આગમન સમાચાર સાંભળી ભરદ્વાજને અતિશય આનંદ થયો. તેમણે તપના પ્રભાવથી સર્વનો યોગ્ય આદરસત્કાર કર્યો. ભરતના આગમનથી તેમને સંતોષ થયો. ત્યાર પછી મહર્ષિએ દર્શાવેલા માર્ગે તેઓ સત્વર ચિત્રકૂટ પર્વત પર જઇ પહોંચ્યા. ભરતે, સૈન્ય તથા સેવકોને વેગળે થોભાવી માત્ર શત્રુઘ્ન, સુમન્ત્ર અને નિષાદ રાજને સાથે લઇ તેઓ રામચન્દ્રજીની પર્ણકુટીર સમક્ષ જઇ પહોંચ્યા.

રામચન્દ્રજીએ વેગળેથીજ સૈન્યનો કોલાહલ સાંભળીને તથા અરણ્યમાં ભય પામી આમ તેમ દોડતાં હરિણોને જોઈ કુમાર લક્ષ્મણની સહાયતાથી સત્ય વસ્તુ સ્થિતિ જાણવાનો યત્ન કર્યો. તેમણે મનમાં અનેક તર્ક વિતર્ક કર્યા પછી અન્તે એવોજ નિશ્ચય કર્યો કેઃ અયોધ્યાપતિ પિતા દશરથ અથવા કુમાર ભરત તેમની તરફ આવે છે. એવો નિશ્ચય કરી તેઓ ઉત્કંઠિત ચિત્તે પર્ણકુટીરમાં બેઠા હતા એટલામાં ભરતે આવી તેમના ચરણમાં નમન કર્યું અને રામ લક્ષ્મણનો તપસ્વી વેશ જોઇને તથા પિતાના પરલોક ગમનનું સ્મરણ કરીને તેઓ અતિશય અશ્રુપાત કરવા લાગ્યા. રામચન્દ્રજીએ તાપસવેશમાં વનગમન કર્યાના સમાચાર સાંભળ્યા હતા ત્યારથી ભ્રાતૃવત્સલ ભરતે પણ જટાવલ્કલ ધારણ કર્યાં હતાં વળી તેઓ પિતૃશોકને લીધે કલેશ પામવાથી અતિશય કૃશ અને દુર્બળ થઇ ગયા હતા, તેથી એકાએક રામચંદ્રજી તેમને ઓળખી શકયા નહિં. ક્ષણવાર પછી તેમને ઓળખતાં જ રામચંદ્રજીએ વ્યગ્ર ચિત્તે પ્રેમપૂર્વક ભરતને ગાઢ આલિંગન દીધું અને જનક જનની તથા રાજ્યના કુશળ સમાચાર પૂછ્યા. ભરતને મુખેથી મહારાજના મૃત્યુરૂપી કષ્ટદાયક સમાચાર સાંભળતાંજ રામચંદ્રજી પૃથિવિપર મૂર્છા ખાઇ પડયા !

તેઓ અતિશય દુઃખ પામતા વિલાપ કરવા લાગ્યા. આ પ્રમાણે ઘણો વખત વીતી ગયો. ત્યાર પછી કિંચિત્ શાન્ત થઇ રામચંદ્રજીએ સીતા અને લક્ષ્મણ સહિત મન્દાકિનીનાં જળમાં ઉતરી સ્નાન કર્યું અને પિતા દશરથ નિમિત્ત શ્રાદ્ધ તથા તર્પણ ક્રિયા કરવા લાગ્યા. થોડીવાર પછી ભગવાન્ વશિષ્ઠની સાથે કૌશલ્યાદિ રાણીઓ તેમની કુટીર સમક્ષ આવી પહોંચી, એટલે વળી પાછાં સર્વે પ્રબળ શોક તરંગમાં તણાવા લાગ્યાં. સાસુઓને મળતાં જ શોકદગ્ધ જાનકીજી પરલોકગત શ્વસુરને માટે અતિશય અશ્રુપાત કર્યો.

શોકનો પ્રથમ પ્રવાહ જરા મંદ થતાં જ ભરતજીએ વિનય અને યુક્તિ પૂર્વક રામચંદ્રજીને અયોધ્યામાં પાછા પધારી રાજ્ય કારભાર ગ્રહણ કરવાની વિનતિ કરી. મહર્ષિ વશિષ્ટ આદિ અનેક બ્રાહ્મણો, અમાત્યો, પૌરજનો, અને સર્વ પ્રજાજનોએ ભરતજીની પ્રાર્થના સમર્થન કરી, પરન્તુ સત્યવ્રતધારી, દૃઢ પ્રતિજ્ઞ રામચંદ્રજીએ તેમની પ્રાર્થના સ્વીકારી નહિ. રામચંદ્રજીએ પોતાની ગેરહાજરીમાં ભરતજીનેજ રાજ્ય કાર્યભાર અને પ્રજા પાલન કરવાની આજ્ઞા ફરમાવી અને પિતૃ આજ્ઞા પાલન કર્યા સિવાય અયોધ્યા પાછા ફરવાની ઇચ્છા નહિં હોવાનું તેમણે સ્પષ્ટરૂપે જણાવી દીધું. રામચંદ્રજીનો એવો અટલ સંકલ્પ જોઇ અંતે નિરૂપાયે ભરતજીએ પોતાની સુવર્ણ પાદુકા આપવાની તેમને પ્રાર્થના કરી. રામચંદ્રજીએ તેમ કર્યું. અંતે અમાત્યોની સલાહથી જયેષ્ઠ બંધુની પાદુકા લઇ ભરતજી અશ્રુપૂર્ણ નેત્રે અયોધ્યા પાછા ફર્યા. રામ, લક્ષ્મણ અને સીતાજીએ અનુક્રમે માતાઓ અને વશિષ્ઠાદિ મહર્ષિઓને પ્રણામ કર્યા. ત્યારપછી સર્વ શોક દગ્ધ હૃદયે રામ, લક્ષ્મણ અને સીતાજીને તે ઘોર વનમાં મૂકી અયોધ્યા ચાલ્યાં ગયાં. ભરતજીએ જયેષ્ઠબંધુની બન્ને પાદુકાઓ નન્દિગ્રામસ્થ રાજસિંહાસન ઉપર સ્થાપન કરી અને ત્યાંજ તપસ્વી વેશમાં નિવાસ કર્યો. ત્યાંથીજ તે સર્વે રાજ્ય વ્યવસ્થા તપાસવા લાગ્યા.





# सप्तम अध्याय.

## પંચવટી નિવાસ.

ભરતજી અયોધ્યા તરફ પાછા ફર્યા. રામચંદ્રજી પૂર્વ વત્ ચિત્રકૂટ ઉપરજ નિવાસ કરવા લાગ્યા. એક દિવસ તેમણે જોયું કેઃ ચિત્રકૂટનિવાસી તપસ્વીઓ ઉત્કંઠિત થઇ પરસ્પર ગુપ્ત રીતે કંઇક નિન્દાવાદ કરી રહ્યાછે અને કોઇક કોઇક વખત રામચંદ્રજીના સામે જોઇ ભ્રમરો ચઢાવેછે. એ જોઇ રામચંદ્રજીના મનમાં શંકા ઉત્પન્ન થવાથી તેમણે એ સંબંધી ત્યાંના એક અગ્રેસરને પ્રશ્ન કર્યો. તેણે ઉત્તરમાં કહ્યું કેઃ આ સ્થાનમાં તપસ્વીજનો તમારા સર્વના વ્યવહારથી અસન્તુષ્ટ નથી પરન્તુ આજ અરણ્યમાં નિવાસ કરનારા ખરદૂષણ આદિ દુષ્ટ રાક્ષસો રામચંદ્રજીનો પ્રભાવ સહન નહિં કરી શકયાથી તેમણે નિર્દોષ તપસ્વીઓ ઉપર ઘોર અત્યાચાર કરવો શરૂ કર્યો છે, તેથી તેઓ ચિત્રકૂટ અને તેની આસપાસના સર્વ આશ્રમોનો ત્યાગ કરી કોઈ એક શાંતિ પૂર્ણ સ્થાનમાં ગમન કરવાની તૈયારી કરી રહ્યા છે. તપસ્વીઓએ એવી પણ ઇચ્છા દર્શાવી છે કેઃ રામચંદ્રજી પત્ની સહિત અરણ્યમાં રહે છે માટે તેમણે સાવચેત રહેવું અથવા ઇચ્છા હોય તો તેમણે પણ અમારી સાથે નિરૂપદ્રવી શાંતિપૂર્ણ સ્થાનમાં આવવું.

અનેક ઋષિઓ તે આશ્રમનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા ગયા. કેટલાક બાકી રહ્યા હતા તેમણે રામચંદ્રજીના બાહુબલ ઉપર વિશ્વાસ રાખી ત્યાં જ નિવાસ કર્યો. સુંદર સ્વરૂપ જાનકીજી ઋષિઓની સેવા કરી સન્તોષ પ્રાપ્ત કરતાં હતાં. ક્વચિત્ તેઓ પતિદેવની સાથે મન્દાકિની તટે ભ્રમણ કરતાં કરતાં તેની શોભા નિહાળીને અને હંસ,

સારસ, મયુર આદિ વનપક્ષીઓની જળક્રીડા જોઇ આનન્દ પ્રફુલ્લ થતાં હતાં, પરન્તુ ભરતજીના લશ્કરે અને સેવકો તથા હાથી અશ્વ આદિ પશુઓએ તે અરણ્યની નૈસર્ગિક અપૂર્વ શોભા વિનષ્ટ કરી નાંખી હતી, તેથી રામચંદ્રજીને ચિત્રકૂટ ઉપર પૂર્વવત્ નિવાસ કરતાં આનન્દ થયો નહિં. તેમાં પણ તે સ્થાન લોકસમાગમ નજીક હોવાથી તે સ્થાનનો ત્યાગ કરવાની તેમને ઇચ્છા થઇ. વળી ચિત્રકૂટ ઉપર ભરતજી, માતાઓ અને અયોધ્યાનિવાસી જનોનો સમાગમ થયો હતો, તે સર્વે રામચંદ્રજી પ્રત્યે શોક દર્શાવતાં હતા, તે ચિત્ર વારંવાર તેમના મનમાં ઉદય પામતું હોવાથી પણ તે સ્થાનનો ત્યાગ કરી અન્યત્ર ગમન કરવું તેમને શ્રેયસ્કર જણાયું.

રામચંદ્રજીએ સીતાજી અને લક્ષ્મણ સહિત ઋષિયોને નમસ્કાર કરી અન્યત્ર ગમન કરવાની આજ્ઞા માંગી. ત્યાંથી તેઓ અત્રિ ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યાં. મહર્ષિજી તેમનું યોગ્ય આતિથ્ય અને આદરસત્કાર કરતા હતા એટલામાં અત્રિજીનાં ધર્મ પત્ની દેવી અનસુયા ત્યાં આવી પહોંચ્યાં. તેઓ મહાભાગ્યવાન, તપોબલ સમ્પન્ન, સર્વજન પૂજનીય અને પતિવ્રતા હતાં. તેઓ અતિશય વૃદ્ધ હતાં. સવ શરીરે ચામડી પર કરચલીયો વળી ગઇ હતી, સર્વસન્ધિ સ્થળો તદ્દન શિથિલ થઇ ગયાં હતા, અને મસ્તકના વાળ ધોળા થઇ ગયા હતા. વાયુવડે કમ્પાયમાન થતાં કદળી વૃક્ષની પેઠે તેઓ સર્વદા કમ્પતાં હતાં. પતિદેવની આજ્ઞાથી સીતાજીએ અનસૂયા દેવી પાસે જઇ પોતાનું નામ જણાવી તેમને પ્રણામ કર્યા અને કુશળ સમાચાર પૂછયા. અનસુયા દેવીએ ઉત્તર દેતાં મધુર વચને કહ્યું કેઃ

"જાનકિ! તમે ધર્મ દષ્ટિસમ્પન્ન છો. તમે આત્મીય સ્વજન અને અભિમાનનો ત્યાગ કરી ભાગ્યક્રમે વનવાસી રામચંદ્રજીનું અનુસરણ કર્યું છે. સ્વામી અનુકૂળ અથવા પ્રતિકૂળ હોય, નગરમાં અથવા વનમાં નિવાસ કરે, તોપણ જે સ્ત્રી તે સ્થિતિને પ્રિય માને તેની જ સદ્દગતિ થાય છે. પતિ દુશ્ચરિત્રવાન, સ્વેચ્છાચારી અથવા દરિદ્ર હોય, તોપણ પૂજ્યસ્વભાવની સ્ત્રીને માટે તે જ પરમદેવતા છે. જાણે

તપસ્યા સંચિત કરી રાખી હોય તેવા તે સર્વોત્તમ પતિદેવ કરતાં વિશેષ કલ્યાણકારક હું બીજુ કોઇ જોઇ શકતી નથી. જે સ્ત્રીઓ કેવળ પતિ સાથે ભોગ-સાધન કરવાની અભિલાષા રાખે છે તેના જેવી સ્વેચ્છાચારિણી સ્ત્રીઓ પતિના ગુણદોષ સમજી શકતી નથી. જાનકિ! તેના જેવી દુશ્ચરિત્રવાન સ્ત્રીઓ અધર્મમાં પડી અપયશને પ્રાપ્ત થાય છે, પરન્તુ તમારી પેઠે જેને હિતાહિતનું જ્ઞાન છે, તેવી સર્વ ગુણવાન સ્ત્રીઓ, પૂણ્યશીલ દેવીઓની પેઠે સ્વર્ગમાં પૂજાય છે, માટે તમે આ સમયે સર્વ વિષયમાં પતિને અનુકૂલ થજો-પતિની આજ્ઞાનુસાર જ વર્તજો."

વૃદ્ધ ઋષિ-પત્નીના ઉપરોક્ત ઉપદેશ વાક્યનું મૂલ્ય જગતમાં આંકી શકાય તેમ નથી. પાતિવ્રત્ય ધર્મનો એવો ઉચ્ચ આદર્શ સંસારમાં અતિશય દુર્લભ છે. એ ઉચ્ચ આદર્શ સન્મુખ રાખી જે સ્ત્રીઓ પોતાનું જીવન વ્યતીત કરે છે તેઓ સંસારમાં સ્વર્ગ સમાન સુખની ભોક્તા થાય છે. અમે પ્રાર્થના કરીએ છીએ કેઃ એ અમૂલ્ય ઉપદેશ-માલા પ્રત્યેક સ્ત્રીઓની કણ્ઠમાળા થાવ!

જે મનુષ્ય જે વિષયને પ્રાણતુલ્ય પ્રિય માને છે અને તે પાલન કરવા માટે મન-પ્રાણપૂર્વક યત્ન કરે છે અને તે સંબંધી સર્વદા વિચાર કર્યા કરે છે તેને તે વિષયનો ઉપદેશ દેવાથી તેના મનમાં એક પ્રકારની અસહિષ્ણુતા ઉત્પન્ન થાય છે, અને એક પ્રકારની વિરક્તતા તેના હૃદયમાં વ્યાપી જાય છે. માતાને પુત્ર સ્નેહ સંબંધી ઉપદેશ દેવાથી જેમ તેના મનમાં વિચિત્ર ભાવના ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે પતિવ્રતાને પણ પાતિવ્રત્ય ધર્મ સંબંધી ઉપદેશ દેવાથી તેનું હૃદય પણ તેવાજ પ્રકારની લીલાભૂમિ થઇ રહે છે! સીતાજીને કોઇ પતિવ્રત પાલન સંબંધી ઉપદેશ દાન કરતું તે સમયે તેમના વાક્યમાં અમે એક પ્રકારની અસહિષ્ણુતા અને વિરક્તિ જોઇ શક્યા છીએ. તેમને એ સંબંધી ઉપદેશ દેવાની આવશ્યક્તાજ ન હતી. તેઓ સ્વયં પતિવ્રતા, પતિને સર્વ પ્રકારે અનુકૂલ, પતિની આજ્ઞાને વશ અને પત્નિ ધર્મને માટે સંપૂર્ણ લાયક જ બન્યાં હતાં

પછી તેમને ઉપદેશ દેવાની આવશ્યકતા જ નહતી. સત્ય છે કે તેમના મનમાં કિંચિત્ પણ અહંકાર ન હતો. વળી તેઓ પોતાને પતિ ભક્તિ સંબંધી સર્વ ઉપદેશોથી દૂર પણ માનતાં નહતાં. ઉલટું પતિદેવ પ્રત્યે સ્વકર્તવ્ય પાલન સંબંધી તેમને જે કાંઈ બોધ દેવામાં આવતો તે તેઓ આગ્રહપૂર્વક ગ્રહણ કરતા, અને તે પ્રમાણે વર્તવાનો યત્ન કરતાં. બાલ્યાવસ્થામાં એવો ઉપદેશ તેમને માટે અમૂલ્ય હતો. પરન્તુ અત્યારે તો તેઓ યુવાવસ્થા સમ્પન્ન છે. આ સમયે તેમને કોઇ વિશેષ ઉપદેશની સહાયતા સિવાય તેઓ સ્વેચ્છાનુસાર પતિદેવનાં ચરણ તલમાં મન-પ્રાણ સમર્પણ કરી ચૂક્યાં હતાં, અને કાપટયરહિત વૈરાગ્ય ધારણ કરી સમસ્ત ઐશ્વર્ય પરિત્યાગ કરી તેમણે ગહન અરણ્યમાં પતિદેવની સાથે પ્રવેશ કર્યો હતો. સામાન્ય ઉપદેશમાં સાધારણ રીતે જ જે કર્તવ્ય કરવાનો હેતુ હોય છે તેથી પણ અધિક કર્તવ્યપાલન કરવા પ્રતિ પ્રેમને વશ થઇ સીતાદેવી તૈયાર હતાં અને યોગ્યસ્થળે સ્વકર્તવ્ય પાલનનો પરિચય દર્શાવતાં હતાં. સત્ય કહીએ તો આ સમયે સીતાદેવી પતિવ્રત્યરૂપી ધર્મરાજ્યમાં બહુ દૂર પર્યંત આગળ વધ્યાં હતાં. તેથી તેમને પતિભક્તિ સંબંધી ઉપર ચોટિયો ઉપદેશ દેવાથી તેમના મનમાં કિંચિત્ અસહિષ્ણુતા ઉત્પન્ન થાય તેમાં આશ્ચર્ય શું ? તે જ કારણથી રામચંદ્રજી વનમાં ગમન કરતા હતા તે સમયે કૌશલ્યામાતાના ઉપદેશનો ઉત્તર દેતાં તેમણે જે કહ્યું હતું તે દ્વારા તેમની એવી અસહિષ્ણુતા જણાઇ આવે છે. અને વૃદ્ધ તપસ્વિની–અત્રિ પત્નીને પણ તેમણે જે ઉત્તર દીધો છે તે શ્રવણ કરવાથી પણ વાંચકોના મનમાં ઉપરોક્ત ભાવ પ્રકટ થશે. એ ઉત્તર શ્રવણ કરી અમને તો સીતાજીની આશ્ચર્યકારક તેજસ્વિતા, ઉચ્ચપ્રકૃતિ અને ધર્મબલનો યથાર્થ પરિચય થાય છે.

અનસૂયા દેવીનો ઉપદેશ શ્રવણ કરી સીતાજીએ ઉત્તર દીધો હતો કે: “ દેવિ ! આપ મ્હને ઉપદેશ આપો તેમાં આશ્ચર્ય શું ? એ જ આપનો ધર્મ છે. પરન્તુ આર્યે ! પતિ એ પત્નીનો ગુરૂ છે, હું

તે સારી પેઠે જાણું છું. પતિ જો દરિદ્ર અને દુશ્ચરિત્રવાન હોય તોપણ જરાયે સંકોચ નહિં રાખતાં કિંવા તેના પ્રત્યે જરા પણ તિરસ્કાર કે અપ્રિયતા નહિં દર્શાવતાં, તેની સેવામાં પત્નીએ સદાસર્વદા તત્પર રહેવું જોઇએ. એનું જ નામ ધર્મપત્ની કહેવાય છે તો પછી જે પુરૂષરત્ન જિતેન્દ્રિય, ગુણવાન, દયાળુ, સ્થિરચિત્ત, પ્રેમી, ધાર્મિક અને જેઓ માતૃસેવા તત્પર અને પિતૃવત્સલ છે તેના સંબંધમાં વિશેષ શું કહેવા જેવું હોય ? રામચંદ્રજી કૌશલ્યામાતા પ્રત્યે જેટલો પ્રેમ રાખે છે તેટલો જ અન્ય સાવકી માતાઓ પ્રત્યે પણ રાખે છે તેઓ નારી માત્રને માતૃવત્ સમજે છે. તપસ્વિની ! જે સમયે મ્હેં આ ભયંકર વનમાં પ્રવેશ કર્યો તે સમયે આર્યા કૌશલ્યાદેવીએ મ્હને જે ઉપદેશ દીધો છે તે હું ભૂલી ગઈ નથી, અને લગ્ન સમયે અગ્નિ-દેવતા સમક્ષ મ્હારી માતાએ મ્હને જે ઉપદેશ દીધો છે તે પણ મ્હારા મનમાં જ છે. હું સારીપેઠે માનું છું કેઃ પતિસેવા એ જ સ્ત્રીઓની તપસ્યા છે; અને મ્હારાં સગાં સંબંધીજનોએ એ જ વાક્ય મ્હારા હૃદયમાં વારંવાર ઠસાવી દીધું છે. પતિ સેવાના બળથી જ સાવિત્રી દેવી સ્વર્ગમાં પૂજાય છે અને આપે પણ તેમની પેઠે ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. × × × ”

સીતાદેવીનાં ઉપર પ્રમાણે વચનો સાંભળી અનસૂયાદેવી બહુ પ્રસન્ન થયાં અને તેમને ઉત્તમ પુષ્પ માળા, વસ્ત્ર, આભરણ અને અંગરાગ અર્પણ કર્યાં, તે અંગરાગ વડે સીતાજીનો દેહ અપૂર્વ શોભા-યમાન થયો. આ પ્રમાણે ઋષિપત્નીએ સીતાદેવીનું સન્માન અને આનન્દવૃદ્ધિ કરી તેમના જ મુખેથી તેમનું જીવનવૃત્તાન્ત અને સ્વયં-વર વગેરે અપૂર્વ હકિકત શ્રવણ કરવા લાગ્યાં. રાત્રિનો સમય થતાં જ અનસૂયાદેવી બોલ્યાં કેઃ “ જાનકિ ! સન્ધ્યા સમય થયો છે. હું તમને સલાહ આપું છું કેઃ જાઓ, હવે તમે પતિ સેવા પરાયણ થાઓ. તમે આજે મ્હને મધુર કથા શ્રવણ કરાવી આનંદ આપ્યો છે, હવે તમે મ્હારા સમક્ષ વસ્ત્રાભરણ દ્વારા સુસજ્જિત થઈ સંતોષ આપો.”

ઋષિપત્નિની આજ્ઞાને વશ થઇ સીતાદેવીએ નાના પ્રકારના અલંકારો ધારણ કર્યા અને તેમનો ચરણ સ્પર્શ કરી રામચંદ્રજી સમક્ષ ચાલ્યાં ગયાં. સીતાજીનાં દર્શન કરી અનસૂયાદેવીના પ્રીતિદાનથી સંતુષ્ટ થઇ રામચંદ્રજીએ આનંદ દર્શાવ્યો. લક્ષ્મણ પણ સીતાદેવીને પ્રાપ્ત થયેલા અલંકારો આદિથી અતિ આનન્દ પામ્યા.

રાત્રિ વીત્યા પછી પ્રાતઃકાલ થતાં જ રામ, લક્ષ્મણ અને સીતાજી મહર્ષિ અત્રિ પાસેથી વિદાય થઇ તેમણે ભયંકર દણ્ડકારણ્યમાં પ્રવેશ કર્યો. એ મહા અરણ્ય દૂરથી અતિશય કાળા રંગની મેઘમાળા હોય તેવું જણાતું હતું. તે સુવિશાળ તરૂવરોથી પરિપૂર્ણ અને છેદાય નહિં એવી લતાજાળથી ભરેલું હતું. તેમાં નિત્ય કોમળ અને કર્કશ પશુ, અને જન્તુઓનો ધ્વનિ થયા કરે છે, વળી પક્ષીઓ ભયંકર કોલાહલ કરી રહ્યાં છે. કોઇક સ્થળે વ્યાઘ્ર, સિંહ આદિ હિંસક પશુઓ આમતેમ ભ્રમણ કરી રહ્યાં છે. કોઇક સ્થળે વિકટ આકૃતિના રાક્ષસો સર્વના મનમાં ત્રાસ ઉત્પન્ન કરતા નિર્ભય ચિત્તે વિચરણ કરી રહ્યા છે. સ્થળે સ્થળે ઋષિજન સેવિત્ અનેક મનોહર આશ્રમ વનવિભાગને ઉજ્વળ કરતા જોવામાં આવે છે. સીતા અને લક્ષ્મણ સહિત રામચંદ્રજીએ તે સર્વ અપૂર્વ શોભા નિહાળી, મન અને નયનનું સાર્થક્ય કર્યું હતું. વળી પવિત્ર સ્વભાવના તપસ્વિઓ તેમનો યોગ્ય આદરસત્કાર કરી પરમ આનંદ ઉપભોગ કરવા લાગ્યા. આટલા બધા દિવસ પછી મહાન્ અરણ્યનું અપૂર્વ સૌંદર્ય જોઇ સીતાજી મુગ્ધ થયાં હતાં. તેમની વનભ્રમણ-લાલસા દિનપરદિન વૃદ્ધિ પામતી હતી. મહાવીર રામચંદ્રજીના બાહુબળને આશ્રયે રહેવાથી વનવાસમાં તેમને અત્યાર પર્યંત કોઇ પ્રકારનું ભયંકર કષ્ટ સહન કરવું પડયું નહતું. પરન્તુ વનવાસ એ અવિચ્છિન્ન સુખની સ્થિતિ નથી અને તે સ્થાનમાં પ્રસંગોપાત ભયંકર વિપત્તિયો આવી પડે છે તેનો એક દિવસ સીતાજીને અનુભવ થયો. એક દિવસ પ્રાતઃકાલમાં રામચંદ્રજીએ મુનિજનો સાથે વાર્તાલાપ કરી લક્ષ્મણ

અને સીતાસહિત અરણ્યમાં પ્રવેશ કર્યો. થોડે દૂર જતાં જ વિરાધ નામક એક ભયંકર આકૃતિના રાક્ષસે આવી સીતાજીને ખભે ઉંચકી લઇ રામ–લક્ષ્મણનો વિનાશ કરવાનો યત્ન કર્યો. આવી અકસ્માત્ વિપદ્ જોઇ રામચંદ્રજીએ તુર્ત જ ધનુષ્ય બાણ ધારણ કરી દુષ્ટ નિશાચરનો નાશ કરવા માંડયો. તે દુષ્ટના શરીરમાં કેટલાંક રામ–બાણ વાગતાં જ તે ભયંકર બુમો પાડવા લાગ્યો. અન્તે સીતાજીને ભૂમિ-પર પછાડી રામ–લક્ષ્મણ ઉપર ક્રોધ ભર્યો હુમલો કરી તેમને બે ખભે ઉપાડી તેણે ભયંકર અરણ્યમાં પ્રવેશ કર્યો. પતિ અને દિયરની એવી દુર્દશા જોઇ સીતાજી નિઃસહાય અબળાની પેઠે અશ્રુપાત કરતાં રાક્ષ-સની પાછળ પાછળ ગમન કરવા લાગ્યાં. તેમણે રાક્ષસને કહ્યું: "હે રાક્ષસ! તું એ સુશીલ અને સત્યપરાયણ રામ અને લક્ષ્મણનો પરિ-ત્યાગ કર અને એમને બદલે મ્હને લઇ જા." રામ–લક્ષ્મણે સીતા-જીનો એ પ્રમાણે વિલાપ શ્રવણ કરી વિરાધના બન્ને બાહુ ભાગી નાંખ્યા. તેને પૃથ્વીપર પછાડી દબાવી દઇ હથિયાર વડે તેના શરીરે અનેક ઘા કરી તેને માટીમાં દાટી દીધો. વિરાધના પ્રાણ નષ્ટ થયા એટલે રામ–લક્ષ્મણે સત્વર સીતાજી સમક્ષ જઇ તેમને અભય દાન દીધું.

આ એક બનાવ ઉપરથી જ સીતાજીને વનવાસમાં ભયંકર કષ્ટનું જ્ઞાન થયું હતું. તેમ છતાં તેઓ ભય પામ્યાં નહતાં. પોતાના પતિદેવ સાથે નિવાસ કરતાં ગમે તેવાં સંકષ્ટ સહન કરવા માટે તેઓ નિત્ય નિરંતર તૈયાર જ હતાં. પતિથી દૂર રહી સ્વર્ગ સમાન સુખ પ્રાપ્ત થાય તોપણ તેને તેઓ તુચ્છ માનતાં હતાં. જો કે સીતા-જીના મનમાં કોઇ પ્રકારનો ભય નહતો છતાં પણ રામ અને લક્ષ્મણ આજથી વિશેષ સાવચેતી રાખી વનમાં વિચરણ કરવા લાગ્યા. અરણ્ય અતિશય દુર્ગમ હતું. ગમન માર્ગ સહજે જણાય તેવા નહતા. આવા અરણ્યમાં પૂર્વે તેમણે કદી પણ પ્રવેશ કર્યો નહતો. તેથી જ રામચંદ્રજી એક ઉપદ્રવ રહિત, ભયશૂન્ય સ્થાન શોધવા લાગ્યા.

થોડે દૂર મહર્ષિ શરભંગનો આશ્રમ હતો. તેમણે આશ્રમમાં પ્રવેશ કરી મહર્ષિને નમસ્કાર કર્યા. મહર્ષિએ પ્રેમ પૂર્વક તે સર્વનું આદરાતિથ્ય કર્યું અને તેમના નિવાસ માટે એક સ્વતંત્ર આશ્રમ સોંપી દીધો. આ પ્રમાણે શિષ્ટાચાર થયા પછી રામચંદ્રજીએ કહ્યું: "હે તપોધન! આ વનમાં કયે સ્થળે આશ્રય ગ્રહણ કરવો તે કહો." મહર્ષિ શરભંગે ઉત્તર દીધો કે: "જાઓ મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમમાં જાઓ." એમ કહી તે સર્વના દેખતાં જ મહર્ષિ શરભંગે અગ્નિમાં પ્રવેશ કરી દેહ વિસર્જન કર્યો. શરભંગના સ્વર્ગ ગમન પછી તેજ આશ્રમ નિવાસી અન્ય ઋષિયો રામચંદ્રજી સમક્ષ ઉપસ્થિત થઇ રાક્ષસોના ભયંકર અત્યાચારમાંથી મુક્તિ પામવાની પ્રાર્થના કરી. રાજા એજ ધર્મનો રક્ષક છે. તે જો ધર્મનું રક્ષણ ના કરે તો પછી બીજું કોણ સમર્થ છે વારૂ? ઋષિયો રામચંદ્રજીને શરણે આવ્યાથી તેમણે તેમને અભય દાન દીધું. રામચંદ્રજી પિતૃ આજ્ઞા પાલન કરવા દણ્ડકારણ્યમાં આવ્યા છે. તેઓ સર્વદા ઋષિયોની આજ્ઞાને આધિન છે. તેઓ નિરૂપદ્રવે ધર્મ સાધન કરી શકે એવો યત્ન કરવા હમેશાં તૈયાર છે. તેઓ વીર લક્ષ્મણની સહાયતાથી ઋષિકુલ કણ્ટક રાક્ષસોનો વિનાશ કરવા સમર્થ છે એવો તેમને દૃઢ વિશ્વાસ છે. આ પ્રમાણે ઋષિયોને આશ્વાસન આપી રામચંદ્રજી તેમની સાથે મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમ તરફ વિદાય થયા.

તેમને જોઇ સુતીક્ષ્ણ અતિશય આનંદ પામ્યા. તેમણે રામચંદ્રજીને પોતાના જ આશ્રમમાં નિવાસ કરવાનો આગ્રહ કર્યો પરન્તુ રામચંદ્રજીએ તેમ કરવા ના પાડી. રાત્રિને સમયે તો સર્વેએ મહર્ષિના આશ્રમમાં સુખપૂર્વક નિવાસ કર્યો પરંતુ બીજે દિવસે સૂર્યોદય થતાંજ રામચંદ્રજીએ ઋષિજીને કહ્યું કે: "ભગવન્! આપના સત્કારથી તૃપ્ત થઇ અમે સર્વેએ સુખ પૂર્વક નિવાસ કર્યો છે. હવે અમને અન્યત્ર ગમન કરવાની રજા આપો. આ દણ્ડકારણ્યમાં પુણ્યશીલ ઋષિયોનાં સર્વ પવિત્ર આશ્રમ દર્શન કરવાની મ્હને અતિશય અભિ-

લાષા થઇ છે અને મ્હારી સાથેના આ સર્વ તપસ્વીઓ એ પ્રમાણે જોવાની વારંવાર ત્વરા કરી રહ્યા છે, માટે પ્રાર્થના કરૂં છું કે એમની સાથે ગમન કરવાની મ્હને રજા આપો" એમ કહી રામચંદ્રજીએ લક્ષ્મણ અને સીતાજી સહિત અન્યત્ર ગમન કરવાની મહર્ષિજી પાસેથી રજા લીધી. મહર્ષિજીએ પણ તેમને શુભાશીર્વાદ પૂર્વક દણ્ડકારણ્ય પર્યટન કર્યા પછી પુનઃ તેમના આશ્રમમાં આગમન કરવાનો આગ્રહ કર્યો.

જે દિવસે રામચંદ્રજીએ ઋષિયો સમક્ષ રાક્ષસોનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી તે દિવસથી જ સીતાજીના મનમાં નાના પ્રકારની ચિન્તા અને આકુલતા ઉત્પન્ન થઇ હતી. રામચંદ્રજી સાથે એક આવશ્યકીય વાર્તાલાપ કરવાની સીતાજીને તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ હતી, પરન્તુ ઉચિત સમય નહિં મળવાથી તેઓ પોતાની મનેચ્છા તેમને જણાવી શકયા ન હતા. સીતાજી એ રામચંદ્રજીનાં કેવળ પત્ની અથવા સહચારિણી સખી ન હતાં પણ તેઓ તેમનાં સહધર્મિણી, અને જીવન-માર્ગના એક સંગિની પણ હતાં. સીતાજી સારી પેઠે જાણતાં હતાં કેઃ ધર્મસાધન એજ માનવ જીવનનો એક માત્ર ઉદ્દેશ્ય છે અને વિવાહ એજ ધર્મસાધન માટે પરમ સહાયકારક માર્ગ છે. ધર્મપ્રાપ્ત કરવા માટે જીવન ધારણ કરવું અને વિવાહ કર્યા પછી પતિ પત્નીએ પરસ્પર એક બીજાની સહાયતાથી ધર્મ સાધન કરવું. સાધના સિવાય સિદ્ધિ નથી એ તો નિશ્ચય જ. લગ્ન કર્યા પછી દંપતિએ તે સાધના કરવી આવશ્યક છે. વિવાહની એટલી બધી પવિત્રતા છે! પવિત્ર વિવાહ સંસ્કારદ્વારા ગુંથાઈ બે માનવ આત્મા એકત્ર થાય છે, અને ઉભય એક બીજાના બળથી બળવાન બની ધર્મ માર્ગમાં આગળ વધી શકે છે. કેવળ વિવાહ દ્વારાજ બે અપૂર્ણ માનવો પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે. પતિ પોતાના પુણ્ય બળવડે પત્નીનું રક્ષણ કરી શકે છે અને પત્ની પણ પોતાના પુણ્ય બળ વડે પતિનું રક્ષણ કરી શકે છે. પતિ-પત્ની એ બેમાંથી

એક પણ અપૂર્ણ હોય, પાપી હોય, દુષ્ટ દુરાચારી હોય તો બીજાને અપૂર્ણ, પાપી અને દુષ્ટ દુરાચારી બનાવી દે છે, માટેજ માનવ-જીવનનો પૂર્ણ વિકાસ કરવો હોય તો પતિ અને પત્ની એ બન્નેએ ધર્મનિષ્ઠ થવું જોઇએ. બન્નેએ ધર્મકૃત્ય કરવાં જોઇએ. બન્નેએ કિંચિત્ પણ પાપ ન કરવું જોઇએ. જે સ્થળે ધર્મકૃત્ય માટે સ્ત્રીનો અધિકાર નથી અથવા પતિ પણ તેવો અધિકાર આપતો નથી તે સ્થળે થતા વિવાહ એ વિવાહના નામને યોગ્યજ નથી. તે સ્થળે પત્નીનું પત્નીત્વજ કયાં રહ્યું? સ્ત્રીનું કર્તવ્ય અને અધિકાર કેટલો છે તે આપણાં સીતાદેવી વિલક્ષણ પ્રકારે જાણતાં હતાં. તેઓ પતિદેવતાની કેવળ શારીરિક અને માનસિક મંગલ કામનામાં નિમગ્ન રહેલાં ન હતાં. તેઓ તો તે ઉપરાંત તેમના આત્માનું પણ કલ્યાણ ઇચ્છતાં હતાં. તેઓ આલોક અને પરલોક બન્નેના મંગલ-વિચાર કરતાં હતાં. જે કાર્ય કરવાથી પોતાના પતિદેવ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થાય તે કાર્યથી દૂર રાખવા માટે સીતાજી પોતાના પતિદેવને નમ્રતાપૂર્વક સુમધુર વાકયદ્વારા બોધ આપતાં. સત્ય છે કે: જનકરાજ દુહિતા જાનકિજી, પતિ રામચંદ્રજી પ્રત્યે અતિશય શ્રદ્ધા અને ભક્તિ રાખતાં હતાં, અને તેમની વિદ્યા બુદ્ધિ તથા નિર્મલ ધર્મજ્ઞાન પ્રત્યે વિશેષ આસ્થા રાખતાં હતાં. રામચંદ્રજી સીતાજી કરતાં સર્વ વિષયમાં શ્રેષ્ઠ હતાં અને તેઓ પોતાના ઉપદેશને પાત્ર પણ નથી એવું સીતાજી સારી પેઠે જાણતાં હતાં તેમ છતાં પણ તેઓ પ્રિયતમ આર્યપુત્રને કોઈ પણ સમયે કોઈ પણ અન્યાય કાર્યની તૈયારી કરતાં જોતાં તેજ ક્ષણે તેઓ મધુર-મિષ્ટ વાક્યદ્વારા પોતાના મનોભાવ દર્શાવતાં અને તે કાર્ય કરતાં અટકાવવા બને તો યત્ન કરતાં. સીતાદેવી પોતાનો એ અધિકાર ઉત્તમરૂપે જાણતાં હતાં. આ સ્થળે એટલું પણ કહેવું જોઇએ કે: સીતાજીનાં એવાં હિતકર વાકયો શ્રવણ કરી રામચંદ્રજી કંઇ પણ ક્રોધ કરતા નહિં કિંવા તેમનું અપમાન કરતા નહિં, પણ તેમનો ઉપદેશ શ્રવણ કરી પત્નીના હૃદયમાં નિવાસ કરી

રહેલી પોતાની કલ્યાણ કામના માટે આનંદ પામતા. તેઓ તેમના ઉપર અતિશય પ્રેમ રાખતા, અને ઉત્તમ ગૃહિણી માની તેમના પ્રત્યે ભક્તિ દર્શાવતા. તેમના પ્રેમનો મૂળ પાયો પરસ્પર શ્રદ્ધા હતી. જે પતિ પત્નીના હૃદયમાં એક બીજા ઉપર શ્રદ્ધા નથી તે સ્થળે પવિત્ર પ્રેમ શી રીતે વિરાજી રહે ?

ગમે તેમ હો પણ પતિદેવતાને કંઇક વાર્તા નિવેદન કરવા માટે સીતાજી બહુ ઉત્કંઠિત થઇ રહ્યાં હતાં. ઋષિયો સમક્ષ રાક્ષસ-વધ કરવા માટે સીતાજી જોઇએ તેવાં વિદુષી-પંડિત ન હતાં. આજના જેવું સ્ત્રી શિક્ષણ તે સમયે અતિશયરૂપે પ્રચલિત ન હતું. તેથી કદાચ સીતાજીએ કોઇ શાસ્ત્રીય ગ્રન્થોનું અધ્યયન નહિ કર્યું હોય, પરન્તુ તેમ હોવાથી તેમને ધર્મજ્ઞાન પ્રાપ્તિ થવામાં કોઇ પ્રકારનું વિઘ્ન આવ્યું ન હતું. પિતાને ઘેર પૂજ્યપાદ જનક રાજાને મુખેથી, અને પિતૃગૃહે નિત્ય પધારતા અનેક ઋષિયોને મુખેથી તેમજ સાસરામાં પતિદેવ રામચંદ્રજીને મુખેથી તેમણે અનેક શાસ્ત્ર-વચનો સાંભળ્યાં હતાં અને તે ઉપદેશ તેમના હૃદયમાં પ્રવેશ કરી ચૂકયો હતો. તેમણે પત્નીધર્મ માટે જે જે શ્રવણ કર્યું હતું તે સર્વ મનમાં અંકિત કરી રાખ્યું હતું, અને તે પ્રમાણે વર્તવાનો વખત આવતાંજ અર્થાત્ સાસરે જતાંજ પત્નીધર્મ પાલન કરવા માંડયો હતો. તેમણે આજની પેઠે અનેક ગ્રંથો વાંચી તેમાંનું જ્ઞાન તેમાંજ પડયું રહેવા દીધું ન હતું. તેમજ અનેક શાસ્ત્રીયો અને પુરાણીઓ કે ઉપદેશકોને મુખેથી શ્રવણ કરેલું જ્ઞાન એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખ્યું ન હતું! તેમણે સ્ત્રીધર્મ, પત્નીધર્મ કે ગૃહિણી ધર્મ સંબંધી જેટલું જેટલું સાંભળ્યું હતું તે સર્વ બુદ્ધિપૂર્વક આચરણમાં મૂકયું હતું. ઉપદેશ ગ્રહણ કરવાથીજ અમુક પ્રકારનું ધર્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, એવું અમારૂં કહેવું નથી. ધર્મ એ તો વ્યક્તિગત જીવનમાં સાધનની સામગ્રી છે. વિદુષી સીતાજી કિંવા ચાતુરીવાળાં મહાન્ પંડિતા ન હોવા છતાં પણ તેમણે પોતાના જીવનમાં ધર્મ સાધન કર્યું હતું.

તેથી ધર્મના સૂક્ષ્મ તત્ત્વો તેમના જાણવામાં આવી ગયાં હતાં. રામચંદ્રજી તપસ્વી વ્રત ધારણ કર્યા પછી હિંસા કાર્યમાં ગુંથાય એ કોઇ પણ પ્રકારે ધર્મકૃત્ય નથી એવું તેમના મનમાં થયું હતું. તેમણે રાક્ષસ-વધ માટે પ્રતિજ્ઞા કરી તેજ સમયે સીતાજી પોતાના મનોભાવ દર્શાવવા ઉત્સુક થઇ રહ્યાં હતાં, પરન્તુ લજ્જાને વશ થઇ સર્વની હાજરીમાં તેઓ પોતાની ઇચ્છા દર્શાવી શક્યાં ન હતાં. આજે મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમમાંથી માર્ગમાં પસાર થતાં સમય મળતાંજ સીતાજીએ રામચંદ્રજીને કહ્યું કે: "નાથ! ધર્મ એ અતિશય સૂક્ષ્મ વિષય છે. એવું જ્ઞાન પ્રાપ્ત થવું પણ કઠિન છે. સર્વ પ્રકારની વાસનામાંથી મુક્ત થયા સિવાય કદી પણ ધર્મ પ્રાપ્ત થતો નથી. વાસનાના ત્રણ પ્રકાર છેઃ-મિથ્યાકથન, ઇન્દ્રિય-પરતંત્રતા, અને વૈર સિવાય ક્રોધ ભાવ ધારણ કરવો. પ્રથમના બે દોષ તમને કદી પણ સ્પર્શ કરી શકે એમ નથી. તમે નિત્ય સત્ય પરાયણ, અને જિતેન્દ્રિય તરીકે જગવિખ્યાત છો, પરન્તુ નાથ! તમારામાં કારણ વગર હિંસારૂપી કઠોર વાસના ઉત્પન્ન થવા લાગી છે. વનવાસી ઋષિયોના રક્ષણને માટે તમે રાક્ષસોનો વધ કરવાનું સ્વીકાર્યું છે, અને તે માટેજ ધનુષ્યબાણ લઇને લક્ષ્મણજી સહિત ભયંકર દણ્ડકારણ્યમાં પ્રવેશ કરો છો. પરન્તુ તમને ત્યાં જતા જોઈ મ્હારૂં મન અતિશય ચંચલ થાય છે. હું તમારાં સર્વ કર્મોનું અવલોકન કરૂં છું. તમારૂં સુખ અને સુખના સાધનો ક્યાં છે તેનો વિચાર કરૂં છું. એવો વિચાર કરતાં ડગલે ડગલે વિષય ઉદ્વેગ ઉપસ્થિત થાય છે. તમે દણ્ડકારણ્યમાં ગમન કરો એવી મ્હારી ઇચ્છા નથી. ત્યાં ગયાથી રાક્ષસો સાથે યુદ્ધ થશે એ નિશ્ચય છે. કારણ કે ધનુષ્યબાણ સાથે હોય છે ત્યારે ક્ષત્રિયોનું તેજ વિશેષ વૃદ્ધિ પામે છે.

એમ કહી સીતાજીએ એક આખ્યાયિકા કહી સંભળાવી. એક ઋષિના તપમાં વિઘ્ન નાંખવાની ઇચ્છાથી ઇન્દ્રે તેમની સમક્ષ એક ખડ્ગ મૂક્યું અને તેટલે પર્યંત તેમની હદ નિર્માણ કરી. હદનું રક્ષણ

કરવા માટે ઋષિજીએ ખડ્ગ મૂક્યું હતું તેથી દૂર ગમન કરવાનું તેમણે ઇષ્ટ જાણ્યું નહિ. તેઓ તેટલી હદમાં જ નિવાસ કરતા. આ પ્રમાણે નિત્ય ખડ્ગના સંસર્ગમાં આવ્યાથી ઋષિને પ્રાણી હત્યા કરવાનું મન થયું. તેમણે પ્રાણી હત્યા કરી અને અતિ અલ્પ સમયમાં જ તેમની સર્વે તપસ્યા નષ્ટ થઇ ગઈ. એમ કહી સીતાજીએ રામચંદ્રજીને કહ્યું કેઃ "નાથ! હું તમને ઉપદેશદાન દેતી નથી. હું તો માત્ર તમને સ્નેહ અને અતિ માનપૂર્વક સ્મરણ કરાવું છું કે નિત્ય હથિઆરના સંસર્ગમાં આવવાથી મનુષ્યનું ચિત્ત ચંચળ થાય છે. આપણો અપરાધ ન કરે ત્યાં સુધી આપણે કોઇપણ પ્રાણીની પણ હત્યા કરવી ઉચિત નથી. વનવાસી તપસ્વીઓ નિર્ભય થાય એ ક્ષત્રીય વીરપુરૂષોનો ધર્મ છે, પરંતુ ક્યાં શસ્ત્ર અને ક્યાં વન? ક્યાં ક્ષત્રીયધર્મ અને ક્યાં તપસ્યા? અત્યારે તો એ સર્વે પરસ્પર વિરોધી છે. એમાં આપણોઅધિકાર નથી. અત્યારે તો તપોવનના જે ધર્મ છે તેનું તમારે રક્ષણ કરવું જોઇએ. તેનું માન રાખવું જોઇએ. તમે શુદ્ધ સત્વગુણી થઇ આ તપોવનમાં ધર્માચરણ પૂર્વક વર્તો. ધર્મ વડે જ અર્થ, ધર્મ વડેજ સુખ અને ધર્મવડે જ સમસ્ત દુઃખઉત્પન્ન થાય છે તમે એ સર્વ જાણો છો. તમને ધર્મોપદેશ પ્રદાન કરે એવું જગતમાં કોણ છે? તમે તો સાક્ષાત્ ધર્મની મૂર્તિ જ છો. મ્હેં તો માત્ર સ્ત્રીને ઉચિત એની ચંચળતાને લીધે આટલું કહ્યું છે. તમે હવે લક્ષ્મણજી સાથે બરાબર વિચાર કરો, ત્યાર પછી જેવી રૂચિ થાય તેવું કાર્ય કરો.

પ્રતિવ્રતા સીતાદેવીનું એ કથન સાંભળી ધર્મ પરાયણ રામચંદ્રજી પ્રિયતમા ઉપર અતિશય પ્રસન્ન થયા. દણ્ડકારણ્ય નિવાસી રાક્ષસો તપમગ્ન નિર્દોષ ઋષિયોને ધર્મભ્રષ્ટ કરી તેમને નાના પ્રકારનો ત્રાસ આપે છે. ઋષિયો રામચંદ્રજીને શરણેઆવ્યા છે. શરણાંગતનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. ક્ષાત્ર ધર્મને વશ થઇ રામચંદ્રજીએ તેમને અભયદાન દીધું છે. નર માંસ લોભી રાક્ષસોનો

વધ કરી અરણ્યને નિરૂપદ્રવી બનાવવું એ રામચંદ્રજીનો ધર્મ છે. આ પ્રમાણે નાના પ્રકારની યુક્તિ દર્શાવી રામચંદ્રજીએ સીતાજીને કહ્યું કેઃ " જાનકિ ! મ્હેં ઋષિયોનો રક્ષણ-ભાર ગ્રહણ કર્યો છે. સત્ય એજ મ્હને પ્રિય છે. એક વખત સ્વીકાર્યા પછી પ્રાણાન્ત પર્યંત હું તો તેનો ત્યાગ નહિ કરૂં. જો કે આનન્દ પૂર્વક પ્રાણ ત્યાગ કરી શકું, લક્ષ્મણ સહિત તમારો પણ ત્યાગ કરી શકું પરન્તુ એક વખત પ્રતિજ્ઞા કર્યા પછી કદી પણ તેનું ઉલંઘન કરી શકીશ નહિ! પ્રાર્થના કર્યા સિવાય પણ જે કાર્ય હું કરી શકત તે કાર્ય પ્રતિજ્ઞા કર્યા પછી કદી પણ ત્યાગ કરી શકું નહિ ! જાનકિ ! તમે પ્રેમ અને ધર્મવશ થઇને જે કહ્યું તે સાંભળી મ્હને સંતોષ થયો છે. એજ તમારો પત્ની ધર્મ છે. અપ્રિયને કોઇ કાંઇ કહી શકતું નથી. તમે જે ઉત્તમ કુળમાં જન્મ ગ્રહણ કર્યો છે, તેને ઉચિત એવાં વાક્ય તમે ઉચ્ચાર્યા છે એમાં સંદેહ નથી. તમે મ્હને મ્હારા પ્રાણથી પણ અધિક પ્રિય છો. પરન્તુ અત્યારે તો મ્હારા સંકલ્પને ઉત્તેજન આપો. "

સીતાદેવીનાં ધર્મ સમ્મત વાક્યોનો રામચંદ્રજીએ ગમે તે પ્રતિ ઉત્તર દીધો પરન્તુ રામ અને સીતા વચ્ચે પરસ્પર કેવો સંબંધ હતો અને સીતાજી એ પોતાના પતિદેવ પ્રત્યે પોતાનું કર્તવ્ય કેવા સુંદર રૂપે પાલન કરવા યત્ન કર્યો હતો એ વિસ્તાર પૂર્વક દર્શાવી આપવા માટે જ અમે રામાયણમાંથી ઉપર લિખિત કથોપકથન સંક્ષેપમાં ઉતારી લીધું છે. આશા છે કે સુજ્ઞ વાંચકો પતિ પત્નીનો એ સંબંધ વિશેષ રૂપે સમજવા યત્ન કરશે એટલુંજ નહિ પણ તેઓ સારી પેઠે સમજી શકશે કેઃ પતિ પત્નીને જેમ બોધ આપવા યોગ્ય છે તેજ પ્રમાણે પત્ની પણ પતિને કોઈ પણ સમયે સુમિષ્ટ ભાષામાં, નમ્રતા પૂર્વક બોધ આપવા, અથવા તેને જણાતી ભૂલો દર્શાવી આપવા ધર્મ પૂર્વક બંધાયલી છે અને પતિએ તે ક્રોધ કર્યા વગર સાંભળવું જ જોઇએ.

રામચંદ્રજી, જાનકિ દેવી અને લક્ષ્મણજી એ ત્રિપુટીએ દણ્ડ-

કારણ્યનાં અનેક સ્થાનોમાં પર્યટન કરવા માંડયું. તેઓ કેટલાંએ આશ્રમ, નદ, નદી, ગિરિ ગુહા, વન ઉપવન, સરોવર આદિનાં દર્શન કરી આનન્દ પ્રફુલ્લિત થયાં. કોઇ સ્થળે નાના પ્રકારનાં જળચર, અને ખેચર પક્ષીઓ, કોઇ સ્થળે હરણનાં ટોળાં, મદોન્મત્ત જંગલી પાડાઓ અને ટોળાં બંધ હાથીઓ, કોઇ સ્થળે ભયંકર ગેંડાઓ, વૃક્ષની શાખાઓ ઉપર બેઠેલાં વાનરાં, અને કોઇ સ્થળે ભયંકર આકૃતિના રાક્ષસો જોઇને, તેમના હૃદયમાં કોઇ સમય ભય અને કોઇ સમય આનંદનો સંચાર થતો હતો. રામ લક્ષ્મણે કેટલાએ ઋષિ તપસ્વીનાં દર્શન કરી તેમની નિર્મળ પ્રીતિ પ્રાપ્ત કરી અને સીતાદેવીએ કેટલીએ ઋષિ પત્ની અને ઋષિ કન્યા સાથે વાર્તાલાપ કરી આનન્દ પ્રાપ્ત કર્યો તેનું વર્ણન કરવું અશક્ય છે. તેઓ કોઇ સ્થાનમાં એક વર્ષ, કોઇ સ્થળે દશ માસ, કોઈ સ્થળે ચાર માસ, કોઇ સ્થળે બે માસ, અને કોઇ કોઇ સ્થળે તેથી પણ ઓછા દિવસ નિવાસ કરી અરણ્યમાં દશ વર્ષ વ્યતીત કરી દીધાં.

આ પ્રમાણે દણ્ડકારણ્યનું પર્યટન પૂર્ણ થતાંજ સત્ય પ્રતિજ્ઞ રામચંદ્રજી, મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમમાં પુનઃ આવી પહોંચ્યા. ત્યાં તેમણે કેટલાક દિવસ સુખપૂર્વક નિવાસ કર્યો. ભ્રાતા અને પત્ની સહિત રામચંદ્રજી તે સ્થાનમાં આનન્દ પૂર્વક દિવસો નિર્ગમન કરતા હતા. એટલામાં એક દિવસ મહર્ષિ અગસ્ત્યના દર્શન કરવાની તેમને ઇચ્છા થઇ. મહર્ષિનું આશ્રમ સ્થાન તેઓ જાણતા ન હતા, પરન્તુ સુતીક્ષ્ણના બતાવ્યા પ્રમાણે રામચંદ્રજી, સીતા તથા લક્ષ્મણ સહિત તે સ્થળે ગમન કરવા તૈયાર થયા. સુતીક્ષ્ણે સંતુષ્ટ થઈ તેમને વિદાય કર્યા. તેઓ તે સ્થાનથી દક્ષિણે ચાર યોજન દૂર અગસ્ત્ય ઋષિના ભ્રાતા મહર્ષિ ઇધ્મવાહના તપોવનમાં ઉપસ્થિત થયા. તે તપોવન અતિશય રમણીય હતું. રામચંદ્રજીએ, ભ્રાતા અને પત્ની સહિત તે સ્થળે રાત્રિ વ્યતીત કરી. બીજે દિવસે પ્રાતઃકાળમાં અગસ્ત્ય આશ્રમ તરફ વિદાય થયા. માર્ગમાં વનની

અપૂર્વ શોભા નિહાળી તેઓ અતિશય વિસ્મિત અને આ
થવા લાગ્યાં. એકાદ બે યોજન માર્ગ પસાર થતાં ન થતાં
દૂર અગસ્ત્યાશ્રમનાં દર્શન થયાં. તેજઃ પ્રદીપ્ત મહર્ષિના આ
શાન્ત ભાવ અને શોભા જોઇ તેની આસપાસના સ્થાનમાં
વાસનો અવશિષ્ટ સમય વ્યતીત કરવાનો તેમણે સંકલ્પ કર્યો

સર્વે આશ્રમમાં ગયાં એટલે મહાવીર લક્ષ્મણે મહર્ષિ
જઇ રામચંદ્રજી અને દેવી જાનકિજીના આગમન સમાચાર
કર્યા. તેમના આગમન સમાચાર જાણી મહર્ષિજીને અતિ
થયો. તેમણે રામ-જાનકિને આદર સત્કાર સહિત આશ્રમ
લાવવાની એક સુયોગ્ય શિષ્યને આજ્ઞા ફરમાવી. મહર્ષિ
પણ કેટલાક ઋષિયો સહિત રામ-જાનકિનો આદર સત્કાર
આશ્રમ બહાર નિકળ્યા. એટલામાં તો રામ, લક્ષ્મણ અને
દેવી ત્યાં આવી પહોંચ્યાં. તેમણે અગસ્ત્ય અને અન્ય ઋ
નમસ્કાર કર્યા. મહર્ષિજીએ પ્રેમ પૂર્વક તેમનો સત્કાર કર્યો
તેમના દર્શને જ આવ્યાં છે એમ જાણી અતિ આનંદ
મહર્ષિએ કહ્યું:—

" રામ ! તમે જાનકી સહિત મ્હારાં દર્શને આવ્યા
જાણી હું બહુ પ્રસન્ન થયો છું. કુશળ રહો. લક્ષ્મણ !
સંતોષ પામ્યો છું. તમને થાક લાગ્યો હશે. કષ્ટ થતું હશે.
પણ વિશ્રામને માટે ઉત્સુક થયાં છે. એ સુકુમારીએ કદી ·
સહન કર્યો નથી, માટે પતિ પ્રેમને વશ થઇ દુઃખપૂર્ણ
આવ્યાં છે. રામ ! તેમને આ સ્થાનમાં સુખ પ્રાપ્ત થા
યત્ન કરો. તમારી સાથે આવીને એમણે અતિ દુષ્કર કાર્ય
સર્વ પ્રકારના દોષથી રહિત થઇ, સુર સમાજમાં દેવી અ
પેઠે એઓ પતિવ્રતા સ્ત્રીઓમાં અગ્રગણ્ય થયાં છે. ધન્ય
છે એ દેવીને ! પતિના સુખદુઃખમાં સમાન ભાગ લેનાર
ધન્ય છે. જાનકિ ! તમે મહાન્ પતિવ્રતા સાધ્વી દેવી છો.

દુઃખમાં તમે યથાર્થ ભાગ લીધો છે તેથી દેવતાઓ પણ તમારી સ્તુતિ કરી રહ્યા છે. સ્ત્રી હોય તો તે તમારા જેવીજ હજો. વત્સ રામ ! તમે જાનકિ અને લક્ષ્મણ સહિત આ આશ્રમમાં નિવાસ કરો, તેથી જ આ સ્થાન સુશોભિત થશે એમાં સંદેહ નથી."

મહર્ષિનાં પ્રેમપૂર્ણ વચનો શ્રવણ કરી બે હાથ જોડી મસ્તક નમાવી નમ્રતાપૂર્વક રામચંદ્રજીએ કહ્યું: "તપોધન ! આપ ગુરૂ છો. અમારા શુભ ગુણો વડે આપ સંતુષ્ટ અને આનંદિત થયા છો ત્યારે અમે અમારૂં જીવન ધન્ય માનીએ છીએ. આપની અમારા ઉપર કૃપા થઇ છે એ જ અમારૂં મહદ્ ભાગ્ય છે. અમારા ઉપર દયા કરી એક એવું સ્થાન આપ બતાવો કે જ્યાં વન હોય અને જળની સગવડ હોય. એવા સ્થાનમાં અમે પર્ણકુટીર બનાવી સુખપૂર્વક નિવાસ કરીશું." ક્ષણપર્યંત વિચાર કર્યા પછી મહર્ષિજી બોલ્યા કે: "આ સ્થાનથી બે યોજન દૂર પંચવટી નામક રમણીય સ્થાન છે. ત્યાં નિવાસ કરો." મહર્ષિજીની સલાહ પ્રભાણે પંચવટી જવાનો રામચંદ્રજીએ નિશ્ચય કર્યો. રામ, લક્ષ્મણ, અને સીતાએ મહર્ષિજીની પ્રદક્ષિણા કરી પંચવટી તરફ ગમન કર્યું.

પંચવટી એ એક સુંદર પુષ્પ કાનન છે. થોડે દૂર નિર્મળ જળવાળી ગોદાવરી નદી વહન થઈ રહી છે. સ્થળે સ્થળે રમણીય સરોવરોમાં સુગંધિત કમળ પુષ્પ વિકસી રહ્યાં છે. ગોદાવરીના જળમાં અનેક હંસ, સારસ, અને ચકવાક પક્ષીઓ ક્રીડા કરી રહ્યાં છે. ગોદાવરીના કિનારા ઉપરની ભૂમિ, સૌગંધયુક્ત પુષ્પો વડે શોભતાં વૃક્ષોથી પરિપૂર્ણ થઇ રહી છે. ચારે દિશામાં ગહન અરણ્ય આવી રહ્યું છે. તેમાં હરણનાં ટોળે ટોળાં ચકિત નેત્રે આમ તેમ વિચરણ કરી રહ્યાં છે, મયુરોના કેકાધ્વનિથી અને કોકિલના કુહૂ ધ્વનિથી વાયુમંડલ નિરન્તર વ્યાપ્ત થઇ રહ્યું છે. થોડે દૂર પર્વતોની શ્રેણિ, ઘનઘોર મેઘમાળાની પેઠે શોભાયમાન થઇ રહી છે. અરણ્યમાં નાના પ્રકારનાં વૃક્ષો જોવામાં આવે છે. શાલ, તાલ, તમાલ, ખજૂર, આમ્ર,

અશોક, તિલક, ચમ્પક, કેતકી, ચન્દન, શમી, બોરસલી, બિલ્વ, વટ, પિપલ, પલાશ વગેરે તરૂવરો, સુંદર પુષ્પયુક્ત લતાઓવડે રમણીય શોભા વિસ્તારી રહ્યાં છે. રામચંદ્રજીએ પ્રિયતમા જાનકીજી સહિત આનંદ-પ્રફુલ્લ ચિત્તે તે સ્થાન અવલોકન કરી, એક પુષ્પ વૃક્ષ પરિપૂર્ણ સમતલ ભૂમિ ઉપર પર્ણકુટીર નિર્માણ કરવા લક્ષ્મણજીને આજ્ઞા ફરમાવી. લક્ષ્મણજીએ તુરત જ ઉત્કૃષ્ટ સ્તંભથી શોભતી એક સુન્દર પર્ણ શાળા તૈયાર કરી. એની ભીંતો મૃત્તિકા દ્વારા બનાવવામાં આવી. લાંબા વાંસ દ્વારા છાપરૂં વગેરે નિર્માણ થયું અને શમી વૃક્ષની શાખાઓ, દર્ભ, કાશ, શર અને પત્રવડે તે આચ્છાદિત કરી લતાઓ વડે સર્વત્ર બંધ બાંધી મજબૂત કરવામાં આવ્યું. મનોહર પર્ણકૂટીરને જોઈ રામચંદ્રજી અતિશય પ્રસન્ન થયા અને લક્ષ્મણને આલિંગન કર્યું. તેમને ધન્યવાદ આપ્યા. તેમની બંધુ પ્રીતિ-ભ્રાતૃવાત્સલ્યની પ્રશંસા કરી, યથા વિધિ વાસ્તુ-શાન્તિ કરી, જાનકિ અને લક્ષ્મણ સહિત રામચંદ્રજીએ તેમાં નિવાસ કર્યો. તે નિર્જન પ્રદેશની અપૂર્વ શોભા નિહાળી સીતાદેવીના હૃદયમાં વિમલ આનન્દ પ્રવાહ વહેવા લાગ્યો. મનોહર પંચવટી પિતૃગૃહ કરતાં પણ વિશેષ સુખકર તેમને જણાવા લાગી. ત્યાં અન્ય સગાં કુટુંબી જનો ન હતાં એ ખરૂં પણ તેમના જીવન સર્વસ્વ, તેમના પ્રાણદેવતા, તેમના આરાધ્ય-ઇશ્વર, તેમના પતિદેવ રામચંદ્રજી તેમની દૃષ્ટિ સમીપ જ હતા. એથી વિશેષ તેમને શું જોઇએ? સતિને પતિ સિવાય બીજી કઇ વસ્તુ વહાલી હોય વારૂ?





## अष्टम अध्याय ।

### સીતા હરણ.

રમણીય પંચવટીમાં રામચંદ્રજી સુખપૂર્વક દિવસો નિર્ગમન કરતા હતા. નિર્જન વન હતું, તેમાં અગણિત પુષ્પયુક્ત વૃક્ષો અને લતા વિસ્તરી રહ્યાં હતાં. ત્યાં નાના પ્રકારનાં પક્ષીઓનો નિવાસ હતો. સર્વ મયુરો, મયુરીઓથી વિંટલાઈ તેમની સ્વચ્છ સુન્દર પર્ણકુટીરનાં આંગણામાં નૃત્ય કરતા હતા. જાનકી સહિત રામચંદ્રજી એક મૃગચર્મ ઉપર બિરાજી તેમનાં નૃત્ય જોઈ કેટલોએ આનંદ ઉપભોગ કરતા. કોઇક વખત હરિણ અને હરિણીઓનાં ટોળાંઓ શાંત ભાવે તેમના આશ્રમની ચારે દિશામાં વિચરણ કરતા. તેઓ પ્રસંગોપાત હરિણાક્ષી સીતાદેવીના સુન્દર મુખ તરફ વિશ્વાસપૂર્ણ વિલોલ દૃષ્ટિપાત કરી નિઃશંક ચિત્તે સુકોમલ તૃણ ભક્ષણ કરવા મંડતા. સીતાજીની દૈવિ મૂર્તિનાં દર્શન કરી તેઓ સર્વ આશંકાઓ દૂર કરી તેમનાં પાળેલાં પશુઓની પેઠે તેમની પાછળ પાછળ ગમન કરતાં. કેટલાંએ મનોહર કણ્ઠયુક્ત પક્ષીઓ પર્ણકુટીરની આસપાસની વૃક્ષ–શાખાઓમાં બેસી સુલલિત ગાયનવડે સીતાજીના કર્ણમાં અમૃત ધારા વર્ષાવતાં. ક્વચિદ્ સીતાજી પતિદેવ સાથે અરણ્યમાં ભ્રમણ કરતાં. તે સમયે તેઓ કેટલાંએ સુગંધિત પુષ્પો ચુંટી લાવતાં. તે પુષ્પોના નાના પ્રકારના અલંકારો બનાવી સીતાજી પોતાને શરીરે ધારણ કરતાં. જાનકીજી જાણે વનદેવી હોય એવી તેમની સુંદર શોભા જોઇ રામચંદ્રજી અતિ આનંદ પામતા. કવચિત્ રામચંદ્રજી પણ તમામ વૃક્ષનાં સુગંધિત પલ્લવ દ્વારા સીતાજીને માટે મનોહર કર્ણ–ભુષણ બનાવતા અને તે સ્વહસ્તે પોતાના પ્રિયતમાના સહેત મનોહર

કર્ણમાં પહેરાવી સ્મિત હાસ્ય કરતા તેમના મુખની સુન્દર શોભા નિહાળી રહેતા. પ્રિય પતિદેવનો આવો પ્રેમ અને આદર નિહાળી સીતાજી લજ્જા પામી નેત્રો નીચાં ઢાળી દેતાં. લજ્જા અને આનન્દ એકત્ર થવાથી સીતાજીના મુખ મણ્ડલ ઉપર સ્વર્ગીય શોભા વિસ્તાર પામતી. કોઈ કોઈ દિવસ સીતાજી પતિદેવની સાથે કમળ વડે સુશોભિત સ્વચ્છ સરોવરમાં ગમન કરી પોતાને હાથેજ નાના પ્રકારનાં કમળ ચુંટી લાવતાં. ક્વચિત્ તેઓ હંસ સારસ ધ્વનિથી ગર્જી રહેલા ગોદાવરી તટે જઈ પતિદેવની સાથે ત્યાંની વિચિત્ર શોભાનાં દર્શન કરતા. સીતાજીના ચરણમાં ધારણ કરેલાં કર્ણ-મધુર નુપુર ધ્વનિ શ્રવણ કરતાંજ અનેક રાજહંસનાં ટોળાં મસ્તક નમાવી અસ્પષ્ટ સ્વર ઉચ્ચારતા તેમની પાછળ પાછળ ચાલતા. ક્વચિત્ સીતાજી રામચંદ્રજી સાથે નિર્ભય ચિત્તે મ્હોટા પર્વત શિખરો પર આરોહણ કરી કેટલીએ ભયંકર ગુહાઓ, નીચાણ ભૂમિ અને કેટલાંએ ભયંકર સ્થાનો નિહાળતાં. લક્ષ્મણજી આલસ્યરહિત થઇ સર્વદા તેમનું સંરક્ષણ કરતા. એ ભ્રાતૃવત્સલ વીર રાજકુમાર સર્વદા ધનુષ્યબાણ ખભે ધારણ કરી આશ્રમને વિપતિથી વિમુક્ત રાખતા. તેઓ નિત્ય ગોદાવરીમાંથી નિર્મળ જળ ભરી લાવતા. પોતાને હાથેજ ફળ, મૂળ, કંદ, પુષ્પ, દર્ભ, અને સમિધ લઇ આવતા, અને રામ અને સીતાજીની સેવામાં સર્વદા તત્પર રહેતા. સીતાદેવી રામચંદ્રજીની સાથે એક સ્વચ્છ પત્થર ઉપર બિરાજી લક્ષ્મણ-દિયરની પ્રશંસા કરી અનેક આનંદ ઉપભોગ કરતાં. રામચંદ્રજી પણ લક્ષ્મણ ઉપર સીતાજીનો સ્નેહ જોઇ અતિશય હર્ષ પામતા.

રામચંદ્રજી નિત્ય એક તપસ્વીને ઉચિત એવી સમસ્ત ક્રિયાઓ કરતા. તેઓ ત્રિકાલ સ્નાન, દેવોપાસના અને વનફળ મૂલના આહાર વડે જીવન ધારણ કરવા સાથે અન્ય સમસ્ત કર્તવ્ય કર્મ કરતા. ક્ષત્રિય-ધર્મને વશ થઇ તેઓ ક્વચિત્ લક્ષ્મણ સહિત મૃગ અને ગેંડાનો શિકાર કરતા, પરન્તુ કારણ વગર તેઓ કદી પણ

પ્રાણી-હિંસા કરતા નહિં. તેઓ સીતાજી સહિત ભિન્ન ભિન્ન ઋતુઓમાં નૈસર્ગિક વનશોભા નિહાળી અતિ આનન્દ પામતા. ઘનઘોર વર્ષાઋતુમાં કુટીરમાંજ બેસી રહી તેઓ ક્વચિત્ પોતાની પૂર્વ કથાનું સ્મરણ કરી વિષાદમાં પણ એક પ્રકારના મધુર-આનન્દનો અનુભવ કરતા. આનંદભરિત શરત્ ઋતુમાં સુંદર શ્વેત વાદળાથી શોભતું આકાશ, પુષ્પોથી શોભતી વાટિકાઓ, કુમુદ કલ્હારથી શોભતાં નિર્મળ સરોવર, સ્વચ્છ વનસ્થળો, લીલાં તૃણથી આચ્છાદિત થયલાં મનોહર ક્ષેત્રો, પુષ્પ પલ્લવથી શોભી રહેલાં વૃક્ષો, સુગંધિત કુસુમો વડે દોલાયમાન થઇ રહેલી લતાઓ, વગેરે નિહાળી તેઓ અયોધ્યાનાં કેટલાંએ મનોહર સ્થાનોનું સ્મરણ કરતા. દારૂણ હિમઋતુમાં પત્ર-પુષ્પ શૂન્ય વૃક્ષો, સુકાઇ ગયલાં કમળો, તૃણશૂન્ય વિશાળ ક્ષેત્રો, તેજો ક્ષીણ સૂર્ય, પુષ્કળ વાયુ ભરેલું પ્રભાત, આનન્દહીન પક્ષીઓ, ક્ષીણ દિવસો, દીર્ઘ રાત્રિ, હિમભરિત વાયુ, અને ક્વચિત્ વાદળાં ભરેલું આકાશ જોઇ તેમના મનમાં આનન્દ ઉત્પન્ન થતો નહિં. પણ ક્વચિત્ તેમનાં હૃદયમાં વિષાદ ઉત્પન્ન થતો! સીતાજી પટવસ્ત્ર અને ભગવાં વસ્ત્રોધારી ટાઢનું નિવારણ કરતાં. જટાવલ્કલ ધારણ કરેલા રામ-લક્ષ્મણ સુકાં કાષ્ટ અને મૃગ તથા વન-ભૈંસહિષનાં છાણાં દ્વારા અગ્નિ પ્રકટાવી ટાઢમાંથી કંઇક મુક્તિ મેળવતા, પરન્તુ જે સમયે વસન્તઋતુની શરૂવાત થતાંજ મલય સમીરના સ્પર્શથી પક્ષીઓના કણ્ઠમાંથી સુમધુર ગાન ગવાતાં, તરૂવરો ઉપર કોમળ પલ્લવો ઉત્પન્ન થતાં, અને પૃષ્પનાં ઝૂમખાને ઝૂમખા વિકસતા, જે સમયે જળમાં, સ્થળમાં અને શૂન્ય દેશોમાં સજીવતા સિવાય અન્ય કંઇ દૃષ્ટિએ પડતું નહિં, જે સમયે ચારે દિશામાં દૃષ્ટિપાત કરતાં પૃથિવિ દેવીને પુષ્પમયી અથવા આનન્દમયી કહી શકાતી, તે સમયે તેઓ સર્વેના હૃદયમાં નવીન બળ, નવીન ઉત્સાહ અને નવીન આનન્દ અનુભવતાં. સીતાદેવી તે સમયે માત્ર પુષ્પો ચુંટવામાંજ ગુંથાઇ રહેલાં. સ્વહસ્તે રોપેલાં ન્હાનાં વૃક્ષોનું લાલન પાલન કરતાં હરિણ બાળકો સાથે ક્રીડા કરવામાંજ આનંદ માનતાં અને પતિની સાથે વન,

ઉપવન, ગિરિ, ઝરણાં વગેરેનાં દર્શન કરવા સદા સર્વદા ઉત્સુક થતાં.

આ પ્રમાણે સુખ સ્વચ્છંદ પૂર્વક પંચવટી વનમાં તેમનાં દિવસો વ્યતીત થતા હતા. એજ સમયે તેમના ઉપર એક મહાન્ વિપત્તિ આવી પડી. એક દિવસ સીતા અને લક્ષ્મણ સહિત રામચંદ્રજી નિશ્ચિંત જીવે કુટીરમાં બેઠા હતા. ત્યાં શૂર્પણખા નામક એક રાક્ષસી તે અરણ્યમાં ઇચ્છાનુસાર ભ્રમણ કરતી કરતી તેમના સન્મુખ આવી પહોંચી. રામ-લક્ષ્મણનું અલૌકિક સુન્દર સ્વરૂપ નિહાળી રાક્ષસી તેમના ઉપર મોહ પામી, અને તેમાંના એક જણ સાથે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી. તેમજ સીતાજીના સમીપજ પોતાના તિરસ્કારયુક્ત મનોભાવ પ્રકટ કર્યા. તેની એવી દુષ્ટ મનવાંચ્છના સાંભળી રામ-લક્ષ્મણે તેનો તિરસ્કાર કર્યો. એ જોઈ શૂર્પણખા ક્રોધાયમાન થઈ. ભયવિહ્વલ સીતાજીનું ભક્ષણ કરવાની ઇચ્છાથી મ્હોં પહોળું કરી તેમના સમક્ષ દોડી, રાક્ષસીનું એવું દુરાચરણ જોઈ લક્ષ્મણજીએ ખડ્ગદ્વારા તત્ક્ષણાત્ તેનું નાક કાપી નાંખ્યું. સ્ત્રી વધ નહિ કરવાની ઇચ્છાથીજ માત્ર તેના પ્રાણવધ કર્યા નહિં. નાક કપાયાથી કુરૂપ થયલી રાક્ષસી ભયંકર ચિત્કાર કરતી કરતી ત્યાંથી ન્હાસી ગઇ.

શૂર્પણખા એ રાવણ નામક એક પ્રબળ પ્રતાપન્વિત રાક્ષસની ભગિની થતી હતી. રાવણ એ લંકાદ્વીપનો રાજા હતો. ખર દૂષણ નામક બે ભાઇઓ, ચૌદ હજાર રાક્ષસ સૈન્યની સહાયતાથી શૂપર્ણ-ખાનું સર્વદા રક્ષણ કરતા હતા. પંચવટીથી થોડે વેગળે જનસ્થાન નામક પ્રદેશમાં તેઓનો નિવાસ હતો. તેઓ ઋષિયોના આશ્રમમાં અચાનક ઉપસ્થિત થઇ તેમના તપમાં ભંગ પડાવતા અને તેમનો પ્રાણ-નાશ કરતા હતા. શૂર્પણખા નાક કપાયાથી અશ્રુપાત કરતી કરતી પ્રતિજ્ઞા રક્ષક બંધુઓ પાસે ગઇ અને તેમને સમસ્ત હકિકત નિવેદન કરી. શૂર્પણખાની દુર્દશા જોઇ રક્ષક રાક્ષસો ક્રોધે ભરાયા અને રામ-લક્ષ્મણને યોગ્ય શિક્ષા કરવા મહાન્ વેગપૂર્વક દોડતા પંચવટી તરફ ગયા. વેગળેથીજ રાક્ષસ સૈન્યનો કોલાહલ સાંભળી રામચંદ્રજી સાવચેત થયા. ઘોર સંગ્રામ થવાનો સંભવ જાણી તેમને

સીતાદેવીની ચિન્તા થઈ. થોડી ક્ષણ વિચાર કર્યા પછી સીતાદેવીને કોઇ દૂર આવેલી નિર્ભય ગિરિગુહામાં લઈ જવા અને ત્યાં તેમનું રક્ષણ કરવાનો લક્ષ્મણજીને આદેશ કર્યો.

લક્ષ્મણજીએ ભ્રાતૃ આજ્ઞા પાલન કરી. થોડી ક્ષણમાંજ, પ્રબળ જળ પ્રવાહની પેઠે રાક્ષસ સૈન્ય પંચવટીની આસપાસ ફરી વળ્યું. તેમનું ભયંકર પરાક્રમ, અતિશય બળ, મહાવીર રામચંદ્રજી પર્વતની પેઠે અચલ ભાવે સ્થિર થઇ એકલી જાતે તેમની સાથે ઘોર યુદ્ધ કરવા લાગ્યા. રાક્ષસ સૈન્ય તેમના તીક્ષ્ણ બાણ સહન કરી શક્યું નહિં, તેથી ક્રોધે ભરાઇ ખર-દુષણે તુમુલ યુદ્ધ શરૂ કર્યું પરંતુ તેઓ કોઇ પણ પ્રકારે રામચંદ્રજીનો પરાજય કરી શકયા નહિ. આ પ્રમાણે બહુ ક્ષણ યુદ્ધ કર્યા પછી બન્ને રાક્ષસો સૈન્ય સહિત રામ-બાણથી હણાઈ અનન્ત નિદ્રામાં શયન કરી ગયા! યુદ્ધ સમાપ્ત થયા પછી સીતાજી લક્ષ્મણ સહિત ગિરિગુહામાંથી પંચવટી તરફ પધાર્યાં અને જીવિતેશ્વર રામચંદ્રજીને સુખરૂપ નિહાળી પ્રબળવેગે આનન્દાશ્રુ સારવા લાગ્યાં.

અશુભ ક્ષણે લક્ષ્મણે શૂર્પણખાનું નાક કાપી કદરૂપી બનાવી હતી. રાક્ષસીએ બન્ને ભ્રાતાઓને સૈન્ય સહિત નાશ પામેલા જોઈ લંકા તરફ ગમન કર્યું. ત્યાં જઇ તે કદરૂપીએ આંસુ ભરેલે નેત્રે રાવણને પોતાની દુર્દશા અને ખર-દૂષણ વગેરેનો વિનાશ થયાના સમાચાર નિવેદન કર્યા. તેમજ રામ-લક્ષ્મણનો સંહાર કરી પોતાના અસહ્ય અપમાનનો બદલો લેવા તેને ઉશ્કેર્યો. તેણે રાવણને કહ્યું કે: "સીતા જેવી અતિ રૂપ લાવણ્યવતી રમણી જગતમાં ક્યાંય પણ નથી. રૂપ-છટાથી વનસ્થળ પ્રકાશિત કરી સીતા પંચવટીમાં નિવાસ કરી રહી છે. સીતા અતિશય પતિ પરાયણ છે. રામ પણ સીતાને પ્રાણથી અધિક ચ્હાય છે. વળી લક્ષ્મણ રામનો પરમભક્ત-સેવક. જો તમે સીતાનું હરણ કરી લાવો તો એક કાર્યદ્વારા બે ઉદ્દેસ્ય સાધ્ય થઇ શકે. પ્રથમ એ કે: સીતા વિના રામ નિશ્ચય પ્રાણત્યાગ કરશે અને ભ્રાતાનું મૃત્યું થતાં લક્ષ્મણ જીવન ધારણ કરી શકશે

નહિં. બીજું એકે: તમને સીતા જેવું એક દુર્લભ રમણી રત્ન પ્રાપ્ત થશે. તમે અનેક દેવ-સુન્દરીયોનું હરણ કર્યું છે, પરન્તુ તેમાંની કોઇ પણ સીતાના જેવા સુન્દર સ્વરૂપવાળી નથી. સીતાનું હરણ કર્યા સિવાય તમે યુદ્ધમાં રામ-લક્ષ્મણનો પરાજય કરી કદી પણ સીતા પ્રાપ્ત કરી શકશો નહિ. રક્તપાત થયા સિવાય કોઇ પણ ઉપાયદ્વારા અનાયાસે શત્રુનો ઉચ્છેદ કરી શકાય તેજ ઉપાય તમારે ગ્રહણ કરવો જોઇએ."

લંકાપતિ રાવણ અતિશય દુષ્ટ હતો. તે અમાપ પરાક્રમી અને અતિશય ઐશ્વર્યશાળી હતો. દેવતાઓ પણ તેનાથી ભય પામતા હતા. તેણે કેવળ પાર્થિવ ઐશ્વર્ય અને પશુવત્ સત્તા પ્રાપ્ત કરવા માટેજ બહુ કાળ પર્યંત શંકર ભગવાનની તપસ્યા કરી હતી. તે અતિશય ઇન્દ્રિય પરાયણ, અતિ અનાચારી અને દુર્વૃત્ત હતો. તેણે કેટલીએ સુન્દર સ્વરૂપની કુલ-લલનાઓને તેમના પિતા-માતા અને પતિના તાબામાંથી દૂર કરી પોતાના મહાલયમાં લાવી રાખી હતી! તેના તિરસ્કારજનક ચરિત્રનું સ્મરણ કરવાથી માત્ર તેના પ્રત્યે આપણને દયા ઉત્પન્ન થયા સિવાય રહે તેમ નથી. ટુંકમાં એટલું જ કે તે વિષયી અને દુષ્કર્મી હતો.

પોતાની પાપિણી ભગિની શૂર્પણખાને મુખેથી સીતાના રૂપ-લાવણ્યનું વૃતાન્ત સાંભળી દુષ્ટ રાક્ષસ રાવણ તેને પ્રાપ્ત કરવા લલચાયો. ભગિનીના શબ્દો સાંભળી સંતુષ્ટ થઇ તેને સાન્ત્વન આપ્યું અને પોતાનો ઉદ્દેસ્ય સાધ્ય કરવા માટે તેજ ક્ષણે ગર્ધવ જોડેલા રથમાં બેસી લંકાથી જનસ્થાન તરફ પ્રયાણ કર્યું. સમુદ્ર પાર થઇ રાવણ માયાવી મારીચના આશ્રમમાં ઉપસ્થિત થયો. પોતાનો દુષ્ટ ઉદ્દેસ્ય સાધ્ય કરવા રાવણે તેની સહાયતા માગી. મારીચ રામચંદ્રને સારી પેઠે ઓળખતો હતો. તે સિદ્ધાશ્રમમાં નિવાસ કરતો હતો તે સમયે સોળ વર્ષના બાળક રામચંદ્રજીના બાણુથી વિંધાઇ સમુદ્રગર્ભમાં પડયો હતો તેથી તેણે રાવણુની પ્રાર્થના સ્વીકારી નહિ! ઉલટું તેણે રાવ-

ને એવાં સાહસિક કર્મથી દૂર રહેવા અનેક શિખામણુ આપી,
રન્તુ મહાન્ વિષયી, મહાન્ દુષ્ટ રાવણે મારીચના શબ્દો સાંભળી
ીખામણુ નહિં લેતાં તેનો તિરસ્કાર કર્યો! તેના રહામે ભમરો
ઢાવી ક્રોધપૂર્વક તેને મારી નાંખવાનો ભય બતાવ્યો. દુષ્ટ રાવણુને
ાથે મૃત્યુ પામવા કરતાં રામચંદ્રજીના હાથે મૃત્યુ પામવાનો મારીચે
ંકલ્પ કર્યો. રાવણે મારીચને રૂપેરી બિન્દુ સહિત સુવર્ણ મૃગનું
ધારણુ કરી સીતાજીનું મન હરણુ કરવા માટે રામચંદ્રજીના આશ્ર-
ની આસપાસ વિચરણુ કરવા ઉપદેશ આપ્યો. રાવણે કલ્પના કરી
તી કેઃ તે અપૂર્વ સુંદર મૃગને નિહાળી સીતાજી તેને પકડવા રામ-
ંદ્રજીને વિનતિ કરશે. રામ મૃગની પાછળ જશે. તૃણુ ભક્ષણુ કરતો
રતો મારીચ ઘણે દૂર નિકળી જશે તેમ તેમ રામ પણુ તેની પાછળ
ાછળ જશે, પછી અકસ્માત્ "હા લક્ષ્મણુ, હા સીતે." એવો
ામચંદ્રજીના જેવો કણ્ઠસ્વર કરૂણુસ્વર કાઢી ક્યાંય અદૃસ્ય થઇ
શે. એ આર્તનાદ સાંભળી રામચંદ્રજી કોઇ વિપદમાં આવી પડયાની
ંકા થતાં સીતાજી લક્ષ્મણુને તેમની સહાયતા માટે પ્રેરશે. એ સમયે
ીતા પર્ણકુટીરમાં એકલાં રહેશે. તે સમયે આપણે સીતાજીને બળ-
ર્વક હરણુ કરી જઇ આકાશમાર્ગે લંકા તરફ પ્રયાણુ કરી જઈશું."
ાવણુનો આવો દુષ્ટ ઉદ્દેશ્ય સાંભળવા છતાં મારીચ તેમ કરવા કબૂલ
યો. મન્દ ભાગિની સીતાદેવીના સુખી દિવસો વીતી ગયા. તેમના
ઃખની શરૂવાત થઇ!

× × × × ×

એક દિવસ સીતાદેવી પ્રફુલ્લચિત્તે આશ્રમ સમીપ કદલી વનમાં
મણુ કરી રહ્યાં હતાં. ક્વચિત્ અશોક અને ચમ્પકવૃક્ષ ઉપરથી
ુષ્પ ચૂંટી આનન્દપૂર્વક નાના પ્રકારનાં આભૂષણો તૈયાર કરતાં
તાં. રામલક્ષ્મણુ થોડે વેગળે એક મ્હોટી શિલા ઉપર બિરાજ્યા
તાં. હરિણુ અને હરિણીઓ સીતાજીની નજીક સુકોમળ તૃણુ ભક્ષણુ
રી રહ્યાં છે. ક્વચિત્ હરિણુ-બાળકો આનન્દપૂર્વક આમતેમ કુદાકુદ

કરતાં કરતાં સીતાજીની નજીક જઇ ઉભાં રહે છે અને ક્ષણવાર પછી પુનઃ વિજળીને વેગે પોતાની માતા નજીક દોડી જાય છે. સીતા દેવી પુષ્પ ચૂંટતાં ચૂંટતાં તેમની આનન્દપૂર્ણ ક્રીડા જોઇ મનમાં ને મનમાં કેટલોએ હર્ષ પામે છે, અને ક્વચિત્ મૃદુમધુર શબ્દો બોલી તેમને પોતાની નજીક બોલાવે છે. એજ સમયે કોણ જાણે શાએ કારણથી સર્વ હરિણ ત્રાસ પામી એકાએક ચારે દિશામાં ન્હાસી ગયાં! એનું કારણ જાણવાની જિજ્ઞાસાથી સીતાદેવી આમ-તેમ જોવાં લાગ્યાં. તેમણે એક રૂપેરી સોનેરી ચામડીવાળો, અપૂર્વ સુન્દર, અદ્દ્ભૂત રૂપવાળો એક મૃગ દીઠો. તેને જોઈ તેમને અતિશય આશ્ચર્ય થયું. પંચવટી–આશ્રમના મૃગોની મધ્યમાં તે કોણ જાણે ક્યાંથી આવ્યો? તે ક્વચિત્ કદલી વનમાં પ્રવેશ કરે છે. ક્વચિત્ ત્યાંથી થોડે દૂર દોડી જાય છે. કવચિત્ સ્થિર થઇ લીલુ ઘાસ ભક્ષણ કરે છે અને કવચિત્ તે અદૃષ્ય થઇ જઇ પુનઃ સીતાજીની દૃષ્ટિએ જણાય છે. અદ્દ્ભુત મૃગને જોઇ સીતાજીએ આનંદ ભરેલે ચિત્તે રામચંદ્રજીને કહ્યું ! " આર્ય પુત્ર! તમે લક્ષ્મણજીને લઇ શીઘ્ર અત્રે પધારો. તત્ક્ષણાત્ લક્ષ્મણ સહિત રામચંદ્રજી ત્યાં ગયાં. તેમણે પેલા અદ્દ્ભુત મૃગને દીઠો. તીક્ષ્ણ દૃષ્ટિવાળા લક્ષ્મણે મૃગને જોતાંજ તેમને અતિશય શંકા ઉત્પન્ન થઇ અને તેને કોઇ માયાવી રાક્ષસ જાણી તેનાથી સાવચેત રહેવા રામચંદ્રજીને પ્રાર્થના કરી. સીતા-દેવી તે મૃગને જોઇ મોહ પામ્યાં હતાં. તેથી લક્ષ્મણજીનો અભિ-પ્રાય સાંભળી તેમણે રામચંદ્રજીને કહ્યું કેઃ " આર્ય પુત્ર! આ સુન્દર મૃગે મ્હારૂં મન હરણ કર્યું છે. તમે તે મ્હને લાવી આપો. આપણે તેને પ્રાપ્ત કરી તેની સાથે ક્રીડા કરીશું. આપણા આશ્રમમાં અસંખ્ય મૃગ ભ્રમણ કરી રહ્યા છે. તેઓ સુન્દર છે ખરા પરન્તુ આ નવીન મૃગના જેવું તેજસ્વીપણું, ચામડીપર ચળકાટ, શાન્ત સ્વભાવ અને ચંચળતા બીજા કોઈ પણ મૃગમાં જણાતી નથી. અહા! તે કેવો સુંદર અને મનોહર છે! તેના શરીર ઉપર નાના પ્રકારનાં ચિત્ર-વિચિત્રરંગો જોવામાં આવે છે. આ રત્નમય મૃગ આપણી નજીકમાં

રહી વનવિભાગ શોભાવી પોતે કેવો શોભાયમાન થઇ રહ્યો છે! અહા તેનું કેવું સુંદરરૂપ! તેની કેવી શોભા! કેવો કણ્ઠસ્વર! એ અપૂર્વ મૃગ જાણે મ્હારૂં મન આકર્ષણ કરી રહ્યો છે. જો તમે એને જીવતો પકડી લાવો તો અત્યન્ત વિસ્મય થાય. વનવાસનો સમય વ્યતીત થયા પછી જે સમયે આપણે પુનઃ રાજ્ય પ્રાપ્ત કરીશું તે સમયે આ મૃગ અંતઃપુરમાં એક અપૂર્વ શોભાની વસ્તુ થઇ રહેશે. તેમજ ભરત, તમે, સાસુઓ અને હું, એ સર્વે અતિશય વિસ્મય પામીશું. જો એ મૃગ જીવતો તમારે હાથે ના પકડાય તો પછી તેનું શરીર–ચર્મ પણ મ્હારા ઉપયોગમાં આવશે. ઘાસના આસન ઉપર એનું સુવર્ણ–ચર્મ પાથરી હું તેના ઉપર બેસીશ. સ્વાર્થને માટે પતિને તે કાર્ય કરવા ફરજ પાડવી એ સ્રીઓનું કર્તવ્ય નથી, પરન્તુ શું કરૂં? એ મૃગનો સુન્દર દેહ જોઈ મ્હને અત્યન્ત આશ્ચર્ય થયું છે.”

સ્વાર્થને વશ થઈ સ્રીએ પોતાના પતિને આવું કાર્ય કરવાની ફરજ પાડવી એ અધર્મ છે. કોઇ પણ સ્રીએ તેમ કરવું ન જોઇએ. સ્રીઓનું એ કર્તવ્ય સીતાજી સારી પેઠે જાણતાં હતાં, તેમ છતાં તેઓ પર–વસ્તુ ઉપર મોહ પામેલાં હોવાથી, સ્વધર્મ જાણવા છતાં તેનો મર્મ આ વખતે સમજી શક્યાં નહિં, અર્થાત્ મોહને લીધે તેઓ સ્વધર્મ ભૂલ્યાં! કેટલીએ સ્રીઓ, કેવળ પોતાના સુખ–સાધનને માટે પોતાના પતિને ભયંકર કાર્યો કરવા પ્રેરે છે અને પછીથી સીતાજીના પેઠે ક્લેશકારક અવસ્થા સહન કરે છે તેની ગણત્રી કોણ રાખે છે? અમે એમ કહેતા નથી કે પત્નીએ પતિ પાસે કોઈ પણ ઇચ્છિત વસ્તુની માંગણી ન કરવી પણ અમે માત્ર એટલું જ કહીએ છીએ કે જે કાર્ય પતિથી થઇ શકે એવું નથા, જે કાર્ય ભયંકર છે, જે કાર્ય કરવાથી ભવિષ્યમાં મહાન્ દુઃખ સહન કરવું પડે એમ છે, તેવાં કાર્ય કરવા પતિને પ્રેરણા કરવી, એ પતિવ્રતા સ્રીનું કર્તવ્યજ નથી. સીતાદેવીએ રામચંદ્રજીને જે કાર્ય કરવાની પ્રાર્થના કરી હતી તે તેમને માટે અશક્ય ન હતું, સીતાજી પોતાના પતિનું સામર્થ્ય જાણતાં હતાં, તેથીજ માયાવી મૃગના અસાધારણ

રૂપ ઉપર મોહ પામી તે મૃગ અથવા તેનું સુન્દર ચામડું લાવી આપવા તેમણે પતિ-પ્રાર્થના કરી હતી. આ કાર્યમાં અમે સીતાજીનો કાંઇ પણ દોષ જોઇ શકતા નથી, પરન્તુ આ બનાવ ઉપરથી સીતાજીની દુરાવસ્થા ઉત્પન્ન થઇ હતી તેનું સ્મરણ થતાંજ એક વખત કહેવાની ઇચ્છા થાય છે કે સીતાજીએ સ્ત્રીના કર્તવ્ય સંબંધી જે વિચાર પૂર્વે દર્શાવ્યા છે તેજ વિચાર પ્રમાણે તેમણે આ ,વખતે વર્તન રાખ્યું હોત અર્થાત્ સ્ત્રી-હઠ ન કરી હોત તો તેમને ભવિષ્યમાં આટલું બધું દુઃખ સહન કરવું પડત નહિ. આ ઉપરથી પ્રત્યેક સ્ત્રીએ એટલો તો બોધ લેવોજ ઘટે છે કેઃ પર-વસ્તુ ઉપર મોહ ન કરવો અને હઠ ન કરવી.

ગમે તેમ પણ પ્રિયતમા સીતાદેવીની આગ્રહ પૂર્ણ પ્રાર્થના શ્રવણ કરી રામચંદ્રજી અતિશય આનન્દિત થયા. તેમણે લક્ષ્મણને કહ્યું કેઃ " જો એ મૃગ સાચોજ હશે તો હું તેને જીવતો પકડી લાવીશ અથવા તેનું મનોહર ચામડું લાવી જાનકિની પ્રાર્થના પૂર્ણ કરીશ, પણ જો તે કોઇ માયાવી રાક્ષસ હશે તો તો તેનો વધજ કરવો પડશે. " એમ કહી રામચંદ્રજીએ હસ્તમાં ધનુષ્ય-બાણ ગ્રહણ કર્યાં. રાક્ષસો સાથે રામચંદ્રજીને વિરોધ થયો હતો તેથી મૃગ પકડવા જતી વખતે તેમણે લક્ષ્મણને સાવચેતી આપી અને જાનકીનું રક્ષણ કરવા કહ્યું. તેમણે એમ પણ કહ્યું કેઃ જાનકીને પર્ણકુટીરમાં એકલી રહેવા દઇ બીજે ક્યાંય પણ જવું નહિં. લક્ષ્મણજીએ વડીલ બન્ધુની આજ્ઞા મસ્તકે ધારણ કરી. તુરત તેમણે જાનકી સહિત પર્ણકુટીરમાં પ્રવેશ કર્યો.

ચર્મને માટે કેવળ મૃગનો વધ કરવાની અભિલાષા હોત તો રામચંદ્રજી તેજ સ્થાનેથી બાણ મારી તેનો પ્રાણ સંહાર કરી શક્યા હોત પરન્તુ સીતાદેવીના ચિત્તને પ્રસન્ન રાખવા માટે મૃગને જીવિત અવસ્થામાં પકડી લાવવાની તેમની ઇચ્છા હતી. રામચંદ્રજીને ધનુષ્ય-બાણ સહિત આવતા જોઇ મૃગ ન્હાસવા લાગ્યો. ક્વચિત્

તે રામચંદ્રજીની અતિશય નજીક આવી તેમને લોભાવતો. ક્વચિત્ તે બહુ દૂર ચાલ્યો જતો. રામચંદ્રજી તેને પકડવા તેની પાછળ પાછળ જતા. આમ કરતાં કરતાં તેઓ આશ્રમથી ઘણે વેગળે સુધી નીકળી ગયા. આ સમયે તેમના મનમાં એકાએક કંઇક સંદેહ ઉત્પન્ન થયો. તેમણે ધનુષ્યમાં બાણ ચઢાવ્યું અને મૃગ સ્હામે તાક્યું. બાણ વિજળીક વેગે છુટી મૃગના શરીરમાં પ્રવેસ્યું, તેજ ક્ષણે તેણે ભયંકર રાક્ષસનું રૂપ ધારણ કરી " ઓ લક્ષ્મણ, ઓ સીતા ! " કહી બુમ પાડી પૃથિવિ ઉપર પડી જઈ પ્રાણ ત્યાગ કર્યા ! એ જોઈ રામચંદ્રજી એકાએક સ્તબ્ધ થઇ ગયા અને રાક્ષસની બુમ સાંભળી અતિશય ચંચળ થયા.

સીતાદેવી અને લક્ષ્મણ, પર્ણકુટીમાં બેઠાં બેઠાં રામચંદ્રજીના આગમનની વાટ જોઇ રહ્યાં હતાં, તેજ ક્ષણે મારીચનો માયાવી આર્ત-સ્વર સંભળાયો. પતિવ્રતા સીતાજી અતિશય વ્યાકુલ થયાં. પોતાના પ્રાણનાથ કોઈ રાક્ષસના સપાટામાં આવી જઇ એ પ્રમાણે આર્તનાદ કરી રહ્યા છે! હાય ! તેમને કેવી ભયંકર વિપત્તિ આવી પડી હશે! તેઓ કરૂણ સ્વરે પોતાના બંધુ લક્ષ્મણ અને મ્હને હત્-ભાગિનીને બોલાવી રહ્યા છે!" આ સમયે સીતાજીના ગાલ ઉપરથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. તેઓ સિંહણની પેઠે એકાએક અતિશય ચંચલ થઇ ઉઠયાં. તેમણે કહ્યું: " લક્ષ્મણજી ! ઉતાવળ કરો. જાઓ આર્ય પુત્રને વિપદમાંથી બચાવો. તમે શા માટે વિલમ્બ કરો છો ? અરેરે ! મ્હારા ભાગ્યમાં કેટલાંએ દુઃખ લખ્યાં હશે! " સીતાજીને ઉન્મત્તની પેઠે પ્રલાપ કરતાં જોઈ બુદ્ધિમાન લક્ષ્મણ તેમને સાન્ત્વન આપવા લાગ્યા. તેમણે કહ્યું: "દેવિ ! તેમને માટે જરા પણ આ-શંકા રાખશો નહિં. તેઓ મહાન્ વીરપુરુષ છે. તેમને ભય કેવો ? તેઓ આર્તની પેઠે કદી પણ ચિત્કાર કરે એવા નથી. તેમને યુદ્ધમાં પરાજય કરે એવું સંસારમાં કોઇ પણ નથી. કોઇ માયાવી રાક્ષસ તેમનું અકલ્યાણ કરવાની ઇચ્છાથી જ તેમના જેવો કણ્ઠસ્વર કાઢી લક્ષ્મણ અને સીતાજીના નામોચ્ચાર કરી રહ્યો છે. સીતાદેવી ! શાંત

થાઓ. અધીર ચિત્ત થવાથી ભવિષ્યમાં મહાન્ અનર્થ થવાનો સંભવ છે. શાન્ત થાઓ.”

સીતાજી શાન્ત થયાં નહિં. લક્ષ્મણનાં એવાં અદૃષ્ટ-પૂર્વ આચરણ જોઇ સીતાજીને તેમની પવિત્રતા સંબંધી શંકા ઉત્પન્ન થઇ. હાય ! હજારો વર્ષ વ્યતીત થવા છતાં એ કથાનું સ્મરણ કરતાં આજે અમારૂં અંતઃકરણ વિદીર્ણ થાય છે. સ્ત્રીઓને ઉચિત એવી દુર્બળતાને વશ થઈ પતિ ઉપર વિપતિ આવી પડયાની આશંકાને લીધે સીતાજી જ્ઞાનશૂન્ય થઇ પવિત્ર હૃદયના દિયર-લક્ષ્મણજીની ભ્રાતૃવત્સલતા અને સદ્‌ગુણ ભૂલી ગયાં ! તેમને પતિદેવના સ્નેહશૂન્ય સાવકા-ભાઇ જાણી તેમનો તિરસ્કાર કરવા લાગ્યાં! લક્ષ્મણને શાંત અને નિશ્ચિંત જોઇ જાનકીજી ક્રોધભરિત નેત્રે કઠોર વાક્ય બોલ્યાં: “દુષ્ટ ! કુલાંગાર ! તું અતિ દુષ્ટ કાર્ય કરી રહ્યો છે. રામચંદ્રજીને આવી પડેલી વિપદ્ ત્હને વિશેષ પ્રીતિકર હોય એમ જણાય છે. તેથીજ તું એમનું સંકષ્ટ જોઇ આ પ્રમાણે કરી રહ્યો છે. ત્હારા જેવાને હાથે પાપકર્મ થાય એમાં આશ્ચર્ય શું ? તું કપટી, ક્રૂર અને કુલઘાતક છે ! દુષ્ટ ! આ સમયે તું કાં તો ભરતની પ્રેરણાથી અથવા તો મ્હને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી રામચંદ્રજીની સાથે ફરતો રહ્યો છે ! પરન્તુ યાદ રાખજે કે ત્હારી એવી દુષ્ટ મનોકામના કદી પણ પરિપૂર્ણ થશે નહિ ! હું ત્હારા સમક્ષ હમણાંજ મ્હારો પ્રાણ ત્યાગ કરીશ. તું નિશ્ચય માનજે કે: હું રામ વિના એક ક્ષણ પણ મ્હારો દેહ ધારણ કરી શકીશ નહિ ! હું રામ વિના કદી પણ જીવી શકીશ નહિ !”

વાંચક ભ્રાતા અને ભગિનીઓ ! શું તમે અત્યાર પહેલાં કોઇ પણ સમયે સીતાદેવીને આવા દુષ્ટ શબ્દોચ્ચાર કરતાં સાંભળ્યાં છે ? હાય ! શું દુષ્ટ સરસ્વતી સીતાજીના કણ્ઠમાં બિરાજી તેમને આવાં તિરસ્કારજનક, નીચ વાક્ય બોલાવે છે ? એવા શબ્દો બોલતાં તેમની જીહ્વાના હજારો કટકા કેમ ન થઇ ગયા ? સીતાજી સ્વર્ગ રાજ્યમાં વિચરણ કરતાં કરતાં એકાએક નરક-કુણ્ડમાં કેમ ઉતરી પડયાં ? પવિત્ર મનના દિયર લક્ષ્મણ પ્રત્યે સીતાજીને સંદેહ નજ થવો જોઇએ. જેણે સમસ્ત

આત્મસુખ વિસર્જન કરી માત્ર ભાતૃપ્રેમને વશ થઇ, જટાવલ્કલ ધારણ કરી, અરણ્યમાં જ્યેષ્ઠ બંધુનું અનુસરણ કર્યું છે, જેણે વનવાસના પ્રારંભથી જ રામ અને સીતાની સેવા શુશ્રુષા અને રક્ષણને માટે આહારનિદ્રાની પણ દરકાર કરી નથી, જે પવિત્રતાની સાક્ષાત્ મૂર્તિ છે, જે આત્મત્યાગનું પાત્ર છે, અને જે અલૌકિક ભ્રાતૃપ્રેમનું અનુપમ દૃષ્ટાન્ત છે, જેણે અત્યાર સુધીમાં એકે દિવસ સીતાજીના વદનમણ્ડલ તરફ દૃષ્ટિપાત કર્યો નથી, જે સીતા ઉપર સુમિત્રા કરતાં પણ વિશેષ ભક્તિ રાખે છે, અને સીતાજીએ પોતે પણ જેની સેંકડો વખત પ્રશંસા કરી છે, તેજ લક્ષ્મણ–દિયર પ્રત્યે આજે સીતાજી આવાં કટુ વાક્ય ઉચ્ચારી રહ્યાં છે! વાલ્મીકિ રામાયણમાં સીતાજીને મુખેથી આવાં કઠોર વાક્ય અમે પ્રથમ જ સાંભળ્યાં છે! આજે અમારા વિસ્મયનો પાર નથી! અમે એ સાંભળી સ્તબ્ધ થઇ ગયા છીએ! અમને અતિશય લજ્જા ઉત્પન્ન થાય છે! મહાન્ પવિત્ર લક્ષ્મણ સંબંધી સીતાજીની એવી દુષ્ટ ધારણા જોઇ અમે તેમને દોષમુક્ત કહી શકીશું નહિં, એટલું જ નહિં પણ અમે તેમના મુખમાંથી એવાં દુષ્ટ વાક્ય સાંભળવાની કદીપણ આશા રાખી ન હતી. સીતાજીનો પૂર્વ સ્વભાવ જોઇ એવાં વાક્ય ઉચ્ચારણ કરવાનું અમે અયોગ્ય જ માનીએ છીએ, ત્યારે પછી સીતાજીના મનમાં આવો વિકાર ઉત્પન્ન થવાનું કારણ શું? સીતાજી આટલું બધું ભાન ભુલ્યાં કેમ? આપણાં સ્નેહમહી, પ્રિયભાષિણી, રમણી શિરોમણી, સીતાદેવી આજે જૂનાં વિચારની શંકાશીલ અભણ સ્ત્રીની પેઠે જોવામાં આવે છે તેનું કારણ શું? એનો સદ્ઉત્તર પ્રાપ્ત કરવા માટે આપણે ધૈર્ય પૂર્વક સીતાજીની તે સમયની માનસિક અવસ્થાનું અવલોકન કરવું પડશે. લક્ષ્મણ વીર પુરૂષ હતા. જ્યેષ્ઠ વીર બંધુનું સાહસ અને તેજસ્વિતા તેઓ સારી પેઠે જાણતા હતા. તેઓ એમ જાણતા હતા કેઃ રાક્ષસો સાથે યુદ્ધ સમારંભ થયો ત્યારથી તેઓ નાના પ્રકારે તેમનું અકલ્યાણ કરવાનો યત્ન કરી રહ્યા છે. જે અપૂર્વ

મૃગ નિહાળી સીતાનું મન મુગ્ધ થયું હતું તેને જોતાં જ લક્ષ્મણના મનમાં મ્હોટો સંદેહ ઉત્પન્ન થયો હતો, અને તે દિવસની મૃગયા રમતથી ઉપરોક્ત પ્રમાણે આર્તનાદના જેવો જ કોઇ એક આશ્ચર્યકારક બનાવ બનશે એવી પણ તેમણે કલ્પના કરી હતી. તેથી જ શોક-વિહ્વલ જાનકીજીને રામચંદ્રજીના જેવા જ કરૂણ કણ્ઠસ્વર સંબંધી પોતાનો વિચાર જણાવી તેઓ નિશ્ચિંત થયા હતા, પરન્તુ સીતાદેવી એ કુસુમકોમળ પ્રાણ જેવાં રમણી રત્ન હતાં. તેઓ મહાન્ પતિવ્રતા હતાં. પતિદેવને સામાન્ય કષ્ટ થતાં પણ તેમનું હૃદય મહાન્ દુઃખી થતું અને તેમને સામાન્ય વિપદ્‌ની આશંકા જાણતાં જ તેમનું મન વિચલિત થતું. વળી તેઓ વિશેષ મુગ્ધ સ્વભાવનાં હતાં. લક્ષ્મ-ણના જેવી સૂક્ષ્મદષ્ટિ અને વિચારશીલતા તેમનામાં ન હતી, તેથી તેમની પેઠે પેલા મૃગને તેઓ કોઇ માયાવી રાક્ષસ સમજવા શક્તિ-માન નહતાં. માયાવી રાક્ષસો ઉપરોક્ત પ્રમાણે બનાવટી કણ્ઠસ્વરે કરૂણ-ચિત્કાર કરે તે પણ તેમની કલ્પનામાં ન હતું. વળી તેઓ રામચંદ્રજી સંબંધી કાંઈ પણ અમંગલ આશંકા કર્યા સિવાય જ નિશ્ચિંત જીવે પર્ણકુટીરમાં નિવાસ કરી રહ્યાં હતાં. એવા સમયમાં અકસ્માત્ એક હૃદયવિદારક આર્તનાદ તેમના સાંભળવામાં આવ્યો. તેથી મહાન્ પતિવ્રતા સતીના કોમળ પ્રાણ કમ્પી ઉઠયા. પતિને વિપદ્ પડેલી જાણી તેમનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. અબળા સીતા-જીએ ધાર્યું હતું કેઃ "વીરવર લક્ષ્મણ તત્ક્ષણાત્ ધનુષ્યબાણ હસ્તમાં ધારણ કરી જ્યેષ્ઠ બન્ધુના રક્ષણ માટે દોડી જશે, પરન્તુ લક્ષ્મણ તો શાંત ચિત્તે બેસી રહ્યા હતા. તેમને સ્થિર બેઠેલા જોઇને સીતાજીનું ધૈર્ય હદ ઓળંગી ગયું. તેના ચારિત્ર્ય ઉપર શંકા આવી. તેમણે ઉન્માદિનીની પેઠે ભયંકર મૂર્તિ ધારણ કરી. પતિશોકને લીધે ગાંડા જેવાં બનેલાં સીતાદેવી ક્ષણ કાલને માટે પુત્ર સમાન દિયર-લક્ષ્મણને અને પોતાને ભૂલી ગયાં! સીતાજી મહાન્ દુર્દશામાં આવી પડયાં, તેમનું મન દુર્દશાગ્રસ્ત થઇ ગયું. મનની એવી દુરાવસ્થા થતાં

લોકો કર્તવ્યજ્ઞાન શૂન્ય થાય છે. તેજ પ્રમાણે સીતાએ પણ સ્નેહબંધુ લક્ષમણ પ્રત્યે કટુ વચન પ્રયોગ કર્યો. આવી અવસ્થામાં તેમના જેવાં પતિવ્રતા રમણીના મનમાં ઉપર પ્રમાણે વિકાર ઉત્પન્ન થાય એ અમે સારી પેઠે જાણીએ છીએ. ગમે તેમ પણ ઉપરોક્ત અદ્ભુત વાક્યો એક તરફથી સીતાજીની માનસિક દુરાવસ્થાનો પરિચય આપે છે, તેજ પ્રમાણે બીજી તરફ પતિને માટે આશ્ચર્યકારક વ્યાકુળતા પણ દર્શાવી આપે છે પરન્તુ સીતાદેવીએ કોણ જાણે કેવાંએ દુષ્ટ ચોઘડીઆમાં એ વિષમય શબ્દોચ્ચાર કર્યો. તેમણે પોતાના જીવનમાં પૂર્વે અને પછીથી, કોઇના પ્રત્યે કોઇ પણ સમયે એવાં કુવાક્ય ઉચ્ચારણ કર્યાં નથી. માત્ર એક સમયનાં કટુવાક્યથી જ તેમના ભાગ્યમાં કેવી મહાન્ દુર્દશા આલેખાયલી હતી અને તેમને કેવું ભયંકર કષ્ટ ભોગવવું પડયું હતું તે તેમના જીવનપર્યંત ભુલાયું નહતું. તે કષ્ટમાંથી તેઓ જીવનપર્યંત મુક્ત થવા પામ્યાં ન હતાં. મનુષ્ય ! સીતાએ અનેક સમય જીહ્વાને વશ રાખી હતી. જેમણે જીવનમાં માત્ર એક જ વખત ભૂલ કરી હતી. તે ભૂલનાં દુષ્ટ પરિણામ શું ત્હેં જોયાં છે ? જો તે ત્હારા લક્ષ્યમાં આવ્યાં હોય તો તું પુરૂષ હો વા સ્ત્રી હો, પણ કદી તું ત્હારી જીહ્વામાંથી કટુ શબ્દોચ્ચાર કરીશ નહિઃ જીભમાં અમૃત અને જીભમાં જ વિષ છે, જીભ રાજ્યગાદી અપાવે છે અને જીભ જ નરકનું દુઃખ ભોગવાવે છે. કટુ વચન પ્રહાર મ્હોટાં શસ્ત્રોના પ્રહારથી વિશેષ ભયંકર થઈ પડે છે ! પુરૂષ અને સ્ત્રીઓએ જીહ્વાને અતિશય વશ રાખવી જોઇએ, નહિં તો સીતાજીની પેઠે મહાન્ પશ્ચાત્તાપ કરવો પડશે. મહાન્ દુઃખ ભોગવવું પડશે.

સુશીલ લક્ષમણે સીતાજીનાં કટુ વાક્ય શ્રવણ કર્યા તેજ ક્ષણે તેના મનમાં ક્રોધ અને અભિમાનનો સંચાર થયો. તે એકાએક સિંહ સમાન ગર્જના કરી ઉઠયા. તેમ છતાં મહા યત્ને આત્મ સંયમ કરી બે હાથ જોડી બોલ્યાઃ " આર્યે ! ત્હમે મ્હારા પરમ દેવતા છો. તમારા સ્હામે ઉત્તર દેવાની મ્હારામાં શક્તિ નથી. અનુ-

ચિત શબ્દ પ્રયોગ કરવો એ સ્ત્રીઓને માટે વિસ્મયની વાત નથી. સ્ત્રીઓનો એવો જ સ્વભાવ હોય છે તે સૌ કોઇના જાણવામાં જ છે. ઠીક, પરન્તુ તમારાં કઠોર વાક્યો મ્હારાથી સહન થતાં નથી. તમારા એ શબ્દો મ્હારા કાનમાં તપાવેલા તીક્ષ્ણ સળીયાની પેઠે ભોંકાય છે ! તે મ્હને અતિ ક્લેશકર થઇ પડ્યા છે. વન દેવતાઓ સાક્ષી છે, હું તમને સત્ય જ કહું છું, પરન્તુ તે તમારા માનવામાં આવતું નથી. દેવિ ! તમારા મનમાં જ્યારે એવી આશંકા જ ઉત્પન્ન થાય છે ત્યારે નિશ્ચય માનજો કે તમારૂં અનિષ્ટ નજીક જ આવી પહોંચ્યું છે ! તમારી બુદ્ધિને ધિક્કાર છે. હું તો મ્હારા જ્યેષ્ઠ બંધુની આજ્ઞા પાલન કરી રહ્યો હતો, તમે તો સ્ત્રીયોને ઉચિત્ એવા દુષ્ટ સ્વભાવને વશ થઇ મ્હને ખોટું કલંક ચઢાવી રહ્યાં છો. તમારૂં કલ્યાણ થાઓ. જ્યાં રામચંદ્રજી છે તેજ સ્થાને હું ગમન કરૂં છું. જે જે અમંગલ કારણો જણાય છે તે ઉપરથી મ્હારા મનમાં અનેક શંકાઓ ઉત્પન્ન થાય છે. હવે તો માત્ર વનદેવતા તમારૂં રક્ષણ કરો. હવે તો રામચંદ્રજીની સાથે આવીશ ત્યારેજ તમારાં દર્શન કરી શકીશ. ”

સીતાજીએ લક્ષ્મણને કાંઇપણ ઉત્તર દીધો નહિ! તેઓ તો કેવળ પતિદેવના પ્રાણની શંકાને લીધે અશ્રુપાત કરી રહ્યાં હતાં. લક્ષ્મણજીએ તેમને નાનાપ્રકારે સાંન્તવન આપ્યું અને તુર્તજ તેઓ ક્રોધ ભરેલા ચિત્તે રામચંદ્રજી તરફ વિદાય થયા.

મહાવીર લક્ષ્મણે ગમન કર્યું, એટલે સીતાજી રામ-લક્ષ્મણનાં આગમનની વાટ જોતાં, અશ્રુપૂર્ણ નેત્રે, ઉત્કંઠિત ચિત્તે પર્ણકુટીરમાં બેસી રહ્યાં હતાં, એટલામાં એક બ્રાહ્મણ વેશધારી ભિક્ષુક તેમના દ્વાર નજીક આવી ઉભો. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. મસ્તક પર લાંબી જટા હતી. ડાબે ખભે દણ્ડકમણ્ડલુ હતાં. હાથમાં છત્રી અને પગમાં પાવડીઓ હતી. તે ધીમે ધીમે પતિ શોકવિહ્વલ સીતા નજીક ગયો. સીતાને નિહાળી તે શાંતચિત્તે ઉભો રહ્યો. સીતાનું

વદનમણ્ડલ અશ્રુધારાવડે મ્લાન થયલું જણાતું હતું. શોકથી મલિન હોવા છતાં તેમના શરીરમાંથી એક દિવ્ય જ્યોતિ વિકસી રહી હતી. ભિક્ષુક સીતાનું અલૌકિક રૂપ જોઇ મુગ્ધ થયો અને નિર્લજ્જની પેઠે તેમના સૌન્દર્યની પ્રશંસા કરવા લાગ્યો. તેમ જ વિપદ ભરેલા ભયંકર અરણ્યમાં એકલાં બેસી રહેવાનું કારણ પૂછવા લાગ્યો. સરલ મનનાં સીતાદેવીએ ભિક્ષુકને બ્રાહ્મણ સમજી સંક્ષેપમાં પોતાની સ્થિતિ કહી સંભળાવી. તેઓ શોકવિહ્વલ હોવા છતાં પણ અતિથિ સત્કાર કરવાનું ભુલ્યાં નહિ. તેમણે તેને જળ અને આસન આપી કહ્યું: " મહારાજ! ભોજન તૈયાર છે. જળ લઈ હાથ પગ ધુવો. વન ફળ-કંદ-મૂળ તૈયાર છે તેનો આહાર કરો પછી થોડો વખત વિશ્રાંતિ લ્યો. મ્હારા પતિદેવ, પોતાના ભાઇ સાથે નાના પ્રકારના પશુઓનો શિકાર કરવા ગયા છે. તેઓ સત્વર આવી પહોંચશે. "

સીતાજીએ આ પ્રમાણે ભિક્ષુકનો આદર સત્કાર કર્યો. તેમનું નામ ઠામ પુછ્યું અને રામ-લક્ષ્મણને આવતાં વિલંબ થવાથી ઉત્કંઠિત ચિત્તે વન તરફ વારંવાર દૃષ્ટિપાત કરવા માંડયો, પરન્તુ તેમણે આકુલ ચિત્તે અને નિરાશ હૃદયે જોયું કે: પતિ અને દિયર આવી પહોંચ્યાનાં કશાંયે ચિહ્નો જણાતાં નથી. કેવળ માત્ર સુદીર્ઘ વિશાળ વનમાં સમ્સમ્ કરતો વાયુ વહન થઈ ન્હાનાં મોટાં તરૂવરોનાં ખડખડાટ કરી એક પ્રકારનો ભય ઉપજાવી રહ્યો છે!

સીતાજીએ અતિથિ ભિક્ષુકનો પરિચય પૂછતાં તે દુષ્ટે સાહસપૂર્વક, દુર્વચનો દ્વારા કહ્યું: " જાનકિ ! જેના પ્રબળ પ્રતાપથી દેવ અને અસુરો સુદ્ધાં ત્રાસ પામે છે, તે જ હું રાક્ષસોનો અધિપતિ રાવણ છું. તમારૂં સર્વાંગ સુવર્ણ વર્ણમય છે, તમારાં વસ્ત્રાભૂષણો અને સુંદર મુખ કાંતિ જોઇ હું તમારા ઉપર મોહ પામ્યો છું. મ્હેં અનેક સ્થાનોમાંથી નાના પ્રકારની અતિ સુંદર રમણીયો હરણ કરી મ્હારા મહાલયમાં એકત્ર કરી છે. તમે ત્યાં આવી તે સર્વમાં મુખ્ય રાજ-રાણી થાઓ. મ્હારે લંકા નામક એક મહાન્ નગરી છે.

તે પર્વત ઉપર છે. તેની આસપાસ સમુદ્ર છે. તમે મ્હારાં રાજ–રા
થશો તો પાંચ હજાર દાસીઓ તમારી સેવામાં રહેશે. મ્હારા મ્હે
રાજ મહેલોમાં નિવાસ કરશો તે સમયે તમને આ વનવાસની
ચ્છા પણ થશે નહિં. તમે મ્હારો આશ્રય ગ્રહણ કરો. હું સ
પ્રકારે તમારે યોગ્ય જ છું. હું તમારૂં કાંઇપણ અકલ્યાણ નહિં ક
મ્હારી પાસે રહેવાથી તમે વિશેષ સુખી થશો. તમે રામચંદ્રજી જે
સામાન્ય મનુષ્યની મમતા દૂર કરી મ્હારા પ્રત્યે પ્રેમ કરો.
મનુષ્ય, એક સ્ત્રીના કથનથી આત્મીય, સ્વજન અને રાજ્યનો ત્યા
કરી આવાં ભયંકર પશુઓ વાળાં જંગલમાં આવ્યો છે તેના ક્યા ગુ
ઉપર તમે મોહ પામ્યાં છો ! તે અલ્પાયુ છે. તે બ્હીકણ છે."

અકસ્માત આવાં દુષ્ટ વાક્ય શ્રવણ કરતાં જ વિસ્મય પા
સીતાજી સિંહણની પેઠે ગર્જના કરી ઉઠયાં. એકાએક તેમની મૂ
અગ્નિમયી થઇ ઉઠી. હાથની મુઠ્ઠીઓ વળી ગઇ. નેત્રો ભ્રુકુટીમાં ચ
ગયાં, નાસિકાઓ ફુલવા લાગી, દેહ ફરકવા લાગ્યો, અને શિરો
છુટી દોલાયમાન થવા લાગ્યા. ક્રોધને લીધે તેમનું સર્વાંગ કમ્પા
માન થવા લાગ્યું. ક્રોધને લીધે થોડી ક્ષણ તેમના મુખમાંથી શબ્
ચ્ચાર થઇ શકયો નહિ ! થોડીવાર પછી દુરાકાંક્ષા ભરેલા
રાવણ તરફ તિરસ્કાર દર્શાવી કહ્યું કે: " હે દુરાત્મન્ ! જે પુ
હિમાચલના જેવા સ્થિર છે, અને સાગરના જેવા ગંભીર છે,
દેવતા સમાન રામચંદ્રજી જ્યાં હશે ત્યાં જ હું નિવાસ કરીશ. જે
બન્ને બાહુ લાંબા છે, જેનું વક્ષઃ સ્થળ વિશાલ છે, અને
મુખ પૂર્ણ ચન્દ્ર જેવું કોમળ અને સુંદર છે, જે સિંહ સમાન પ
ક્રમી છે, જે સિંહ સમાન મંદગામી છે, તે મનુષ્ય–શ્રેષ્ઠ મહાપુરૂષ જ
હશે ત્યાં જ હું નિવાસ કરીશ. ઓ દુષ્ટ રાક્ષસ ! તું શિયાળ હો
છતાં દુર્લભ્ય સિંહણની આશા રાખે છે ? જેમ સૂર્યનાં પ્ર
કિરણોને સ્પર્શ કરી શકાતો નથી તેમ તું મ્હને પણ સ્પર્શ
શકશે નહિ. ઓ નીચ ! જ્યારે ત્હને રામચંદ્રજીની પ્રિય પત્ની

કરવાનો લોભ થયો છે ત્યારે તું અવશ્ય અસંખ્ય સુવર્ણ વૃક્ષો અવલોકન કરતો હશે ! ક્ષુધાતુર સિંહ અને સર્પના મુખમાંથી તેનાં દાંત ઉખેડી લેવાની ત્હને થઈ છે. સોય દ્વારા ચક્ષુ સ્વચ્છ કરવાની અને જિહ્વાદ્વારા તીક્ષ્ણ છુરિકા ચાટવાની ત્હને અભિલાષા થઈ છે, કણ્ઠમાં શિલા બાંધીને સમુદ્ર તરવાની, બળતા અગ્નિને વસ્ત્રમાં બાંધી રાખવાની અને લોહ–શૂળથી ભરેલી પૃથિવિ ઉપર વિચરણ કરવાની ત્હને વાસના થઇ છે ! સાંભળ ! સિંહ અને શિયાળમાં જે ભેદ છે, સમુદ્ર અને ક્ષુદ્ર નદીમાં જે ભેદ છે, સુવર્ણ અને લોહમાં જે ભેદ છે, ગરૂડ અને કાગડામાં જે ભેદ છે, હાથી અને માંજાર-માં જે ભેદ છે, તથા હંસ તેમજ ગર્ધવમાં જે ભેદ છે, તેટલો જ રામ અને ત્હારામાં ભેદ છે! તું થોડો વખત થોભ. હમણાં જ ધનુ-ષ્ય–બાણધારી રામચંદ્રજી, વીર લક્ષ્મણજી સહિત આવી પહોંચશે એટલે ત્હને યોગ્ય દણ્ડ દેશે. પામર ! તું દુરાચારી અને પાપિષ્ઠ છે ! મ્હને અસહાય જોઇ મ્હારૂં હરણ કરશે તો હું મ્હારા પ્રાણ ત્યાગ કરીશ. હું કોઇ પણ ઉપાયે ત્હારે વશ થઇશ નહિ. મ્હારા શરીરે જરાપણ સ્પર્શ કરશે તો ત્હારો કુલ–વંશ સહિત નાશ થશે એ નિશ્ચય માનજે. કાયર પુરૂષ ! તું મ્હને એકલી જોઈ દુષ્ટ વચનો કહી રહ્યો છે, પરન્તુ રામચંદ્રજીના હસ્તમાંથી તું રક્ષણ મેળવી શકશે નહિ.”

સાક્ષાત્ અગ્નિ મૂર્તિ સમાન સીતાજીએ દુષ્ટ રાવણ પ્રત્યે ઉપર પ્રમાણે કઠોર વાક્ય–બાણ વર્ષાવી ભયંકર રૂપ ધારણ કર્યું. તેમનું ભયંકર રૂપ જોઇ પામર રાવણનું હૃદય કમ્પી ઉઠયું. પ્રતિ-વ્રતા સીતાજીની પ્રતિકૂળ મનોભાવના જોઈ રાવણે તેમનું બળપૂર્વક હરણ કરવાનો વિચાર કર્યો. તેજ ક્ષણે તેણે ગરીબ ભિક્ષુકનો વેશ ત્યાગ કરી ભયંકર રાક્ષસનો વેશ ધારણ કર્યો. રાવણને જોઇ સીતાજી, વાયુથી કમ્પતા કદળી પત્રની પેઠે કમ્પવા લાગ્યાં. તેમને ચારે દિશામાં અંધકાર જણાવા લાગ્યો. મહા પાપી રાવણે ક્રોધ ભરિત

નેત્રે સીતા પ્રત્યે દૃષ્ટિપાત કરી ડાબે હાથે બળ પૂર્વક તેમના કેશ અને જમણે હાથે તેમના બન્ને પગ પકડયા. તેના સેવકોએ ગર્ધવ જોડેલો એક રથ પર્ણકુટીરની નજીક લાવી ઉભો કર્યો. રાવણના હસ્ત પાશમાંથી મુક્ત થવા માટે સીતાદેવીએ ઘણોએ યત્ન કર્યો, પરન્તુ દુષ્ટ–દુરાત્મા રાવણે મ્હોટી ભયંકર ગર્જનાઓ કરી તેમને ભય બતાવ્યો, અને તેમને બે હાથે ઉંચકી લઇ ઝપાટા બંધ રથમાં બેઠો. મન્દ ભાગિની સીતાજીને મસ્તકે આવી અચાનક વિપદ આવી પડી. તેમણે ઉચ્ચ કણ્ઠે કરૂણ સ્વરે રામચંદ્રજીને બૂમો પાડી અરણ્ય કમ્પાવી મૂકયું. તેમની બૂમો અને વિલાપ ધ્વનિથી ગગન મણ્ડળ પરિપૂર્ણ થઇ ગયું. વૃક્ષલતાઓ સ્તબ્ધ થઇ ગયાં. સર્વ મૃગો ચારે દિશામાં પલાયન કરી ગયા. સર્વ સ્થળ જાણે ગાઢ અંધકારથી ઢંકાઈ ગયું. વાયુ જાણે નિશ્ચળ થઈ ગયો. સૂર્ય પણ જાણે તેજહીણ બની ગયો! ચારે દિશામાંથી માત્ર હાહાકાર ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો. પૃથિવિ દેવી જાણે થર્ થર્ કમ્પવા લાગી. રામચંદ્રજીનાં સહધર્મિણી, ત્રિલોક પૂજ્ય, સીતાદેવીનું રાવણ–રાક્ષસ દ્વારા હરણ થાય છે, જાણે ધર્મ ઉપર અધર્મનો હુમલો થઇ રહ્યો છે, જાણે પાપ એ પુણ્યને કચડી રહ્યું છે. હાય! સંસારમાં હવે ધર્મજ રહ્યો નહિ! જગતમાંથી સત્યનો લોપ જ થયો. સરલતા અને દયાનું નામ નિશાન જ ઉઠી ગયું. રાવણના બાહુ પાશમાંથી મુક્ત થવા માટે, ગરૂડના હાથમાં સપડાયલી સર્પિણીની પેઠે સીતાજી વારંવાર યત્ન કરવા લાગ્યાં, પરન્તુ દુષ્ટ રાક્ષસ રાવણ તેમને લઇ એકાએક આકાશ માર્ગે ગમન કરવા લાગ્યો. પોતાના રક્ષક લક્ષ્મણજીને કટુવચનો કહી રામચંદ્રજી તરફ મોકલવાથી જ તેમને અત્યારે ભયંકર કષ્ટમાં સપડાવું પડયું છે એ હવે સીતાજીના સમજવામાં આવ્યું. હવે તેમને મહાન્ પશ્ચાતાપ થવા લાગ્યો. આ સમયે તેમનો કોઇ પણ સહાયક નહિં હોવાથી નિરાશાના ગાઢ અંધકારમાં તેઓ ગોથાં ખાવા લાગ્યાં. તેઓ શોક વિહ્વળ થઇ વિલાપ કરતાં કરતાં

સ્થાવર જંગમને ઉન્મત્તની પેઠે ગમે તેવાં સંબોધન દેવા લાગ્યાં! તે બોલ્યાં: "હા ગુરૂ વત્સલ લક્ષ્મણ! આ કામદેવ રૂપી રાક્ષસ મ્હારૂં હરણ કરી જાય છે. શું તમે તે જાણી શક્યા નથી! હા રામ! તમે ધર્મને માટે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. રાક્ષસ બળ-પૂર્વક મ્હને લઇ જાય છે તે શું તમે જોઇ શકતા નથી? વીર! તમે દુષ્ટ જનોના શિક્ષક છો. આ દુરાત્માને શા માટે શીક્ષા કરતા નથી? રે રાક્ષસ કુલાધમ રાવણ! ત્હેં મૃત્યુના મોહને લીધે જ મુગ્ધ થઇ આ કુકર્મ કર્યું છે, હવે ત્હને રામચંદ્રજીને હસ્તે પ્રાણાન્ત-કારક ઘોર વિપદ સહન કરવી પડશે. અરેરે! ધર્મનિષ્ઠ રામચંદ્રજીનાં ધર્મ પત્નીને એક દુષ્ટ રાક્ષસ બળાત્કારે ઉપાડી જાય છે, શું કોઇ તેનું રક્ષણ કરવા સમર્થ નથી? હાય! આટલે બધે દિવસે કૈકયીની મન-વાંચ્છના પૂર્ણ થઇ. આટલે દિવસે અમે સ્વજનો સહિત નષ્ટ થયાં. હા જનસ્થાન! ત્હને નમસ્કાર કરૂં છું. સર્વે પુષ્પલતાઓ! તમને ધન્યવાદ આપું છું. રાવણ સીતાનું હરણ કરી ગયો એ વાર્તા તુરતજ રામચંદ્રજીને નિવેદન કરજો."

"પુણ્ય સલીલા ગોદાવરી! મા, ત્હમને વંદન કરૂં છું. રાવણ સીતાને લઈ ન્હાસી ગયો છે એ સમાચાર તમે તુર્તજ રામચંદ્રજીને જણાવી દેજો! ઓ અરણ્યના દેવતાઓ! તમને નમસ્કાર કરૂં છું. રાવણ સીતાને ઉંચકી લઇ ગયો છે એ વાર્તા તમે તુર્તજ રામચં-દ્રજીને જણાવી દેજો. આ સ્થાનમાં નિવાસ કરતાં સર્વ જન્તુઓને મ્હારા પ્રણામ છે. હું તમારે સર્વને શરણે છું. તમે સર્વે રામચંદ્ર-જીને કહેજો કે: તમારા પ્રાણથી અધિક પ્રિયતમા સીતાને દુષ્ટ રાવણ હરણ કરી ગયો છે. હાય! જો કદી યમરાજ મ્હને લઇ જાય, જો કદી આ લોકમાંથી હું અંતર્ધાન થાઉં અને તે મહાવીર જાણવા પામે તો નિશ્ચય તેઓ મ્હને પાછા લઇ આવે. ઓ જટાયુ પિતા! જુવો! આ દુરાત્મા રાક્ષસ મ્હને અનાથની પેઠે ઉપાડી જાય છે. એના હાથમાં સહસ્ત્ર શસ્ત્ર છે, શું તમે એનો પરાજય

કરી શકો એમ છો? શું તમે એને અટકાવી શકો એમ છો? ।
તો રામ અને લક્ષ્મણ આ કાર્ય જાણી શકે એવોજ તમે યત્ન કરજો

જટાયુ નામક એક પક્ષીરાજ આશ્રમથી થોડે દૂર નિવ
કરતો હતો. તે રામચંદ્રજીનો અતિશય શુભાકાંક્ષી હતો. એકા
સીતાજીનો હૃદય વિદારક વિલાપ સાંભળી તે ઉંચે ઉડી દૃષ્ટિ
કરવા લાગ્યો. તેણે જોયું કે: નીચ રાક્ષસ રાવણ રામ-પત્ની સી
જીનું હરણ કરી આકાશ માર્ગે ગમન કરી રહ્યો છે. તેણે
પાછળ જઇ ઘોર યુદ્ધ કર્યું. તીક્ષ્ણ નખ અને ચંચુ દ્વારા રાવ
શરીરે અનેક પ્રહાર કર્યા. તેને શરીરે લોહી લુહાણ કરી મૂ
આકાશ માર્ગે ગમન કરતો રથ પગની લતા પ્રહાર વડે ચૂર્ણ વિ
કરી નાંખ્યો. સીતાજીને પૃથિવિ ઉપર ઉભાં રાખી રાવણે જટા
તીક્ષ્ણ બાણ દ્વારા ઘાયલ કરી દીધો. દીર્ઘકાળ યુદ્ધ થયા પ
રાવણે તલવાર દ્વારા જટાયુની બે પાંખો કાપી નાંખી તેને મૃ
પ્રાય કરી દીધો. રાજપક્ષી સીતાજીનું રક્ષણ કરવા જતાં મ
પામવાની તૈયારીમાં હતો એ જોઇ મન્દ ભાગિની સીતાજી
વિલાપ કરતાં કરતાં એક વૃક્ષલતાને બે હાથે આલિંગન કર્યું. દુ
રાક્ષસે ક્રોધ ભરિત નેત્રે સીતાજીને લત્તાથી દૂર ખેંચી લઇ પુ
આકાશ માર્ગે ગમન કરવા માંડ્યું. સીતાજી નિરૂપાય થઇ રો
કરતાં કરતાં શરીર પરના અલંકારો ચારે દિશામાં ફેંકી દઇ "
રામ! હા લક્ષ્મણ" એવો કરૂણા નાદ કરતાં કરતાં ગગન કમ્પ
વવા લાગ્યાં. તેઓ રાવણને ક્વચિત્ વિનતિ, ક્વચિત્ કાલાવા
અને ક્વચિત્ કટુ વચનો દ્વારા તિરસ્કાર કરતાં મુક્તિનો મા
શોધવા લાગ્યાં, પરન્તુ રાવણ તેમની વિનતિ તરફ દુર્લક્ષ્ય કર
લાગ્યો, ત્યાર પછી શોકવિહ્વળ સીતાજીએ એક પર્વત ઉપર બેઠે
પાંચ વાંદરોને જોઇ તેઓ રામને પોતાનો સંદેશો કહેશે એ
આશાએ તેમના તરફ પોતાના સોનેરી વસ્ત્રો, એક ઉપવસ્ત્ર અ
ઉત્કૃષ્ટ અલંકારો નાંખી દીધા. રાવણ ઉતાવળે પલાયન કરં

હોવાથી તેમાંનું કશું જાણી શક્યો નહિં. વસ્ત્રાલંકારો જોઇ વાનરોએ વિસ્મયપૂર્વક ઊંચે દષ્ટિપાત કરતાં જ એક અશ્રુપૂર્ણ નેત્રાવાળી સ્ત્રીને દીઠી.

રાવણ વિજળી વેગે લંકા તરફ ગમન કરી રહ્યો હતો. ક્ષણવારમાં સાગર ઉલંઘન કરી તેણે લંકાપૂરીમાં પ્રવેશ કર્યો. તે દુરાત્માએ તુરતજ અંતઃપુરમાં પ્રવેશ કરી ભયવિહ્વલ સીતાજીને એક વિશાળ સ્થાનમાં બેસાડયાં. થોડી ક્ષણ પૂર્વે સીતાજી અરણ્યવાસી હોવા છતાં પતિ દેવના સહવાસને લીધે સ્વર્ગસમાન સુખ ભોગવી રહ્યાં હતાં, અને હમણાં ઓચિંતાં રાક્ષસના સપાટામાં સપડાઇ પ્રિય પતિ અને ગુરૂવત્સલ દિયરથી વિખુટાં પડી સેંકડો યોજન દૂર રહી અનંત દુઃખ સહન કરી રહ્યાં છે ! કાળની બલિહારી છે ! અરેરે ! માતા સીતાદેવી ! આ શું થયું ? રામમય, પતિવ્રતા, ધર્મનિષ્ઠ સીતાદેવી પતિની મંગલમય દષ્ટિથી દૂર થયાં શામાટે ? શું હવે સીતાદેવી પોતાના પ્રાણેશ્વર રામચંદ્રજીનાં પુનઃ દર્શન નહિં કરી શકે ? તો પછી તેમને જીવન ધારણ કરવાનું પ્રયોજન શું છે ? સીતાજીનું હરણ થયું એ શું સત્ય કે સ્વપ્ન છે ? જાણે ભૂત ભરાયું હોય તેમ સીતાદેવી થોડી ક્ષણ પૃથિવિપર અચેત પડી રહ્યાં. તે પછી તેમને પોતાની દુરાવસ્થાનું બરાબર સ્મરણ થયું. તેઓ અસહાયની પેઠે રોદન કરવા લાગ્યાં. લંકામાં આવતાં જ રાવણે ભયંકર દેખાવની રાક્ષસીઓના હાથમાં સીતાજીને સોંપી દીધાં અને તેમના ઉપર સખ્ત દેખરેખ રાખવાનો હુકમ ફરમાવ્યો. તેણે એમ પણ કહ્યું હતું કેઃ સીતાને જે જોઇએ તે તેમણે તુરતજ પૂરૂં પાડવું. ભૂલે ચૂકે કોઇએ સીતાજીને કઠોર વચન કહેવું નહિ.

રાવણે એ પ્રમાણે આજ્ઞા ફરમાવ્યા પછી આઠ મહાબળવાન રાક્ષસને રામ–લક્ષ્મણના પ્રાણ નાશ કરવા માટે જનસ્થાન–પંચવટી તરફ મોકલ્યા. થોડીવાર પછી સીતાજીના મનને સંતોષ આપવા માટે તેણે પુનઃ અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને રાક્ષસીઓથી વિંટલાયલાં અનાથ સીતાજીને તે પોતાનો ધન વૈભવ બતાવવા લાગ્યો. દુષ્ટ

રાવણને જોતાં જ સીતાજીએ પોતાની અને તેની વચમાં એક તૃણ મૂક્યું અને તેના શબ્દો તરફ લક્ષ્ય નહિં આપતાં કેવળ પ્રબળવેગે અશ્રુપાત કરવા લાગ્યાં. એ જોઇ રાવણ સીતાજીનું સાન્ત્વન કરવા લાગ્યો. તેમજ બળહીણ રામચંદ્રજીના દોષ અને નિર્બળતા દર્શાવી પોતાના ગુણ, સૌન્દર્ય, અને ઐશ્વર્ય આદિનાં વર્ણન કરી તેમનું મનહરણ કરવાનો પ્રયાસ કરવા લાગ્યો.

પતિ પરાયણ સીતાદેવી, પતિ નિન્દા શ્રવણ કરતાં જ શત્રુના મકાનમાં હોવા છતાં કાળ સર્પિણીની પેઠે ગર્જના કરી રાવણ પ્રત્યે અતિશય તિરસ્કાર અને અપમાન સૂચક શબ્દ–પ્રયોગ કરવા લાગ્યાં. રાવણે ઘણોએ ભય બતાવ્યો પરન્તુ તેનાથી જરા પણ ભય નહિ પામતાં તેઓ બોલ્યાં કે: “ સાંભળ ! આ શરીર હવે જડવત્ થઇ ગયું છે. ત્હારી ઇચ્છામાં આવે તો એનો વધ કર અથવા એને કેદખાને નાંખ. હવે હું એ શરીરનું રક્ષણ કરી શકીશ નહિ ! હવે હું જગત્માં અસતીરૂપી કલંક પણ સહન કરી શકીશ નહિ ! હું ધર્મ-શીલ રામચંદ્રજીની ધર્મ પત્ની છું. તું પાપી છે. તું કદી પણ મ્હને સ્પર્શ કરી શકશે નહિ. ”

સીતાજીની પતિ પરાયણતા જોઈ રાવણને અતિશય ક્રોધ ચઢયો. તેણે જાણ્યું કે: “ સીતા સહજે વશ થશે નહિ ! માટે એને તો કવચિત્ ભય દર્શાવીને અને કવચિત્ બોધક વાક્યો દ્વારા વશ કરવી પડશે. ” એવો વિચાર કરી તેણે સીતાને ભય દર્શાવતાં કહ્યું કે: “ સીતે ! સાંભળ ! હજી હું એક વર્ષ પર્યંત ત્હારી રાહ જોઇશ એટલા સમયમાં જો તું મ્હારી ઇચ્છાનુસાર નહિ વર્તે તો મ્હારા રસોઇઆ ત્હારા શરીરના કટકે કટકા કરી, મ્હારા ભોજનને માટે ત્હારી રસોઇ બનાવશે. ” એમ કહી વૃક્ષ લતા શોભિત, વિહંગમ-પૂર્ણ મનોહર અશોક વનમાં સીતાજીને લઇ જવાનો રાવણે રાક્ષસી-ઓને હુકમ કર્યો. સીતાજી પણ ભય–શોક વિહ્વલ થઇ રામ–લક્ષ્મ-ણના વિચારમાં અશોક–કાનનમાં જીવન્મૃત દશામાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં !





## નવમ અધ્યાય ।

### વાલી વધ-સમુદ્રોલ્લંઘન ।

મારીચે રામચંદ્રજીના સ્વરનું અનુકરણ કરી આર્તનાદ વડે સીતા અને લક્ષ્મણનો નામોચ્ચાર કરતાં દેહ ત્યાગ કર્યો. તે જોઇ રામચંદ્રજીનું હૃદય કમ્પાયમાન થયું. નાના પ્રકારના ભય અને દુષ્ટ વિચારોએ તેમના ચિત્તમાં ચંચળતા ઉત્પન્ન કરી. જાણે રામને મસ્તકે કોઇ મહાન્ વિપત્તિ આવી પડી ન હોય ! મારીચ રાક્ષસનો ભયંકર આર્તનાદ શ્રવણ કરી લક્ષ્મણ સીતાજીને પર્ણકુટીરમાં એકલાં મૂકી આવે તેવી આશા ન હતી. બુદ્ધિમાન લક્ષ્મણ પણ રામચંદ્રજીની પેઠે રાક્ષસની માયાથી મુગ્ધ થશે ? દુષ્ટ રાક્ષસોએ રામ, લક્ષ્મણ અને સીતાનું સર્વ નાશ કરવા માટે જ માયાજાલ વિસ્તારી છે એ રામના જાણવામાં આવી ગયું. તેમને સીતાજીની ભારે ચિન્તા થઈ. તેમના મનમાં નાના પ્રકારની આશંકાઓ ઉત્પન્ન થવા લાગી. તેઓ ઉતાવળે પગલે પંચવટી તરફ ગમન કરવા લાગ્યા. તેમનું સર્વ શરીર કમ્પવા લાગ્યું. બન્ને પગ લથડવા લાગ્યા. માર્ગમાં અનેક અપશુકનો થવા લાગ્યા, તેથી તેઓનું ચિત્ત વિશેષ ચંચળ થયું. તેમનાં નેત્રમાં જાણે પૃથિવિ ચક્કર ચક્કર ફરવા લાગી. જાણે ચારે દિશામાં અંધકાર પ્રસર્યો હોય તેમ જણાવા લાગ્યું. અરેરે ! પંચવટીમાં શી ઉથલ પાથલ થઇ હશે ? રામચંદ્રજીની આનન્દદાયિની, પતિવ્રતા, જનકનન્દિનીને શું કાંઇ વિપદ આવી પડી હશે ? શું લક્ષ્મણ તેમને એકલાં મૂકી પર્ણકુટીરમાંથી બહાર નીકળ્યા હશે ? આવી આશંકાઓ કરતા રામચંદ્રજી વ્યાકુળ ચિત્તે માર્ગ પસાર કરી રહ્યા છે. એજ સમયે

લક્ષ્મણને એકાએક સન્મુખ આવતા જોઈ તેઓ સ્તબ્ધ થઈ ગયા! તેમનું મસ્તક ભમવા લાગ્યું. તાળવું શુષ્ક થઇ ગયું. કણ્ઠ રૂંધાઇ ગયો. તેમણે પરાણે સીતાજીના કુશળ સમાચાર પૂછ્યા, પરન્તુ તેઓ સીતાજીને પર્ણકુટીરમાં એકલાં મૂકી આવ્યા છે એવું સાંભળતાં જ શોક અને ચિન્તાને લીધે તેઓ લથડી ગયા. રામચંદ્રજીએ અતિશય દુઃખી થઇ લક્ષ્મણને કહ્યું: "વત્સ! તમારા ઉપર વિશ્વાસ રાખી મ્હેં જાનકીને વનમાં રહેવા દીધાં ત્યારે પછી તમે શામાટે તેમને એકલાં મૂકી મ્હારા તરફ આવ્યા વારૂં? ત્યાં કેવો દુઃખદાયક બનાવ બન્યો હશે તે કોણ જાણે છે? કદાચ સીતાનું કોઇ હરણ કરી ગયું હશે અથવા તો અરણ્ય નિવાસી રાક્ષસો તેમનું ભક્ષણ કરી ગયા હશે! લક્ષ્મણ! જો સુશીલ સીતાજી જીવિત હશે તોજ હું પુનઃ આશ્રમ તરફ જઇશ, પણ જો તેમનું મૃત્યુ થયું હશે તો હું પણ મ્હારા પ્રાણ ત્યાગ કરીશ. મ્હને ત્યાં આવેલો જોતાંજ હાસ્ય ભરિત મુખે તે મ્હારી સાથે વાર્તાલાપ ન કરે તો હું કયે પ્રકારે મ્હારૂં જીવન ધારણ કરી શકું?" રામચંદ્રજીને અતિશય શોક વિહ્વલ જોઇ લક્ષ્મણે કહ્યું: "આર્ય! હું મ્હારી ઇચ્છાથી સીતાજીને ત્યાં રહેવા દઇ અત્રે આવ્યો નથી." એમ કહી તેમણે જ્યેષ્ઠ બંધુને આદિથી અંત પર્યંત સર્વે બનાવ કહી સંભળાવ્યો. સીતાજીના ક્રોધાભરિત શબ્દોચ્ચારને લીધેજ લક્ષ્મણ આશ્રમમાંથી બહાર નીકળી રામચંદ્રજીના તરફ આવ્યા છે એ સાંભળી તેઓ અનેક પશ્ચાતાપ કરતા કરતા બોલ્યા કે: "ભાઇ, સીતાની ઇચ્છાથી મ્હારી આજ્ઞાનું તમે ઉલંઘન કર્યું એટલે નીતિ વિરૂદ્ધ કૃત્ય કર્યું છે." આ પ્રમાણે વાર્તાલાપ કરતા કરતા બન્ને ભાઇઓ ઉત્કંઠિત ચિત્તે પર્ણકુટીર નજીક આવી પહોંચ્યા. વેગળેથીજ આશ્રમ તેજહીન, આનંદહીન જણાવા લાગ્યો. રામચંદ્રજીને શંકા ઉત્પન્ન થઇ. તેમણે ઉતાવળે પગલે પર્ણકૂટીરમાં પ્રવેશ કરી સર્વત્ર તપાસ કરી. ત્યાં જાનકિજી નહતાં! પર્ણકૂટીર જાનકિ શૂન્ય હતી! ત્યાં સર્વત્ર શૂન્યકાર ભાસ્યું! રામની આશંકા સત્ય થઇ. રામને સમસ્ત વિશ્વ

અંધકારમય જણાવા લાગ્યું. તેઓ એકાએક નિર્બળ થઇ ભૂમિપર પડી ગયા. અરેરે ! જાનકિ ક્યાં ગયાં ? રામચંદ્રજી ઉદ્વિગ્ન ચિત્તે લક્ષ્મણ સહિત પર્ણકૂટીરની આસપાસ સીતાજીનો શોધ કરવા લાગ્યા પરંતુ ક્યાંય પણ તેમનો પત્તો લાગ્યો નહિ ! ત્યારે રામચંદ્રજીએ કરૂણ સ્વરે સીતાજીને બૂમો પાડી. શાન્ત અરણ્યમાં રામચંદ્રજીનો કણ્ઠસ્વર વાયુ મંડળ સાથે એકત્ર થતો થતો દૂર ગિરિકન્દરાઓમાં પ્રતિધ્વનિત થવા લાગ્યો, પરન્તુ કોઇ પણ સ્થાનમાંથી પ્રતિ ઉત્તર મળ્યો નહિ. તેમનો કરૂણ કણ્ઠસ્વર સાંભળી માત્ર હરિણ હરિણીઓ ચકિત નેત્રે એક વખત રામચંદ્રજીના સ્હામે દીનતા ભરેલી દૃષ્ટિ કરવા લાગ્યાં. સર્વ વૃક્ષો જાણે વિષાદ યુક્ત થઇ ખળભળી ઉઠયાં. થોડી વાર પછી સ્થિર થઇ ગયાં. આ સમયે જાણે રામચંદ્રજીના વિરહ શોકથી સ્થાવર જંગમ સર્વ શોકાંકિત થયું હોય તેમ જણાતું હતું, હવે રામચંદ્રજી મનનો ઉદ્વેગ સહન કરી શકયા નહિ. "ભાઇ લક્ષ્મણ" એવો શબ્દોચ્ચાર કરતાં તેઓ પત્ની વિરહમાં પૃથિવિપર મૂર્છિત થઇ પડયા. લક્ષ્મણજીએ તેમને વાયુ ઢાળ્યો. ચેતનમાં આવતાં જ બોધદાયક વચનો વડે તેમને સાન્ત્વન આપવા માંડયું. દેવી જાનકી કુટીરમાં નથી એ સત્ય પરન્તુ કદાચ તેઓ કોઇ સ્થળે પુષ્પ ચુંટવા ગયાં હશે. થોડે વેગળે કન્દરાઓથી શોભિત ગિરિશૃંગો જણાય છે. અરણ્ય પર્યટન જાનકીને બહુ પ્રિય છે, વખતે તેઓ ત્યાં ગયાં હશે. કિંવા પુષ્પથી શોભતાં સરોવર તરફ અથવા રેતીથી છવાયલા નદી તટ તરફ ગમન કર્યું હશે અથવા તો આપણે તેમને કેવી રીતે શોધી શકીશું તે જાણવાના આશયથી ભય દર્શાવવા માટેજ કોઇક સ્થળે સંતાઈ રહ્યાં હશે. આર્ય ! શોક ત્યાગ કરી શાન્ત થાઓ. આપણે બન્ને સર્વત્ર સીતાજીનો શોધ કરીશું."

શોક ઉન્મત્ત થઇ રામચંદ્રજી લક્ષ્મણ સહિત સીતાજીનો શોધ કરવા આમ તેમ ફરવા લાગ્યા. માર્ગમાં જતાં જતાં વૃક્ષ, લતા, પશુપક્ષી વગેરે જેને સન્મુખ જોતા તેને ઉદ્ભ્રાન્ત ચિત્તે સીતાજીના

સમાચાર પૂછતા. તેઓ કહેતાઃ-" હે કદમ્બ ! મ્હારી પ્રાણપ્રિય સીતા ત્હારા ઉપર અતિશય પ્રેમ રાખતાં હતાં. જો તેં તેમને જોયાં હોય તો મ્હને કહે. હે ચમ્પક વૃક્ષ ! તું કૃશાંગ છે ! તું જાનકિનું અતિશય સ્નેહ-પાત્ર છે. તેઓ જીવિત છે કે નહિ તે મ્હને કહે. હે તમાલ ! તું સર્વ વૃક્ષોમાં પ્રધાનછે. ત્હારી આસપાસ ભ્રમરો ગુંજારવ કરી રહ્યા છે. ત્હારા પર જાનકિનો અતિશય પ્રેમ હતો. તે ક્યાં ગયાં છે તે કહી શકશે કે ? હે અશોક ! તું શોકનાશક છે. ત્હારા દર્શનથી શોકનો નાશ થાય એમ છે. હું શોકાકુલ થઈ ચેતનહીન થયો છું. તું મ્હને જાનકિનાં દર્શન કરાવી મ્હારો શોક નષ્ટ કર. હે બકુલ ! મૃદુ મધુર સૌગંધને લીધે તું જાનકિને બહુ પ્રિય હતું. ત્હારા અસંખ્ય પુષ્પની વચમાં ઉભાં રહી જાનકિ આનંદ પામતાં. કહે, મ્હારી સુશીલ જાનકિ ક્યાં બીરાજી રહી છે ? હે મૃગ ! મૃગનયની જાનકિની ત્હને અવશ્ય ખબર હશે. હું પૂછું છું કેઃ તે કયી મૃગલીઓના અરણ્યમાં વિચરણ કરી રહ્યાં છે ? જો તેં તેમને જોયાં હોય તો જણાવ. હે માતંગ! તેં જો જાનકિને જોયાં હોય તો તુર્તજ મ્હને નિવેદન કર. હું તે સ્થળે જઇ તેમનાં દર્શન કરી શાંત થાઉં."

રામચંદ્રજી આ પ્રમાણે અરણ્યમાં ભ્રાન્ત અને ઉન્મત્તવત્ બની સર્વને સીતાદેવીના સમાચાર પૂછવા લાગ્યા, પરન્તુ કોઇએ તેમને ઉત્તર દીધો નહિં. એકાએક તેમના મનમાં વિષમ શંકા ઉત્પન્ન થઇ. તેમણે ધાર્યું કેઃ પ્રિય જાનકિ, એક વખત તેમની દૃષ્ટિએ પડી હાસ્ય કરવા માટેજ વૃક્ષની આડમાં સંતાઇ જાય છે, તેથીજ તેમણે મન-કલ્પિત સીતાને કહ્યું: " હે કમલ લોચન ! ત્હમે શામાટે દોડી સંતાઇ જાઓ છો ? મ્હેં તમને દીઠાં છે. વૃક્ષની પાછળથી શામાટે ત્હમે મ્હારા પ્રશ્નનો ઉત્તર દેતાં નથી ? જરા સ્થિર થાઓ. દોડાદોડી બંધ કરો. સંતાવાનું છોડી દો. આવાં નિર્દય શામાટે થાઓ છો ? તમે પૂર્વે આ પ્રમાણે હાસ્ય કદી પણ કરતાં ન હતાં. આ વખતે શામાટે કઠોર થાવ છો ? પ્રિયે ! મ્હેં તમારૂં પીળા રંગનું પટવસ્ત્ર ઓળખ્યું છે. તમે ત્વરિત પગલે દોડી જાઓ છો તે પણ મ્હેં જોયું

છે. તમારા હૃદયમાં જો સ્નેહ હોય તો થોભો. હવે સંતાઈ જશો નહિં. પ્રિય જાનકિ ! તમારી વિરહ વ્યથાથી હું બહુ દુઃખી થયો છું. તમારૂં પ્રેમ ભરેલું મુખ, તમારાં આનંદ ભરેલાં નેત્રો હું ભૂલી શક્તો નથી. તમારો નિર્મળ પ્રેમ ક્ષણેક્ષણે યાદ આવે છે. દેવિ જાનકિ ! સત્વર મ્હારી સમક્ષ આવો. જૂવો, તમે જે મૃગબાળકો જોડે ક્રીડા કરતાં હતાં તે સર્વેનાં નેત્રમાં આંસુ જણાય છે. તે સર્વ તમારી ચિન્તા કરી રહ્યાં છે. તે પણ તમારા વિયોગમાં અશ્રુપાત કરી રહ્યાં છે, પછી મ્હારા હૃદયની વિયોગ-વ્યથાનું પૂછવુંજ શું ?"

થોડીવાર વિચારમગ્ન થયા પછી રામચંદ્રજી પોતાની ભૂલ સમજવા પામ્યા. સીતાનું કોઇએ હરણ કે ભક્ષણ કર્યું છે એજ વિચાર દૃઢ થયો. તેમણે લક્ષ્મણને કહ્યું: "ભાઇ! મ્હારાં જાનકિ નથી, હવે હું જીવન ધારણ કરી શકીશ નહિં. પ્રિય જાનકિ વિના મ્હારો દેહ ટકી શકે એમ નથી." એમ કહી તેઓ શોક વિહ્વળ થઇ બળહીણ થઇ ગયા. લક્ષ્મણ તેમને નાના પ્રકારે બોધ આપી સમજાવવા લાગ્યા; પરન્તુ રામચંદ્રજી તેમનો અનાદર કરી સીતાજીને માટે ઉંડા નિઃશ્વાસ નાંખી કરૂણ કણ્ઠે વિલાપ કરવા લાગ્યા.

ભ્રાતૃ વત્સલ લક્ષ્મણજી અતિ કષ્ટે રામચંદ્રજીને આશ્વાસન આપી, પુનઃ બન્ને વન, ઉપવન, સરોવર, ગોદાવરી તીર, અને સીતાજીનાં સમસ્ત પ્રિય સ્થાન યત્નપૂર્વક શોધવા લાગ્યા. પરન્તુ સીતાજી ક્યાં ? તેમનાં દર્શન ક્યાં ? રામચંદ્રજીએ ઉદ્‌ભ્રાન્ત ચિત્તે પવિત્ર સલીલા ગોદાવરી અને પર્વત શ્રેણીને સીતાજીના સમાચાર પૂછ્યા, પરન્તુ કોઇએ ઉત્તર દીધો નહિં. એ જોઈ ક્રોધ પ્રજ્વલિત થઈ જાણે વિશ્વ બ્રહ્માણ્ડનો ધ્વંસ કરવા માટેજ તેમણે કમ્મરે વલ્કલ અને ચર્મ વિંટાળી, મસ્તકે જટાભાર ધારણ કર્યો. તેમનાં નેત્રો ક્રોધે લાલચોળ થઇ ઉઠયાં. ઓઠ કમ્પવા લાગ્યા. તેમણે દૃઢ મુષ્ટિદ્વારા ધનુષ્યબાણ ધારણ કરી તેમાં એક તીક્ષ્ણ ધારવાળું બાણ ચઢાવ્યું. તેમની આવી રૂદ્રમૂર્તિ જોઇ લક્ષ્મણે મૃદુ વચનો સંભળાવી નાના પ્રકારે ક્રોધ શાન્ત પાડયો.

લક્ષ્મણના વચનો સાંભળી રામચંદ્રજી સ્થિર ચિત્તે સીતાજીનો શોધ કરવા પુનઃ અનેક સ્થાને ભ્રમણ કરવા લાગ્યા. વનમાં ફરતાં ફરતાં અચાનક એક સ્થળે રૂધિરથી ખરડાયલા જટાયુને જોઇ તેજ સીતાને મારી નાંખનાર હશે એવી કલ્પના કરી. તીક્ષ્ણ બાણદ્વારા જટાયુનો પ્રાણનાશ કરવા તેઓ તત્પર થયા, પરન્તુ મૃત્યુ મુખમાં પડેલા વિહંગરાજ જટાયુએ તેમને અનેક વિનતિ કરી સીતાહરણ સંબંધી સમસ્ત વૃત્તાન્ત નિવેદન કર્યું. રાવણ સીતાજીને એકલાં જોઈ તેમનું હરણ કરી ન્હાસી જતો હતો, તે જોઇ જટાયુએ સીતાજીને મુક્ત કરવા મન-પ્રાણપૂર્વક યુદ્ધ કરીને દુરાત્મા રાક્ષસનો રથ, સારથિ અને છત્ર વગેરે સમસ્ત વસ્તુઓ વિનષ્ટ કરી નાંખી છે. પરન્તુ દુષ્ટ રાવણ તેની પાંખો છેદી નાંખી સીતાજીને આકાશ માર્ગે લઇ ન્હાસી ગયો છે. રામચંદ્રજીને સમાચાર નિવેદન કરવા માટેજ જટાયુ મહા મુશીબતે જીવતો હતો. સીતાજીનું સર્વ વૃતાન્ત નિવેદન કર્યા પછી મુખમાંથી ફીણ સહિત રક્ત શ્રાવ થતાંજ તેનું મૃત્યુ થયું.

હિતચિન્તક જટાયુના મૃત્યુ શોકથી દિલગીર થઇ રામચંદ્રજીએ લક્ષ્મણની સહાયતાથી એક ચિતા તૈયાર કરી, તેના ઉપર જટાયુનું મૃતદેહ સ્થાપન ,કરી તેને અગ્નિ સંસ્કાર કર્યો, ત્યાર પછી ગોદાવરીનાં જળમાં તેમણે સ્નાન તર્પણ કરી સીતાજીના શોધ માટે દક્ષિણ દિશા તરફ ગમન કર્યું. થોડે દૂર ગયા પછી તેમણે એક ગહન વનમાં પ્રવેશ કર્યો. એનું નામ ક્રૌંચારણ્ય હતું. એ અરણ્યમાં તેમણે યત્ન પૂર્વક સીતાજીનો શોધ કરવા માંડયો, પરન્તુ ત્યાં તેમનો કશો પત્તો લાગ્યો નહિ ત્યાંથી થોડે દૂર મતંગાશ્રમ નામક એક ઘન ઘોર વન હતું. સીતાના શોધ માટે તે અરણ્યમાં પ્રવેશ કર્યા પછી રામ-લક્ષ્મણ મહાન્ વિપદ જાળમાં સપડાયા. તેમને જોઇ કબન્ધ નામક એક લાંબા હાથ વાળો રાક્ષસ બહુ પ્રસન્ન થયો અને તેમનું કોમળ શરીર-માંસ ભક્ષણ કરવા લલચાયો. તે કદ્રુપો અને ભયંકર આકૃતિનો હતો. શોકાગ્નિથી દગ્ધ થતાં બન્ને

ઓને તેણે પોતાની બાથમાં જકડયા અને તેમને દુઃખ દેવા ા. સુકુમાર લક્ષ્મણ તો રાક્ષસના બાહુ પાસથી ગગદાતાં જ ી બુમો પાડવા લાગ્યા, પરન્તુ રામચંદ્રજી તેમને ઉત્સાહ પ્રેરી સને સખ્ત શિક્ષા કરવા તૈયાર થયા. બન્ને વીર બંધુઓએ રાક્રમ દર્શાવ્યું. જોત જોતામાં તેમણે તેના બન્ને હાથ છેદી યા. રાક્ષસ કબન્ધ મેઘ જેવી ગંભીર ગર્જના કરતો સર્વ ઓ કમ્પાવવા લાગ્યો અને થોડી ક્ષણમાં જ રક્તથી ખરડાયલે રે પૃથિવિ પર પડયો. મૃત્યુ સમીપ આવેલું જોઈ તેણે રામ-ણનો પરિચય પૂછયો. તેમની ઓળખાણ થતાંજ અને રાવણ જીનું હરણ કરી ગયાના સમાચાર સાંભળતાં જ તેણે ઋષ્ય-પર્વત ઉપર સુગ્રીવ નામક મુખ્ય વાનર સાથે મિત્રતા સ્થાપ-ા તેમને ઉપદેશ કર્યો અને ઋષ્યમુકતા તરફ જવાને માર્ગ ્યા પછી થોડી ક્ષણમાં જ પ્રાણ ત્યજી દીધા. કબન્ધની અંતીમ ાનુસાર રામ-લક્ષ્મણે શુષ્ક કાષ્ટ દ્વારા એક ચિતા તૈયાર કરી ઉપર તેના દેહને મૂકી અગ્નિદાહ કર્યો. થોડી ક્ષણ પછી પુનઃ ા અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી નિઃશંક ચિત્તે ઋષ્યમુક પર્વત તરફ ા કરવા લાગ્યા. આ સમયે તેમણે કેટલાંએ મનોહર વન અને કર અરણ્ય ઓળંગ્યા તેની ગણત્રી જ નથી. એક પર્વતના ાર ઉપર રાત્રિને સમયે નિદ્રા લીધા પછી બાર દિવસે પ્રાતઃ-માં પમ્પા સરોવરના પશ્ચિમ કિનારા તરફ જઈ પહોંચ્યા, ત્યાંથી દૂર તપસ્વિની શવરીનો આશ્રમ હતો, રામ-લક્ષ્મણ તેનાં ા કરી વિમલ આનન્દ પામ્યા. તપસ્વિની પણ તેમના શુભા-ાથી પોતાને ધન્ય માનવા લાગ્યાં અને તે મનોહર આશ્રમના જે સ્થાનમાં શુદ્ધ સત્વ ગુણ વાળા મહર્ષિઓએ મન્ત્રોચ્ચાર ક, જવલંત અગ્નિમાં પોતાના પવિત્ર દેહની આહૂતિ આપી તેમને બતાવવા લાગ્યાં. ત્યાર પછી તે ચિરકાળ ચર્મ ધારણ ાર જટિલ શવરીએ પૃથિવિ ઉપર પોતાનો અવસ્થાન કાળ

પૂર્ણ થયેલો જાણી રામચંદ્રજીના સમક્ષ અગ્નિકુણ્ડમાં જ પોતાનો દેહ ભસ્મીભૂત કર્યો. તપસ્વિનીએ સ્વર્ગારોહણ કર્યા પછી રામ લક્ષ્મણ ત્યાંથી મનોહર પમ્પા સરોવરને કિનારે જઇ પહોંચ્યા. ત્યાંની વિચિત્ર શોભા જોઈ બન્ને બંધુઓને અતિશય આનંદ થયો. તેમનું મન અતિ પ્રસન્ન થયું. પમ્પાના સ્ફટિક જેવા સ્વચ્છ જળમાં અનેક કમળ-પુષ્પ વિકસી રહ્યાં હતાં. તેમાં ક્યાંય પણ કાદવ જણાતો નહતો. સર્વત્ર કોમળ રેતીના રજકણો જ દેખાતા હતા. જળમાં મત્સ્ય અને કાચબા ભય રહિત આમતેમ તરતા જણાતા હતા. એમાંનું કોઇ સ્થાન કલ્હાર પુષ્પને લીધે તામ્રવર્ણું, કોઇ સ્થાન કુમુદને લીધે શ્વેતવર્ણું, અને કોઈ સ્થાન કુવલયને લીધે નીલવર્ણનું જણાતું હતું. એની તટ ભૂમિ તિલક, અશોક, બકુલ આદિ વૃક્ષના ઝુંડથી સુશોભિત થઇ રહી હતી. કોઇ સ્થળે કુસુમિત આમ્રવન, કોઇ સ્થળે સુરમ્ય ઉપવન અને કોઇ સ્થળે નયન આનંદકારક લતાઓ, સહચરી સખીની પેઠે વૃક્ષને આલિંગન કરી રહી છે. વળી કોઇ સ્થાન મયુરના કેકારવથી નિરન્તર પ્રતિ ધ્વનિ થઇ રહ્યાં છે. પમ્પા સરોવરનાં દર્શન કરતાં જ રામચંદ્રજી સીતાજીના વિરહમાં વિલાપ કરવા લાગ્યા. પૂર્વના બનાવો સર્વ સ્મરણ થઇ આવતાં જ તેમનું મન અતિશય વિહ્વલ થયું. તેમજ જાનકિની વર્તમાન દુર્દશાની કલ્પના કરી તેઓ બાળકની પેઠે છુટે મ્હોડે અશ્રુપાત કરવા લાગ્યા. સ્થિર-ચિત્તના લક્ષ્મણે શોક-વિહ્વલ રામચંદ્રજીને વિપદમાં ધૈર્ય ધારણ કરવાની અને પાપિષ્ઠ રાવણને સખ્ત શિક્ષા કરી દેવી જાનકિનો ઉદ્ધાર કરવાનો ઉપાય શોધવાની સલાહ આપવા લાગ્યા. લક્ષ્મણના બોધ વચનોથી શાંતચિત્ત થઇ રામચંદ્રજી ઋષ્યમુક પર્વત તરફ ગમન કરવા લાગ્યા.

પમ્પા સરોવરથી થોડે દૂર ઋષ્યમુક પર્વતનું સ્થાન હતું. વાનરરાજ સુગ્રીવ પર્વત પ્રદેશ ઉપર આમતેમ વિચરણ કરી રહ્યા હતા. અસ્ત્રશસ્ત્ર ધારી રામ-લક્ષ્મણને એકાએક તેમના તરફ આવતા જોઇ

તેમના મનમાં અતિશય શંકા ઉત્પન્ન થઈ. તત્ક્ષણાત્ તેઓ પોતાના નિવાસસ્થાન તરફ ગયા અને મંત્રીઓને પોતાના ભયનું કારણ જણાવ્યું. સર્વ સલાહમસલત કરવા લાગ્યા. અંતે હનૂમાન્ નામક એક બુદ્ધિમાન્ વાનર, રામ–લક્ષ્મણની હીલચાલ અને સર્વ હકીગત જાણવાની ઇચ્છાથી ભિક્ષુક વેશ ધારણ કરી તેમની સ્હામે ગયો. તેણે સુમધુર કણ્ઠે નમ્રતાપૂર્વક તેમનો પરિચય પૂછ્યો. અનેક પ્રશ્નો પૂછવા છતાં રામ–લક્ષ્મણને નિરૂત્તર ઉભેલા જોઇ હનૂમાને પોતાનો અને સુગ્રીવ આદિ વાનરોનો પરિચય આપ્યો તેણે કહ્યું: "સુગ્રીવ એ સર્વ વાનરોનો આધપતિ અને પરમ ધાર્મિક છે. તેના જ્યેષ્ઠ બંધુ મહાવીર વાલીયે તેને રાજ્ય ઉપરથી દૂર કર્યો છે તેથી જ તે વ્યાથત ચિત્તે સમસ્ત જગત્ પરિભ્રમણ કરી રહ્યો છે. તેની ઇચ્છાથી જ હું આપની પાસે આવ્યો છું. સુગ્રીવ આપની સાથે મૈત્રી સ્થાપન કરવા ઇચ્છા રાખે છે. આ સેવક એમની પ્રિય કામના માટે જ ભિક્ષુકરૂપે ગુપ્ત રીતે ઋષ્યમુક પર્વત પરથી આપની સમક્ષ આવ્યો છે. આજ્ઞા ફરમાવો."

હનૂમાનના એ વાક્ય સાંભળી રામ–લક્ષ્મણ બન્ને અતિશય આનંદ પામ્યા. જેને તેઓ શોધતા હતા તે જ મહા બળવાન્ સુગ્રીવ જ તેમની સાથે મૈત્રી બાંધવા ઉત્સુક થયો છે એ સાંભળી તેમના આનંદની સીમા ન રહી. હનૂમાનજીના વિશુદ્ધ, વ્યાકરણ–શુદ્ધ, સ્વલ્પ અક્ષરવાળાં, સરલ અને મધુર વાક્યો સહિત વાર્તાલાપ શ્રવણ કરી રામ–લક્ષ્મણ વિસ્મય પામ્યા, અને હનૂમાન સાથે કથોપકથન કરવાની રામે લક્ષ્મણજીને આજ્ઞા આપી. ધૈર્યશાલી લક્ષ્મણે હનૂમાનને પ્રતિઉત્તર દ્વારા પોતાનો સર્વ પરિચય આપ્યો. અને કબન્ધની ઇચ્છાથી મહાત્મા સુગ્રીવ સાથે મૈત્રી સ્થાપન કરવા માટે જ તેઓ અત્રે આવ્યા છે એમ પણ જણાવ્યું. "દુષ્ટાત્મા રાવણે સીતાદેવીને એકલાં જોઇ તેમનું હરણ કર્યું છે, અમે તેનું નિવાસથાન જાણતા નથી. મહામતિ સુગ્રીવ સર્વ સ્થાનના ભોમિયા છે. તેઓ જાનકિનો

શોધ કરી આપી રામચંદ્રજીનો શોક સમાવી શકે એમ છે બન્ને બંધુઓ એ વાનરરાજને શરણે છીએ. તમારાં દર્શન ર અમારૂં મહદ્ ભાગ્ય સમજીએ છીએ."

લક્ષ્મણજીને મુખેથી એ પ્રમાણે શબ્દો સાંભળી હનુમ તેમને શુભાશા અને ઉત્સાહ પ્રેર્યો. તેમણે વીરકેશરી સુગ્રીવનાં ગુણકીર્તન કર્યા પછી બન્ને બંધુઓને પોતાની સાથે તેડી લઇ અભિલાષાથી તેમને પોતાની પીઠ ઉપર બેસાડી ઋષ્યમુક પર્વ ગમન કર્યું. હનુમાનને મુખેથી રામ–લક્ષ્મણનો પરિચય પ્ર સુગ્રીવ આનંદ ભરિત ચિત્તે રામચંદ્રજીને કહેવા લાગ્યો કે: ' હનૂમાનજીને મુખેથી તમારા સર્વ સદ્ગુણ અને મનવાંચ્છના જાણવામાં આવી છે. તમે તપોનિષ્ઠ અને ધર્મપરાયણ છો. સ તમારૂં વાત્સલ્ય છે. હું વાનર છું. મ્હારી સાથે તમે બંધુત્વ ઇચ્છો છો એ મ્હારૂં પરમ સૌભાગ્ય છે. એથી મ્હને પર થશે અને મ્હારૂ સન્માન વૃદ્ધિ પામશે. આ સમયે જો મૈત્રિ કરવાની તમને ઇચ્છા હોય તો આવો, હું મ્હારા બે હાથ કરૂં છું, તમે મ્હને ગ્રહણ કરો. અટલ પ્રતિજ્ઞા કરી મ્હારા મિત્ર

રામચંદ્રજીએ આનન્દિત ચિત્તે સુગ્રીવના હાથ ધારણ આલિંગન દીધું. આ સમયે હનૂમાનજીએ કાષ્ટના બે કટકા કરીને અગ્નિ ઉત્પન્ન કરી પુષ્પદ્વારા તેનું અર્ચન કરી બન્ને વચમાં તે સાક્ષીસ્વરૂપ સ્થાપન કર્યું. રામ અને સુગ્રીવે પ્રદક્ષિણા કરી પ્રેમપૂર્વક પરસ્પર સ્હામે દૃષ્ટિપાત કર્યો.

ત્યાર પછી સુગ્રીવે શાલવૃક્ષની એક પત્ર–શોભિત પુષ્પમ તોડી અને રામ સાથે તેના ઉપર બેઠા. બન્ને નાના પ્રક દુઃખની કથા પરસ્પર કહેવા લાગ્યા. સુગ્રીવે કહ્યું: "સીતાજી શમાં અથવા રસાતલમાં હશે તોપણ હું તેમને શોધી લાવી હસ્તમાં સમર્પણ કરીશ. રામ! તમે શોક અને દુઃખનો ત્યા મ્હેં જે પ્રતિજ્ઞા કરી છે તે કદી પણ મિથ્યા થશે નહિં."

સીતા—હરણનું વૃતાન્ત શ્રવણ કરતાં કરતાં અચાનક એક બનાવ સુગ્રીવના મનમાં ઉદય પામ્યો. તે બોલ્યોઃ એક દિવસ અમે પાંચ વાનરો સહિત પર્વત ઉપર વાર્તાલાપ કરતા બેઠા હતા. એવામાં એક નિશાચર એક રમણીને બળપૂર્વક ગ્રહણ કરી આકાશ—માર્ગે ન્હાસતો હતો. તે નારી, હૃદય—વિદારક આર્તનાદ વડે ગગનમણ્ડલ પરિપૂર્ણ કરી રહી હતી. અમને ગિરિશૃંગ ઉપર બેઠેલા જોઇ તે નારીએ પોતાનાં કેટલાંક વસ્ત્રાભૂષણો અમારા તરફ નાંખ્યા હતા. અમે તે સર્વે સુરક્ષિત રાખ્યાં છે. કદાચ તે રમણી સીતાદેવી હશે, નિશાચર તે દુષ્ટ રાવણ હશે. જરા થોભો, હું તે વસ્ત્રાલંકાર લાવું છું. એમ કહી તેણે કેટલાક વસ્ત્રાલંકાર રામ—લક્ષ્મણ સમક્ષ હાજર કર્યા. રામચંદ્રજીએ તે સર્વ પોતાના ઓળખ્યા. વસ્ત્ર—અલંકાર જોતાં જ પતિપ્રાણા સીતાદેવીનું સ્મરણ થયું. તેમનાં નેત્રમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો, ગળું રૂંધાઈ જવા લાગ્યું. સીતાજીનું સ્મરણ કરી તેઓ અશ્રુપાત કરવા લાગ્યા. સીતાજીના અલંકારો વારંવાર હૃદય સાથે દબાવી ઉંડા નિઃશ્વાસ મૂકવા લાગ્યા. લક્ષ્મણ તેમની નજીક જ ઉભા હતા. રામ અનર્ગલ અશ્રુ વિસર્જન કરતા કરતા બોલ્યાઃ "ભાઇ લક્ષ્મણ! રાક્ષસ સીતાજીને ઉપાડી ગયો તે સમયે તેમણે આ વસ્ત્રાલંકારો પોતાના દેહ ઉપરથી ઉતારી પૃથિવિપર ફેંકી દીધા છે. લીલા ઘાસવાળી પૃથિવિ હોવાથી તે સર્વ અખંડિત રહ્યા છે." લક્ષ્મણે ઉત્તર દીધોઃ "આર્ય! હું તેમનાં કંકણ કે કુણ્ડલને ઓળખી શકતો નથી. કારણકે મ્હેં તેમના મુખ સમીપ ભાગ્યે જ જોયું હશે. હું તો નિત્ય તેમને ચરણે પડી પ્રણામ કરતો હતો તેથી તેમનાં ચરણ—નૂપુરને સારી પેઠે ઓળખી શકું છું."

રામચંદ્રજીને શોક સંતપ્ત જોઇ સુગ્રીવ સુમધુર વાક્ય દ્વારા આશ્વાસન આપવા લાગ્યા. તેમણે કહ્યું: "શોક વિહ્વળ થવાથી કાંઇ ફળ મળશે નહિ, મહાવીર પુરુષોના વીરત્વનો આશ્રય ગ્રહણ કરી કાર્ય સિદ્ધ કરવું જોઇએ. મ્હને પણ મહાકષ્ટ થાય છે. મ્હારા બંધુ

વાલીએ મ્હારૂં રાજ્ય અને મ્હારી સ્ત્રી છીનવી લીધાં છે. મ્હારા મિત્રોને કારાગૃહમાં નાંખ્યાછે. મ્હારા શોક અને દુઃખની અવધિ નથી, તથાપિ હું કદીપણ શોક વિહ્વળ થતો નથી. હુ તો ધૈર્ય ધારણ કરી અન્યાય રોકવાનો યત્ન કરી રહ્યો છું. લાગ મળતાંજ તેના સ્હામે થવા તૈયાર છું." સુગ્રીવનાં વચનો સાંભળી રામચંદ્રજી શોક ત્યજી દઇ કર્તવ્યનો વિચાર કરવા લાગ્યા. થોડીવાર પછી બોલ્યાઃ "મિત્ર સુગ્રીવ! તમારા બોધથી મ્હને આશ્વાસન મળ્યું છે. હું સ્થિર-ચિત્ત થયો છું. આવી મહાન્ વિપતિમાં તમારા જેવો બંધુ મળવો દુર્લભ છે. હવે તો જાનકિનો શોધ અને દુરાચારી દુષ્ટ રાવણનો વધ, એ બે કાર્ય માટેજ તમારે વિશેષ યત્ન કરવાનો છે. નિષ્કપટ મનથી કહો કેઃ તમારે માટે મ્હારે કેવો યત્ન કરવો?" અહા! વીરકેસરી રામચંદ્રજી જેના સહાયક હોય તેને પછી બીજું શું જોઇએ? સુગ્રીવ માત્ર સ્વરાજ્ય જ નહિ પણ અનેક દેવ-રાજ્ય પ્રાપ્ત કરી શકે. વાલી સાથે બનેલો સમસ્ત બનાવ સુગ્રીવે રામચંદ્રજીને કહી સંભળાવ્યો. તેણે પોતાના બંધુ વાલીના બળ-વિક્રમનું વર્ણન કર્યું. તેણે કહ્યુંઃ " વાલીના જેવો વીરપુરુષ જગત્માં બીજો કોઇ ભાગ્યેજ હશે. હું તો તેનાથી પરાજય પામી સ્ત્રી પુત્ર કલત્ર રહિત થઇ શોક-દુઃખ સહન કરી ઋષ્યમુક પર્વત ઉપર નિવાસ કરી રહ્યો છું." રામચંદ્રજી સુગ્રીવ સાથે મૈત્રી બંધનમાં બંધાયા હતા. મિત્રનું વિરહ દુઃખ ટાળવા અને તેને વાલીના ત્રાસમાંથી મુક્ત કરવા કેવો યત્ન કરવો તેનો વિચાર કરવા લાગ્યા.

મિત્ર સુગ્રીવનાં ઉપરોક્ત વચનો સાંભળી રામચંદ્રજીએ વાલીનો વધ કરવાની, સાત પાતાળ ભેદ કરીને પણ પોતાના બાહુબળથી મિત્રનું દુઃખ દૂર કરવાની પ્રતિજ્ઞા કરી. એ સાંભળી સુગ્રીવ અને અન્ય વાનરો વિસ્મય પામી રામચંદ્રજીના બળ-વીર્યની અનેક પ્રશંસા કરવા લાગ્યા. વાલીનો સંહાર કરી સુગ્રીવને કિષ્કિન્ધાનું રાજ્ય અપાવ્યા વિના સુગ્રીવ સીતાજીનો શોધ કરવા સમ્પૂર્ણ રૂપે સમર્થ થશે

નહિ એમ જાણી રઘુવીર રામચંદ્રે સૌથી પહેલાં તેને રાજ્યપદ પર પ્રતિષ્ઠિત કરવાની પ્રતિજ્ઞા કરી. તેમણે તેજ દિવસે વાલી સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવાની સલાહ આપી રામચંદ્રજીના શબ્દો સાંભળી સુગ્રીવને અતિ પ્રેમ ઉપજ્યો અને તેમને સાથે લઇ તુર્તજ કિષ્કિન્ધા તરફ પ્રયાણ કર્યું. તે સર્વેએ નગરીના દ્વાર સમીપ જઇ વાલીને યુદ્ધ કરવા આમંત્રણ કહાવ્યું ! સુગ્રીવનો ભયંકર શબ્દ સાંભળી મહા-વીર વાલી અતિશય ક્રોધે ભરાયો અને નગરી બહાર જઇ પોતાના બંધુ સુગ્રીવ સાથે તુમુલ યુદ્ધ આરંભ કર્યું. આ સમયે રામચંદ્રજી ધનુષ્યબાણ ગ્રહણ કરી એક વૃક્ષની પછવાડે સંતાઇ રહ્યા હતા. બન્ને ભાઇઓને સમાન આકૃતિના અને અભિન્ન રૂપના જોઇ તેઓ તેમને ઓળખવા અસમર્થ થયા. પોતાના મિત્રનો વધ થઇ જવાની આશંકાથી તેમણે બાણ છોડયું નહિ !

થોડી વાર યુદ્ધ ચાલ્યા પછી પ્રબળ પરાક્રમી, મહા બળવાન વાલીને હસ્તે સુગ્રીવનો પરાજય થયો. રામચંદ્રજીએ તેનું રક્ષણ ન કર્યું એમ સમજીને તે ઋષ્યમુક તરફ ન્હાસવા તત્પર થયો. વાલીના પ્રહા-રથી તેનો દેહ જર્જરિત અને લોહી લુહાણ થયો હતો. તે અતિ કષ્ટે એક ગહન વનમાં પ્રવેશ કરી સંતાઇ રહ્યો. વાલી પણ મુનિનો શાપ શ્રવણ કરી ત્યાંથી આગળ વધ્યો નહિ! થોડી વારમાંજ રામ-ચંદ્રજી, લક્ષ્મણ અને હનૂમાન સહિત સુગ્રીવની પાસે ગયા. સુગ્રીવે લજ્જા અને અપમાનને લીધે નીચું જોયા પછી અભિમાન ધારણ કરી રામચંદ્રજી પાસે અનેક કઠોર શબ્દ પ્રહાર કર્યો! તે સાંભળી રામચંદ્રજી જરા પણ વિચલિત નહિં થતાં તેને ઉપદેશ દેવા લાગ્યા કેઃ “ મિત્ર! ક્રોધ કરશો નહિ! મ્હેં જે કારણથી બાણ માર્યું નથી તેનું સ્મરણ કરો. તમે બન્ને ભાઇઓ એક સરખા રૂપવાન છો. બન્નેની મૂર્તિ જોતાં કોઇ કોઇને ઓળખી શકાય તેમ નથી. હું બાણ-પ્રહાર કરૂં અને વખતે તમનેજ વાગે તો અનર્થ થાય, એજ કારણથી મ્હેં મ્હારૂં ભયંકર શર છોડયું નથી. એમ કરવાથી કદાચ આપણનેજ પશ્ચાતાપ થાય એ સંદેહ હોવાથી જ હું શાંત રહ્યો છું.

મિત્ર ! વિશેષ શું કહું ? લક્ષ્મણ અને જાનકિ સહિત હું તમ
આશ્રયે છું. આ અરણ્યમાં તમે જ મ્હારી મતિ-ગતિ અને
છો. તમે પુનઃ જાઓ અને વાલી સાથે દ્વંદ્વ યુદ્ધ કરો. તમે
પૂર્વક જોઇ શકશો કે: મ્હારા એકજ બાણ પ્રહારથી વાલી
ઉપર આળોટતો થઇ જશે ! અરે તે દેહ મુક્ત થશે." એમ
સુગ્રીવને યુદ્ધ વખતે ઓળખવા માટે તેના કણ્ઠમાં એક કુ
નાગ પુષ્પી-લતા બાંધી આપી.

ત્યાર પછી સર્વેએ પુનઃ કિષ્કિન્ધા તરફ પ્રયાણ કર્યું,
પુનઃ વાલીને યુદ્ધ માટે આહ્‌વાન કર્યું. સુગ્રીવને પુનઃ આવેલો
વાલીએ ક્રોધ યુક્ત નેત્રે મહાન્ વેગ પૂર્વક મહાલય ત્યાગ કર્યું
એ વાલીની રાણી હતી. તે અતિશય પતિવ્રતા અને બુ
હતી; થોડી ક્ષણ પૂર્વે યુદ્ધમાં પરાજય પામી ન્હાસી ગયેલો
પુનઃ કિષ્કંધામાં આવી યુદ્ધ માટે આમંત્રણ કરતો હોવાનું સ
તારાના મનમાં એક પ્રકારનું વિસ્મય અને આશંકા ઉત્પન્ન
તેજ ક્ષણે એક વિષય એકાએક તેના મનમાં ઉદય પામ્યો, દ
તનય રામચંદ્રજી સાથે સુગ્રીવને મૈત્રી થઇ હતી તે સમાચાર
કોને મુખેથી સાંભળી યુવરાજ અંગદે તારા માતાને
કર્યા હતા. રામલક્ષ્મણ એ બન્ને મહાન્ વીરપુરૂષ છે. કદાચ
ઉત્સાહથી પ્રેરાઇનેજ સુગ્રીવ વાલી સાથે પુનઃ યુદ્ધ કરવા સા
થયો હશે; રામચંદ્રજીની સુગ્રીવને સહાયતા હોય તો વાલીનું
લ્યાણ થાય, એવો વિચાર કરી બુદ્ધિમતી તારાએ યુદ્ધ કરવા
થયલા પતિનો માર્ગ રોકયો, તેને તે દિવસે યુદ્ધ નહિ કરતાં
મહાલયમાં જ નિવાસ કરવા પ્રાર્થના કરી, તારાએ પોતાની
આશંકાઓ પતિને નિવેદન કરી. રામ-લક્ષ્મણના પ્રબળ પરા
વાર્તા પણ કહી સંભળાવી. તેણે પતિને ઘણું ઘણું સમજાવ્યો
વાલી મહા તેજસ્વી પુરૂષ હતો. ભય કોને કહે છે તે તે
તોજ નહતો. કહો કે તે સર્વદા નિર્ભય વિચરતો; તેણે પ્રિય

તારાનું એક પણ બોધ વચન કાને ધર્યું નહિ. રામચંદ્રજીના ભય સંબંધી તેણે કહ્યું કે: "રામચંદ્રજી ધર્મનિષ્ઠ અને કર્તવ્ય પરાયણ છે. મ્હેં એમનું અનિષ્ટ કર્યું નથી પછી મ્હારા જેવા નિર્દોષની સ્હામે આવી તેઓ પાપ કર્મ કરવા પ્રવૃત્ત થાય એ હું માનતો નથી. તમે નિશ્ચિત રહો. મ્હારા બાહુબળને પ્રતાપે હું સુગ્રીવને પુનઃ પરાજય પમાડીશ;" તેણે પ્રિય પત્ની તારાને આ પ્રમાણે આશ્વાસન આપ્યું અને યુદ્ધ માટે નગરી બહાર ગયો. આ વખતે તેના ક્રોધનો પાર નહતો; ક્રોધે નેત્રો રાતાં ચોળ થયાં હતાં. શરીર થર્‌થર્ કમ્પતું હતું. એક સપાટે સુગ્રીવને પછાડી તેના પ્રાણ કાઢી નાખવા તે તત્પર થઈ ગયો હતો; તેને પોતાના બાહુબળનું બહુ અભિમાન વધ્યું હતું. જોતજોતામાં બન્ને દ્વંદ્વ યુદ્ધ કરવા મંડયા; વાલીના વજ્ર પ્રહારથી સુગ્રીવના પ્રાણ જવાની પુનઃ તૈયારી થઇ. તે બુમે બુમ પાડવા લાગ્યો, રામચંદ્રજી ધનુષ્ય બાણ ધારણ કરી એક વૃક્ષ પાછળ સંતાઇ રહ્યા હતા, પોતાના મિત્ર સુગ્રીવને કષ્ટ પામતો જોઇ તેમણે એક મહા ભયંકર બાણ છોડયું. બાણ સમ્ સમ્ કરતું વિજળિક વેગે વાલીના દેહમાં પેસી ગયું. તેજ ક્ષણે જાણે વૃક્ષ પરથી કપાઇ ગયેલી શાખા હોય તેમ વાલી પૃથિવિ પર પડયો; મર્મ ઘાતક બાણથી ઘાયલ થઇ વાલી દારૂણ દુઃખ ભોગવતો અતિ કષ્ટે નિઃશ્વાસ ત્યાગ કરવા લાગ્યો. તેજ ક્ષણે રામ–લક્ષ્મણ બન્ને ધીમે પગલે વાલીની નજીક જઈ પહોંચ્યા. રામને જોતાંજ વાલીએ તેમને કઠોર શબ્દે અનેક તિરસ્કાર આપ્યા. તે રામચંદ્રજીને ધર્મ પરાયણ અને વીર પુરૂષ જાણતો હતો, તે આવા અધર્મી અને કાપુરૂષ, હશે એવું તે સ્વપ્ને પણ જાણતો નહતો. તે બોલ્યો: "રામચંદ્રજીએ સન્મુખ યુદ્ધ નહિં કરતાં નીચ–પ્રવૃત્તિના અધમ–ક્ષત્રિયની પેઠે, અસાવધાન અવસ્થામાં મ્હારો વધ કર્યો તેથી તેમનો અપયશ જગતમાં સર્વત્ર વ્યાપી જશે એમાં સંદેહ નહિં. મ્હેં રામચંદ્રજીનું કાંઇ પણ અનિષ્ટ કર્યું નહતું. તો પછી તેમણે કારણ વગર આવું

ધર્મ રહિત કૃત્ય કર્યું તેનું કારણ શું? તે નિશ્ચય ધર્મ ભ્રષ્ટ દુરાચારી અને પાપિષ્ઠ છે. તે ઉચ્છૃંખલને સીતાનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હતી તો મ્હને પ્રાર્થના કરવાથી દુષ્ટ રાવણને હું યોગ્ય શિક્ષા કરી તેમના હાથમાં જાનકીજી સોંપી દેત." આ પ્રમાણે વાલી અનેક વાક્ય બાણુ વર્ષાવવા લાગ્યો. અંતે તે ચુપ થયો. ત્યારે રામચંદ્રજી ધીમે ધીમે તેને અનેક ઉપદેશ દેવા લાગ્યા. તેમણે કહ્યુંઃ "તમે બરાબર વિચાર કર્યા વગરજ મ્હારી નિન્દા કરો છો. તમારે પ્રથમ જ વિચારવું જોઇએ કેઃ સુગ્રીવ મ્હારો મિત્ર છે. મ્હેં તેની સમક્ષ તમારો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. પ્રતિજ્ઞા પાલન કરવી એ મ્હારૂં કર્તવ્ય કર્મ છે. બીજુ, તમે સનાતન ધર્મનું ઉલંઘન કરી ભ્રાતૃવધુ ગ્રહણ કરી છે. તમારા ભાઈ સુગ્રીવ જીવિત છે. તેમની પત્ની ધર્માનુસાર તમારી પુત્ર વધુ અને કન્યા કહેવાય. તેને તમે તમારા તાબામાં રાખી છે. તમે પરસ્ત્રીગમન દ્વારા ભયંકર પાપ કર્મ કર્યું છે. તમારા જેવા અધર્મી, વિષયી, લંપટ રાજાનું રાજ્ય નષ્ટ થવું જોઇએ એજ કારણથી મ્હેં તમને યોગ્ય શિક્ષા કરી છે. કિષ્કિન્ધાનું રાજ્ય એ ઇક્ષ્વાકુ વંશના રાજાઓને આધિન છે. એ સ્થાનમાં મૃગ, પક્ષી અને મનુષ્યને દણ્ડ કે બક્ષીસ એ રાજાઓજ આપી શકે. સત્ય છે કેઃ ધર્મવત્સલ ભરત અત્યારે સમસ્ત ભૂમિના અધીશ્વર છે, પરંતુ તેમ છતાં પણ ધર્મભ્રષ્ટને દણ્ડ આપવાની મ્હારામાં શક્તિ છે. મનુમહારાજે કહ્યું છે કેઃ "જે મનુષ્ય પાપાચરણને લીધે રાજદણ્ડ ભોગવે છે તેના પાપનો ક્ષય થાય છે અને પુણ્યશીલ સાધુ પુરૂષોની પેઠે સ્વર્ગમાં ગમન કરવા શક્તિમાન થાય છે. પરન્તુ જે રાજા પાપીને દણ્ડ નહિ કરતાં તેને જવા દે છે, તે (રાજા) દારૂણ પાપ ભોગવે છે. માટે મ્હેં ધર્માનુસાર તમારો વધ કર્યો છે."

રામચંદ્રજીએ ધર્મભ્રષ્ટ વાલીનો વધ કરી તેને યોગ્ય શિક્ષા કરી હતી. એ જોકે ન્યાય પુરઃસર હતું તેમ છતાં પણ કાયર પુરૂષની

પેઠે ગુપ્ત રહીને કોઇ મનુષ્ય પ્રત્યે બાણુ ફેંકવું એ કોઇપણુ પ્રકારે વીરત્વનું કાર્ય ન કહેવાય એ તેઓ સારી પેઠે સમજતા હતા. તેમ છતાં સરલ ભાવે પોતાનો દોષ નહિ સ્વીકારતાં કૂટ યુક્તિનો માર્ગ ગ્રહણુ કરી પોતાનો દોષ નિવારણુ કરવા તેઓ પ્રવૃત્ત થયા. તેમણે વાલીને કહ્યું: "વીર! ગુપ્ત રીતે તમને બાણુ મારી હું જરાપણુ પશ્ચાતાપ કરતો નથી કિંવા મ્હને શોક પણુ થતો નથી. અનેક મનુષ્યો જાળ પાથરીને કિંવા અન્ય પ્રાપંચિક ઉપાયદ્વારા મૃગને પકડે છે. મૃગ ભય પામે અથવા વિશ્વાસ રાખી નિશ્ચિત હોય, અન્યની સાથે વિવાદ કરતો હોય અથવા દોડતો હોય, સાવચેત હોય અથવા અ-સાવચેત હોય, તેની ગમેતેવી સ્થિતિ હોય તો પણુ માંસના લોલુપ મનુષ્યો તેનો વધ કરે એમાં જરાપણુ દોષ નથી. સાંભળો! ધર્મજ્ઞ નૃપતિઓ અરણ્યમાં મૃગયા રમે છે, તમે શાખામૃગ, વાનર છો. યુદ્ધ કરો અથવા ન કરો, મ્હેં તો મૃગ સમજીને જ તમારો વધ કર્યો છે. વીર! પ્રજાના દુર્લભ ધર્મનું રાજાએ રક્ષણુ કરવું જોઇએ. રાજા તેમને શુભની પ્રાપ્તિ કરાવી આપે છે. પ્રજાએ પણુ પોતાનું સર્વ જીવન રાજાને સમર્પણુ કરેલું હોય છે. રાજા એ દેવતા છે તેથી તેનો દોષ, નિન્દા કે અપમાન કરવું અને તેને અપ્રિય શબ્દો કહેવા ઉચિત નથી."

રામચંદ્રજીનાં ઉપરોક્ત વચનો વાંચી વાંચક સજ્જનો તેમના વાલી-વધનું કાર્ય કેટલે દરજ્જે ઉચિત હતું તેનો વિચાર કરી શકશે. એ સંબંધી અમે કંઇ પણુ વિશેષ કહીએ તે યોગ્ય નથી. તેમ છતાં એટલું તો કહેવું જ પડશે કે રામચંદ્રજીએ તેને અસાવચેત દશામાં માર્યો એ ઠીક ન કર્યું. તેમના જેવા વીરબાહુ મહાપુરૂષે તો પોતાનો અન્યાય સ્વીકાર કરવો જોઇતો હતો.

ઇશ્વરની ઇચ્છાને કોણુ રોકી શકે તેમ છે? તેની ઇચ્છા આગળ મહાન્ ગણાતા પુરૂષો પણુ ભૂલ કરી દે છે! કહો કે તેનું જ કાર્ય સમ્પાદન કરે છે. રામચંદ્રજીએ પણુ તેમજ કર્યું. વાલીનો

વધ થયો. વિજળિક વેગે એ સમાચાર ચારે દિશામાં પ્રસરી ગય
વાલી–મહિષી તારાદેવીએ પણ એ અશુભ સમાચાર શ્રવણ ક
તેજ ક્ષણે તેના શોકનો પાર રહ્યો કહિ. તેના નેત્રામાંથી અશ્રુધા
નિઃસરવા લાગી; મસ્તકના વાળ છૂટી ગયા. શરીર ગાત્ર શિથિળ થ
ગયાં તેમ છતાં પણ ધૈર્ય ધારણ કરીને તે યુદ્ધ સ્થળમાં જઇ પહોંચ
તેની સાથે અનેક સખીઓ હતી. પ્રિય પતિ વાલીના મૃતક દે
નજીક બેસી તે અનેક કરૂણ વિલાપ કરવા લાગી; એ સાંભ
ભ્રાતૃવધકારી સુગ્રીવનું હૃદય પીગળી ગયું. યુવરાજ અંગદ પ
અનાથની પેઠે અશ્રુપાત કરતો કરતો પૃથિવિ પલાળવા લાગ
આ કરૂણાજનક દૃષ્ય જોઇ રામ–લક્ષ્મણનું ચિત્ત અવિચલિત ર
શકયું નહિ. અંતે કણ્ઠે પ્રાણ આવતાં જ વાલીએ સુગ્રીવને પોતા
નજીક બોલાવી પ્રેમ પૂર્વક કહ્યું: " ભાઇ સુગ્રીવ ! મ્હેં પાપ ક
કર્યું છે. મોહને વશ થઇ મ્હેં બળ પૂર્વક તમારૂં સર્વસ્વ હરણ ક
છે. તમે મ્હારો અપરાક્ષ ક્ષમા કરજો. આપણો ભ્રાતૃ સ્નેહ દીર્ઘકા
ટકવાનો નહિ હોય અને મ્હારા પ્રારબ્ધમાં રાજ્ય સુખ લખ્યું ન
હોય તેથીજ આપણા વચ્ચે વેર બંધાયું. મ્હને મ્હારા પાપકર્મ
બદલો મળી ચૂક્યો છે! ગમે તેમ પણ હવે તમે આજે વ
વાસીઓનો રાજ્યભાર ગ્રહણ કરો; મ્હારા પ્રાણ જવાની તૈયારી છે
એમ કહી તેણે સૈન્ય, પ્રાણાધિક અંગદ અને મન્દભાગિની તાર
સુગ્રીવના હસ્તમાં સમર્પણ કર્યાં. અંગદને ઉપદેશ દાન કર્યા પ
રામચંદ્રજીની ક્ષમા યાચના કરી તે અનન્ત નિદ્રામાં નિમગ્ન થયે

વાલીના મૃત્યુથી કિષ્કિન્ધા નગરી શોકાચ્છન્ન થઇ. વાલી
મૃતકદેહ પાલખીદ્વારા વહન કરી ચન્દનકાષ્ટ 'રચિત ચિતામાં મૂકું
આ પ્રમાણે તેનો અંત્યેષ્ટિ સંસ્કાર પરિપૂર્ણ થયા પછી સુગ્રીવ કિ
ષ્કિન્ધાના રાજસિંહાસન પર બેઠો. પિતાની આજ્ઞા પાલન કર
માટે રામચંદ્રજીએ નગરીમાં પ્રવેશ ન કર્યો. રામની આજ્ઞાથી કુમ
અંગદને યુવરાજ રૂપે અભિષેક કર્યો. આ સમયે વર્ષાઋતુની તૈયા

હતી. યુદ્ધમાં જવાનો હમણાં વખત ન હતો. તેથી રામચંદ્રજીએ સુગ્રીવને રાજ મહાલયમાં જઈ ત્રણ માસ નિવાસ કરવાનો આદેશ કર્યો. તેમણે પોતે પર્વતોની મનોહર ગુહા કન્દરાઓમાં નિવાસ કરવાનો સંકલ્પ કર્યો, પરન્તુ કાર્તિક માસના પ્રારંભમાં જ રાવણના વધ માટે યોગ્ય તૈયારી કરવાની સુગ્રીવને આજ્ઞા ફરમાવી.

રામ અને લક્ષ્મણ પ્રસવન નામક પર્વત ઉપર ગયા. શ્રાવણ માસની અવિરત જળધારાથી રક્ષણ પામવા માટે તેમણે એક લાંબી-પહોળી ગુહામાં આશ્રય લીધો. વર્ષા સમયે પૃથિવિએ અપૂર્વ શોભા ધારણ કરી હતી. સર્વ નદીઓ કાદવવાળાં જળથી પરિપૂર્ણ અને ઉચ્છૃંખલ બની હતી. તેમાં હંસ, ચક્રવાક આદિ જળચર પક્ષિઓ મહાન્ આનન્દપૂર્વક ક્રીડા કરતાં હતાં. આકાશ ઘનઘોર કાળાં વાદળાં-ઓથી છવાયલું રહેતું. તેમાંથી વૃષ્ટિની અવિરલ ધારા પડયા કરે છે. ક્વચિત્ ભયંકર મેઘગર્જના દ્વારા સર્વ ગુહાઓ પ્રતિધ્વનિત થઈ રહી છે. રાત્રિ અન્ધકારમયી હોય છે. વિજળી ક્ષણે ક્ષણે ચમક્યા કરે છે. ક્ષણિક જ્યોતિના પ્રભાવથી પર્વત, બગિચાઓ, અને પૃથિવિ ક્ષણે ક્ષણે અતિ ભયંકર રૂપ ધારણ કરે છે. અસંખ્ય દેડકાઓ ગંભીર સ્વરે રાત્રિની ભીષણતા જણાવી રહ્યા છે. સર્વ મયુરો કેકા-રવ દ્વારા દિગ્મણ્ડલ પરિપૂર્ણ કરી રહ્યા છે. કાદમ્બરી ને કેતકીનાં પુષ્પો, વિકશિત થઈ ચારે દિશામાં મનોહર સુગંધ પ્રસરી રહ્યાં છે. જાંબુના વૃક્ષ ઉપર ભ્રમર જેવાં કાળાં રસાલ ફળ લટકી રહ્યાંછે. કોઈક સ્થળે પક્વ આમ્રફળ વાયુના સપાટાને લીધે પૃથિવિપર પડેલાં જણાય છે.કોઈસ્થળે માતંગનાં ટોળાં, ઝરણાંના ઝર્ ઝર્ શબ્દથી આકુળ થઈ આમતેમ ભ્રમણ કરી રહ્યા છે, વળી કોઈક સ્થળે વાનરો, આનંદ-મગ્ન થઈ એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર અને બીજાથી ત્રીજા ઉપર, એમ કુદાકુદ કરી રહ્યા છે. અવિરલ વૃષ્ટિ ધારાને લીધે નદીઓ, સરોવરો, તળાવો અને ન્હાનાં મ્હોટાં સર્વ જળાશયો જળમય થઈ ગયાં છે. એ સમયે કોઈ પણ મનુષ્ય ગૃહનો ત્યાગ

ફરી અન્ય સ્થાને ગમન કરવા ઇચ્છતાં નથી. રાજાઓ યુદ્ધ કરતા બંધ પડયા હતા. હરિણુ હરિણીનાં ટોળાં લીલાં કુંજર જેવાં ક્ષેત્રો ઊપર વિચરણુ કરતાં હવે જણાતાં નથી. રામ-લક્ષ્મણુ તો નિત્ય નિરંતર ગુહામાં જ અવસ્થાન કરી રહ્યા હતા. રામે અતિ કષ્ટ-પૂર્વક તે વર્ષાઋતુ વ્યતીત કરી હતી. સીતાના વિરહને લીધે તેઓ રાત દિવસ અશ્રુપાત કરતા હતા. મેઘની ગર્જના સાંભળી તેઓ ભય પામતા. વૃષ્ટિના ઝર્ ઝર્ શબ્દો સાંભળી તેમના મનમાં સીતા સંબંધી કેટલાંએ પુરાતન સ્મરણો જાગ્રત થતાં. મયૂરના કેકારવ સાંભળતાં તેમનું હૃદય થર્ થર્ કમ્પતું. તે શબ્દ સાંભળી સીતાજીને જે આનંદ થતો તે તેમને યાદ આવતાં. શાન્ત રાત્રિને સમયે દેડકાંના ગંભીર કોલાહલથી તેમનું મન ઉદાસ થઇ જતું. ક્વચિત્ સીતાજીના દુરાવસ્થાની કલ્પના કરી તેમનું હૃદય વ્યાકુલ થઇ ઉઠતું. ક્વચિત્ તેઓ બાળકની પેઠે રોદન કરતા. ક્વચિત્ તેઓ એકચિતે સીતાજીનું જ ધ્યાન ધરતા અને ક્વચિત્ સીતાજીને પ્રાપ્ત કરવાની વાસનાથી અધીર થઈ ઉત્સુક ચિતે વર્ષાકાળ બંધ પડવાની વાટ જોતા. એ દુઃખદ સમયે ધૈર્યશીલ લક્ષ્મણજી અનેક ઉપાય દ્વારા જ્યેષ્ઠ બંધુને શાંત પાડવાનો યત્ન કરતા.

ક્રમે ક્રમે વર્ષાઋતુ શાન્ત થઈ. શરત્ ઋતુનું આગમન થયું. પૃથિવિ હાસ્ય કરતી જણાવા લાગી. આકાશ સ્વચ્છ-સુંદર જણાવા લાગ્યું. વૃક્ષ લતા, ફળ પુષ્પ સુશોભિત થઈ સર્વ સ્થળો સ્વચ્છ જણાવા લાગ્યાં. માર્ગમાંથી કાદવ દૂર થયો. જળ નિર્મળ થયાં. જળા-શયો કુમુદ-કલ્હાર વડે પ્રફુલ્લિત થઇ ઉઠયા. વૃક્ષ-લતા, પુષ્પ ફળ, વન-ઉપવન, ગિરિ-નદી, પશુપક્ષી, કીટ-પતંગ, અને નર-નારી સર્વના મુખ ઉપર એક પ્રકારનો દિવ્ય આનંદ પ્રકાશવા લાગ્યો. રામચંદ્રજીએ એ આનંદ હૃદયમાં અનુભવ્યો ખરો પરન્તુ સીતાજીના વિરહમાં તે ઘોર વિષાદના રૂપમાં બદલાઇ ગયો. સૈન્ય સંગ્રહ કર-વાનો સમય લગભગ વ્યતીત થવા લાગ્યો. સુગ્રીવ તો રાજરાણી રૂમા અને તારા આદિ પ્રેમદાયિનીઓના પ્રણયમાં આનંદ ઉપભોગ

કરતો હતો. જે મિત્રની કૃપાથી તેને રાજલક્ષ્મી પ્રાપ્ત થઇ અને જેના સ્નેહ કટાક્ષથી તે આજે એક રાજન્ થવા પામ્યો છે તે બંધુનું દુઃખ તો તે તદ્દન વિસ્મૃત થયો! તેનું તો તેને એક ક્ષણ પણ સ્મરણ થતું નહિ! તેની આવી સ્થિતિ જોઇ રામચન્દ્રજીને અતિશય ક્રોધ થયો. સુગ્રીવને તેની પ્રતિજ્ઞા યાદ કરાવવા માટે જ રામચન્દ્રજીએ લક્ષ્મણને તેની પાસે મોકલ્યા.

લક્ષ્મણજી ક્રોધાગ્નિથી પ્રજવલિત થઇ સાક્ષાત્ અગ્નિની પેઠે મૂર્તિ ધારણ કરી સર્વના મનમાં ત્રાસ પમાડતા હાથમાં ધનુષ્યબાણ ગ્રહણ કરી કિષ્કિન્ધાના નગર-દ્વાર નજીક જઈ ઉભા. તેમની ભયંકર મુખાકૃતિ જોઈ સર્વ વાનરો આમતેમ ન્હાસવા લાગ્યા. લક્ષ્મણને ક્રોધાયમાન જોઇ યુવરાજ અંગદ ભય પામી તેમની સમીપ ગયો, અને નમ્રતાપૂર્વક તેમની મનેચ્છા પૂછવા લાગ્યો. તેમની ઇચ્છા જાણ્યા પછી યુવરાજે અંતઃપુરમાં પ્રવેશ કરી સુગ્રીવને તેમના આગમન સમાચાર નિવેદન કર્યા. મદ્યપાન કરી વિહ્વલ થયેલો સુગ્રીવ પ્રમોદ-શય્યામાં શયન કરી રહ્યો હતો. લક્ષ્મણ ક્રોધાયમાન થઇ નગરદ્વાર સમીપ ઉભા છે એ સાંભળી તેને અતિશય ચિન્તા થઇ. તેમને તુરત જ અંતઃપુરમાં તેડી લાવવા માટે બુદ્ધિમતી રાણી તારાને મોકલી. સુંદર સ્વરૂપવાન તારા મદ-વિહ્વલ નેત્રે, મંદમંદ ગતિએ લક્ષ્મણ નજીક આવી ઉભી. વેગળેથીજ નૂપુરધ્વનિ સાંભળી લક્ષ્મણજી એક બાજુએ ઉભા અને એક સ્ત્રીને સામે ઉભેલી જોઇ ક્રોધરહિત થઇ મસ્તક નીચું નમાવી દીધું. તારાએ સુમધુર પ્રિય વાક્યોચ્ચારદ્વારા લક્ષ્મણનો ક્રોધ ઉતારી દીધો. તે બોલી, "સુગ્રીવ આપનો મિત્ર છે, તેથી તેમને આપના બંધુના જેટલું માન આપવું જોઇએ. પોતાનો બંધુ અપરાધી હોય તો પણ તેના પ્રત્યે ક્રોધ દર્શાવવો એ બુદ્ધિમાનનું કર્તવ્ય નથી. સત્ય છે કેઃ સુગ્રીવ મોહને વશ થઇ વિષય સુખમાં નિમગ્ન થયા છે પરન્તુ તેઓ રામચંદ્રજીનો ઉપકાર એક ક્ષણ પણ ભૂલ્યા નથી, રાવણનો વધ અને સીતાજીનો ઉદ્ધાર કરવાની

તેમણે જે પ્રતિજ્ઞા લીધી છે તે પાલન કરવા તેઓ સર્વદા ઉત્સુક છે. તેમણે સૈન્ય સંગ્રહ કરવાની આજ્ઞા ક્યારનીએ ફરમાવી દી છે. થોડા દિવસમાં સૈન્ય એકત્ર થઈ જશે. આપ મ્હારી સ પધારો." તારાનાં સુમિષ્ટ વાક્ય શ્રવણ કરી લક્ષ્મણજીનો ક્રો શાંત પડયો. તેઓ તારાની સાથે અંતઃપુરમાં ગયા, ત્યાં તેમણે સુગ્ર વને મળી પોતાના મનના વિચાર દર્શાવ્યા. રાવણવધની ઉતાવ તૈયારી કરવા જણાવ્યું.

લક્ષ્મણે તારાની સાથે અંતઃપુરમાં પ્રવેશ કર્યો તે સમયે સુગ્ર ત્યાં વિલાસ શય્યામાં પડયો હતો. તેને જોઇ તેમણે અતિશય તિ સ્કાર કર્યો. તેમણે કહ્યુંઃ "રામે વાલીનો વધ કરી તમને રાજ અપાવ્યું છે ત્યારે કલંકની વાર્તા એ છે કેઃ તમે અકૃતજ્ઞ બની રામ ઉપકાર ભૂલી જઇ નિશ્ચિંત ચિત્તે મહાનમાં ભરાઈ રહ્યા છો. વ ઋતુ સમાપ્ત થઇ શરત્‌ઋતુ શરૂ થઇ છે. યુદ્ધમાં જવાનો સ થયો છે. સીતાના શોકથી રામચંદ્રજી હતાશ થઇ રહ્યા છે. ઉપકાર બદલો વાળવાનો તમને લાગ મળ્યો છે. તમે જો પ્રતિજ્ઞાપાલન ન કરો તો વાલી જે માર્ગે ગયો છે તેજ માર્ગે તમારે જવું પડશે. લક્ષ્ ણનાં આવાં કઠોર વચનો સાંભળી સુગ્રીવ બહુ દિલગીર થયો. તે નમ્ર વચનોચ્ચાર કરી લક્ષ્મણજીને પ્રસન્ન કર્યા. ક્રોધને વશ થઇ એ મિત્ર પ્રત્યે કઠોર વચનો કહેવા માટે લક્ષ્મણને પણ લજ્જા ઉત્પ થઇ. તેમણે તુરતજ ક્રોધરહિત થઈ સન્માન સૂચક શબ્દોદ્વારા સુગ્ર વનું ગૌરવ વધાર્યું. ત્યાર પછી કપિરાજ હનૂમાન વગેરે મંત્રીઓ સલાહથી ચારે દિશામાંથી વાનરસૈન્ય સંગ્રહ કરવાની આજ્ઞા ફરમા એ સાંભળી તત્ક્ષણાત્ રાજદૂતો ચારે દિશામાં પ્રયાણ કરી ગયા.

સુગ્રીવ લક્ષ્મણની સાથે પાલખીમાં બેસી પ્રસ્રવન નામક પર્વ ઉપર રામચંદ્રજીની પાસે ગયો. બંધુ લક્ષ્મણનો ઉદ્યોગ જોઇ રા અતિશય પ્રસન્ન થયા. પૃથિવિની ધૂળ ઉરાડતા સર્વ વાનરો ચ દિશામાંથી કિષ્કિન્ધામાં આવી એકત્ર થયા. સુગ્રીવની આજ્ઞાથી સીત

જીનો શોધ કરવા માટે તેઓને ચારે દિશામાં મોકલવામાં આવ્યા. કોઇ એક ટોળું પૂર્વ દિશામાં, કોઇ પશ્ચિમ દિશામાં. કોઇ ઉત્તર દિશામાં અને કોઇ દક્ષિણ દિશામાં ચાલ્યું ગયું ! છેલ્લા ટોળામાં મહાબળવાન હનૂમાન, યુવરાજ અંગદ, મંત્રી જામ્બુવાન વગેરે મૂખ્ય મૂખ્ય વાનરો વિદ્યમાન હતા. સીતાજીના સમાચાર લાવવા માટે સુગ્રીવે સર્વ વાનરોને મળી એક મહિનાની મુદત માગી હતી. એટલા સમયમાં જો તેઓ શુભ સમાચાર સહિત પાછા નહિં ફરે તો તેમને ભારે દણ્ડ સહન કરવો પડશે એમ પણ તેણે સર્વને વિદિત કર્યું હતું.

વાનરો સીતાજીનો શોધ કરવા ગયા તેને એક મહિનો પરિપૂર્ણ થઇ ગયો. અંતે સીતાજીના સમાચાર મેળવ્યા વગર જ સર્વ વાનરો કિષ્કિન્ધા પાછા ફરવા લાગ્યા. મહાવીર વિનત પૂર્વ દિશામાંથી, શતબલી ઉત્તર દિશામાંથી, અને સુસેન, સૈન્યસહિત ભયગ્રસ્ત ચિત્તે પશ્ચિમમાંથી આવી પહોંચ્યા. તેઓ પ્રસ્રવન પર્વત ઉપર રામ–સુગ્રીવની નજીક જઈ પોતાના યત્નની નિષ્ફળતા જણાવવા લાગ્યા, હનૂમાન અને અંગદ આદિ વાનર–શ્રેષ્ઠ હજી પણ પાછા ફર્યા નહતા તેથી રામચંદ્રજી સીતાના શોધ સંબંધી છેક જ નિરાશ ન થયા.

અંગદ આદિ વાનરોએ દક્ષિણદિશાના સર્વ પ્રદેશોમાં બહુ બારિકાઇથી સીતાનો શોધ કર્યો, પરન્તુ કોઇ પણ સ્થળે તેમનાં દર્શન થયાં નહિ. શોધ કરતાં કરતાં તેઓ અનેક સ્થળે અનેક પ્રકારની વિપદ્ જાળમાં સપડાતા. અનેક યત્ન અને અનેક પરિશ્રમ કર્યો પરન્તુ કોઇ પણ પ્રકારે સુફળ પ્રાપ્ત થયું નહિ. આ પ્રમાણે ભ્રમણ કરતાં કરતાં તેમને મળેલી એક મહિનાની મુદત વીતી ગઇ, અંતે સીતાજીના શોધ સંબંધી તદન નિરાશ થઈ રામ અને સુગ્રીવના ભયથી સમુદ્ર કિનારે બેસી પ્રાણવિસર્જન કરવાનો સંકલ્પ કરી સર્વ એકત્ર થયા. સમુદ્ર કિનારે એક પર્વત ઉપર સમ્પાતિ નામક એક વિહંગરાજ નિવાસ કરતા હતા. તેઓ જટાયુના ભ્રાતા થતા હતા. વાનરોને પોતાનું ભક્ષ્ય સમજી સમ્પાતિ આનંદપૂર્વક તેમની સમીપ

ગયાં. પરન્તુ તેમને મુખેથી રાવણને હસ્તે તેના ભ્રાતા જટાયુ મૃત્યુ અને તેજ રાક્ષસ દ્વારા સીતાજીના હરણના અપ્રિય સમ ચાર સાંભળી તેને બહુ દુઃખ થયું. સમ્પાતિ રાવણ અને સીતા સમાચાર જાણતો હતો, તે તેણે સર્વે વાનરોને નિવેદન કર્ય રાવણ સમુદ્રને સ્હામે કિનારે લંકાદ્વીપમાં નિવાસ કરે છે, તે પાપ સીતાજીને લઇ જઇ લંકામાંજ રાખ્યાં છે, વાનરો સમુદ્ર ઉલંઘ કરે તોજ સીતાજીનાં દર્શન કરવા સમર્થ થાય એવા શુભ અ પ્રિય સમાચાર સાંભળતાં જ વાનરો આનંદ પ્રફુલ્લિત થયા. તેમ મુખમાંથી એક તુમુલ કિલકિલાટ્ ધ્વનિ ઉત્પન્ન થયો. મૂખ્ય વાન સાગર–ઉલંઘન કરવાનો સંકલ્પ કરવા લાગ્યા, પરન્તુ તેમ કર કોઇ અગ્રસર થતું નહિ ! અંતે હનૂમાનજીએ પોતાની અલૌકિ શક્તિ ઉપર વિશ્વાસ રાખી સાગર–ઉલંઘન કરવાનો સંકલ્પ કર્યો ત્યાર પછી મહા બળવાન પવન કુમારે સર્વને આમંત્રણ ક ઉત્તુંગ નામક પર્વત ઉપર આરોહણ કર્યું, અને ભીમરૂપ ધારણ ક મહાન્ તેજ પૂર્વક આકાશ માર્ગે કૂદકો માર્યો. જળચર, સ્થળચ અને શૂન્યચરો તેમના હુંકાર ધ્વનિથી ભય પામી આમતેમ પલ યન કરી ગયા. તેમના ગમન વેગને લીધે એક પ્રબળ વાયુ ઉ સ્થિત થયો. સમુદ્રના જળ તરંગો પણ વેગપૂર્વક ઉછળવા લાગ્ય વાનરો એ તરફ વિસ્મિત લોચને દષ્ટિપાત કરવા લાગ્યા. જો જોતામાં મહાવીર પવનકુમાર મહાન્ વાવાઝોડાથી ભરેલા અન સાગરની અસ્પષ્ટ સીમા તરફ અદશ્ય થઇ ગયા.





## दशम अध्याय.

### लंका पर चढाई.

સમુદ્રની મધ્યમાં લંકાદ્વીપ આવેલો છે. લંકા એ જાણે પ્રકૃતિદેવીનું લીલા સ્થાન હોય તેમ પરમ રમણીય સ્થળ છે. લંકામાં મનોહર વન, ઉપવન, શૈલ, કાનન, ગિરિ-ગુહા, નદનદી, લીલાં ધાન્ય ક્ષેત્રો અને ઉદ્યાન સરોવરો આવેલાં છે. ત્રિકૂટ નામક એક પર્વત ઉપર લંકાપુરી પ્રતિષ્ઠિત છે. તેની ચારે દિશામાં ઓળંગી શકાય નહિં એવી, રાક્ષસોની ચૅાકીવાળી ઉંડી ખાઇ છે. નગરીની ચારે દિશામાં સોનાની દિવાલો છે. તેમાં અતિં ઉચ્ચ સુંદર ગૃહો અને મનોહર સુવિશાળ રાજમાર્ગો છે. સર્વત્ર મહાલયો છે. ઠેકઠેકાણે સુવર્ણના સ્તંભ અને સુવર્ણની જાળીયો છે. કોઇ સ્થળે સાત માળનાં અને કોઇ સ્થળે આઠ માળનાં મકાન આવેલાં છે. સર્વત્ર સુવર્ણની પતાકા અને લતાકીર્ણ તોરણો જણાય છે. નગરી પર્વત ઉપર આવેલી હોવાથી વેગળેથી જોતાં જાણે તે ગગનમાં ઉડતી હોય એવી જણાય છે. એમાં સ્થળે સ્થળે શતઘ્ની અને શૂલ અસ્ત્રો તથા ચારે દિશામાં ભયંકર રૂપવાળા રાક્ષસોનું સૈન્ય આવેલું છે. એ નગરીના મધ્યમાં અનેક સ્થળે નાના પ્રકારનાં ઉદ્યાન, બનાવટી બગિચાઓ, અને કમળવડે સુશોભિત સ્વચ્છ સરોવર છે. કોઇ સ્થળે પુષ્પાગાર, કોઇ સ્થળે ચિત્રશાળા, કોઇ સ્થળે ક્રીડાભુમિ, કોઇ સ્થળે વિસ્મયકારક ભોંયરાં, અને કોઇ સ્થળે મ્હોટી મ્હોટી સુરંગો અને તેમાં મકાનો બનાવેલાં જોવામાં આવે છે. મહાન્ દુષ્ટ, પાપી રાવણ એ મનોહર લંકાપુરીનો અધીશ્વર છે. વિશ્રવા નામક એક બ્રાહ્મણ અને નિકષા નામક એક રાક્ષસીના સંયોગથી રાવણનો

જન્મ થયો હતો. એના બે ભ્રાતાઓનાં નામ કુમ્ભકર્ણ અને વિભીષણ છે. કુમ્ભકર્ણ ભયંકર આકૃતિનો કદરૂપો અને રાવણના જેવોજ દુષ્ટ-પામર હતો, પરન્તુ સર્વથી ન્હાનો વિભીષણ જિતેન્દ્રિય, સદ્ગુણ સમ્પન્ન અને ધર્મપરાયણ હતો. તે રાવણનાં પાપાચરણ જોઇ મનમાં ને મનમાં અતિશય સંતાપ કરતો, અને તેનાં અધર્મકૃત્યનો તિરસ્કાર કરવા કદીપણ ચૂકતો નહિ! ઇન્દ્રિયજિત નામક રાવણને એક પુત્ર હતો. તે પામર પણ પિતાના જેવો પાપી અને અધર્મી હતો.

રાવણ એ ઇચ્છાનુસાર વર્તનાર, ઇન્દ્રિય પરવશ, અને ભોગલાલસાથી પરિપૂર્ણ હતો. તેણે કેવળ પાર્થિવ સુખ-ઐશ્વર્યની વૃદ્ધિને માટે જ બહુ કાલપર્યંત શંકરભગવાનની તપસ્યા કરી હતી. તેથી તેને શંકરે વરદાન આપ્યું હતું. શંકરના વરદાનનો તેણે દુરૂપયોગ કર્યો હતો. એ મહાન્ દુષ્ટે, સનાતન ધર્મનું ઉલંઘન કરી અસંખ્ય નારીઓનું હરણ કરી તેમને પોતાના અંતઃપુરમાં લાવી રાખી હતી. મંદોદરી એ તેની મૂખ્ય રાણી હતી. મન્દોદરી બુદ્ધિમાન હોવા છતાં પણ પાપાસક્ત પતિને ધર્મમાર્ગે ચઢાવવા સમર્થ થઇ નહિ! શૂર્પણખા એ રાવણની ભગિની હતી એ પૂર્વેજ જણાવવામાં આવ્યું છે. ભગિની પણ ભ્રાતાના જેવીજ હતી. એ પાપિણીએ કામ-વશ થઇ પંચવટીમાં જઇ વનવાસી રામ-લક્ષ્મણને એ સંબંધી પ્રાર્થના કરી હતી. એ માટે લક્ષ્મણે તેને યોગ્ય દણ્ડ દીધો હતો. શૂર્પણખાએ જ લંકા જઇ રાવણને સીતા હરણ કરવા ઉત્સાહ પ્રેર્યો હતો. અમારા વાંચકો તે સારી પેઠે જાણે છે. રાવણે સીતાજીનું હરણ કરી તેમને લંકામાં લાવી રાખ્યાં હતાં. દીપકની જ્યોતિ ઉપર મોહ પામેલા પતંગીઆંની પેઠે તે સીતાજીના અલૌકિકરૂપ ઉપર મોહ પામ્યો હતો. વાસ્તવિક કહીએ તો સીતાદેવી અતિશય સુન્દર સ્વરૂપનાં હતાં. સર્વાંગ સુન્દર રમણીઓ જગત્‌માં અનેક હોય છે પરન્તુ સીતાજીની તુલના સહજે કોઇ સાથે થઇ શકે એમ નથી. સીતાજી સ્વાભાવિક

ાજ દેવતાના જેવાં સૌન્દર્યવાન હતાં. તેમાં વળી યૌવન સીમાની
ાર હતાં. કેવળ એ બે ગુણનો એકત્ર સમાવેશ થતાં જ કોઇપણ
ને શ્રેષ્ઠ–સુન્દર કહી શકાય પરન્તુ સીતાજીમાં એ સિવાય બીજા
ેક સદ્દગુણ વિદ્યમાન હતા; જે વડે તેઓ જગતમાં અતુલનીય
ાયાં છે. સીતાજીના સૌન્દર્યમાં ચાંચલ્યનો લેશ પણ અંશ નહતો.
ની દૃષ્ટિ સરલ, સ્થિર અને શાન્ત હતી. તેમનું મુખમણ્ડલ
ૌકિક પ્રતિભા સમ્પન્ન અને તેમના નેત્રમાંથી પવિત્રતા જાણે
યજ્યોતિરૂપે નિઃસરતી જણાતી હતી. તેમનાં દર્શન કરતાં જ
માં એકાએક વિસ્મય સહિત ભયનો સંચાર થતો, અને એવુંજ
ાતું કેઃ જાણે તેઓ સ્વાભાવિક તેજવડે અગ્નિની પેઠે પ્રદીપ્ત થઇ
ા છે. સીતાજીની નજીક નિવાસ કરતાં ગમે તેવા પાપી મનુષ્યના
મનોભાવ દૂર થઇ જતા. મન, પૃથિવિની દુર્ગંધમય કાદવ, કીચ-
ળી ભૂમિનો ત્યાગ કરી કોઇએક દેવરાજ્યમાં વિચરણ કરતું, અને
ા શ્રદ્ધા તથા પ્રેમ સહિત તેમનું પૂજન અર્ચન કરવાનું જ મન
. અલૌકિક સરલતા અને પવિત્રતાના ગુણથી સીતાદેવી સાક્ષાત્
ત્માતા હોય તેવાં જણાતાં. અતિશય પાપાત્માઓ પણ તેમની
ક્ષ જતાંજ થર્‌થર્ કમ્પાયમાન થતા. એજ સીતાદેવીના સૌન્દ-
મૂખ્ય વિશેષત્વ હતું. એ વિશેષત્વને લીધેજ તેમની સ્વાભાવિક
રતામાં સેંકડોગણી વૃદ્ધિ થઇ હતી. ભગિનીને મુખેથી રાવણે
ાજીની સુંદરતાનું વૃતાન્ત શ્રવણ કરી તેમનું હરણ કરવાનો સંકલ્પ
પરન્તુ ભગિનીનું વૈર લેવું એ સીતાહરણનો મુખ્ય ઉદ્દેશ્ય હતો.
ાણને વેશે રાવણે પંચવટીની પર્ણકુટીરમાં સીતાજીનાં દર્શન કર્યા
ક્ષણે તે તેમને શ્રેષ્ઠ સુન્દરી સમજી શકયો હતો. તેના અંતઃ-
ાં અનેક સુન્દર સ્ત્રીઓ હતી પરન્તુ સીતાજી જેવી અતિ–રૂપ
ાન કોઇપણ નહતી એ તેના ધ્યાનમાં ઉતર્યું હતું. નીચ આશ-
ા રાવણ સીતાજીનાં દર્શન કરતાંજ રૂપ–આસક્ત થયો ખરો
તુ તે પ્રબળ અને દુષ્ટ હોવા છતાં પણ સીતાદેવીના સન્મુખ ઉભો

હતો તે વખતે તેના હૃદયમાં એક પ્રકારનો ભય સંચાર થયો હતો.

સીતાજી અબળા નારી હતાં. તેમનાં દર્શન કરી દિગ્વિજયી રાવણનું હૃદય ભય પામ્યું હતું કે ?

અબળા સીતાદેવીને જોઇ રાવણ જરા પણ ભય પામ્યો નહતો. ભય પામ્યો હોત તો તેમનું બળપૂર્વક હરણ કરી શકત શી રીતે ? પરન્તુ પાપિષ્ઠ બુદ્ધિના રાક્ષસે સીતાના હૃદયમાં રહેલી અલૌકિક પવિત્રતા અને પુણ્યતેજ તેમના મુખ મણ્ડળ ઉપર પ્રકાશતું જોઇ એકાએક તેના હૃદયમાં કમ્પ થયો હતો. પુણ્ય પ્રભા સમક્ષ પાપ સંકુચિત થયું હતું. પવિત્રતાની સમક્ષ અપવિત્રતાએ પરાજય માન્યો હતો, અને નૈતિકબળ સમક્ષ આસુરીબળ નિર્બળ થયું હતું, પરન્તુ આ જડજગત્‌ના અખણ્ડનીય નિયમ અનુસાર પ્રબળ આસુરી શક્તિએ દુર્બળ ઉપર આધિપત્ય જમાવ્યું. બળવાન રાવણે સીતા જેવી અબળા ઉપર હુમલો કર્યો. રાવણે સીતાનું હરણ કર્યું ! સીતાજીને બળે ઉચકી પોતાના રથમાં બેસાડયાં અને ત્યાંથી આકાશ માર્ગે પ્રયાણ કર્યું. સીતાજીનું હરણ તો કર્યું, પરન્તુ તેથી શું પાપનો પુણ્ય ઉપર વિજય થયો ? તેથી શું અધર્મે ધર્મનો પરાજય કર્યો ? ના, કદી પણ નહિ. રાવણે સીતાજીને લંકાપુરીમાં લાવી કેટલાએ સુખનો લોભ બતાવ્યો, કેટલોએ ભય બતાવ્યો, પરન્તુ પતિવ્રતા, પતિપ્રાણા, સીતાદેવીએ તેના સુખ–વિલાસને તુચ્છ માન્યા, તેના ભયની દરકાર જ કરી નહિ ! મૃત્યુ એક વખત આવવાનું જ છે તો પછી ધર્મ પરાયણ રહી મરણને શરણ થવું તેમને ઇષ્ટ લાગ્યું. તેઓ એક અસહાય અબળા અને વળી શત્રુની નગરીમાં હોવા છતાં પણ તેમણે રાવણના અનેક તિરસ્કાર કરી અશ્રુપૂર્ણ નેત્રે ક્રોધાયમાન સિંહણની પેઠે ગર્જના કરતાં કહ્યું: " સાંભળ દુષ્ટ ! અત્યારે આ શરીર નિર્બળ અને જર્જરિત થયું છે. ત્હારી ઇચ્છામાં આવે તો એનો વધ કર અથવા દોરડાંથી બાંધી દે પરન્તુ હું હવે જીવન ધારણ કરીશ નહિ તેમ જ જગત્‌માં સતીત્વહીનનું કલંક પણ રહેવા દઇશ નહિ. હું

ર્મશીલ રામચંદ્રજીની ધર્મપત્ની છું. હું ધર્મથી રહિત કદી પણ થઇશ
હિ. તું પાપી કદી પણ મ્હને સ્પર્શ કરી શકશે નહિ."

પુણ્યના તેજ સમક્ષ પાપ એક ડગલું પણ અગ્રેસર થઇ શક્યું
હિ. રાવણ તેજ સ્થળે સ્તબ્ધ-સ્થિર થઇ ઉભો રહ્યો!

રાવણ અબળા સીતાદેવીનું બળપૂર્વક હરણ કરી તેમને લંકામાં
ાવ્યો તો ખરો, પરન્તુ સીતાજીના ધર્મબળને લીધે તેની પાપવાસના
રિપૂર્ણ થઇ નહિ! કહો કે: પવિત્ર સીતાજી સમક્ષ અપવિત્ર
વણનો પરાજય થયો! ધન, રત્ન, ઐશ્વર્ય, સત્તા અર્થાત્ જે જે
સ્તુઓ વડે કોઇ પણ સામાન્ય સ્ત્રીનું હૃદય વિચલિત થઇ ઉઠે તે
ર્વે વસ્તુઓ અર્પણ કરવા રાવણે સીતાજી સમક્ષ કબુલ કર્યું. પરન્તુ
ામ કરવાથી-એવા અનેક લોભ બતાવવાથી સીતાજીનું મન લોભાવું
ર રહ્યું, તે તો ઉલટું ભયંકર રૂપ ધારણ કરવા લાગ્યું. સીતાજીના
ાવા મનોભાવ જોઇ રાવણ ક્ષુધાતુર સિંહની પેઠે અતિશય ક્રોધે
રાયો. તે સીતાને જોઈ અતિશય મુગ્ધ થયો હતો. સીતાજીના
માગમમાં અનન્ત કાલ રહેવા છતાં તેની વાસના અતૃપ્ત રહે એમ
. રાવણે અનેક રમણીઓને પોતાના અંતઃપૂરમાં લાવી રાખી હતી
રન્તુ સીતાજીની પેઠે કોઇ તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તે એમ નહતું. સીતા-
ની એવી વૃત્તિ જોઇ દુષ્ટ બુદ્ધિનો રાક્ષસ સમજવા પામ્યો હતો
: રામ-પત્ની સીતા એ કાંઇ સામાન્ય સ્ત્રી નથી. તે તો સિંહણ
માન તેજ ગર્વિત અને તદ્દન પતિ પરાયણ છે, તેથી તેને અના-
ાસે વશ કરવાની કોઇનામાં સત્તા નથી. તોપણ કોઇ પ્રકારના છળ,
ળ, પ્રપંચ, કૌશલ આદિ ઉપાયો દ્વારા કદાચ તે વશ થઈ શકે ખરી.

રાવણ, કામમુગ્ધ થયો હતો. તેણે ધાર્યું હોત તો તે દુષ્ટ રાક્ષસ
ં સીતાદેવી ઉપર બળ પ્રયોગ ન કરી શકત?

બળવાન મનુષ્ય દુર્બળને દુઃખ થઇ શકે એ સત્ય છે પરન્તુ
ર્મબળ આગળ આસુરી બળ તદ્દન સામર્થ્ય શૂન્ય થઇ જાય
ે એનાં દૃષ્ટાન્ત જગત્માં વિરલ નથી. પ્રબળ પરાક્રમી દુષ્ટ રાજાઓ

અસહાય ધર્મવીરના એક પણ કેશને સ્પર્શ કરવા સમર્થ થતા નથી. ખુનીઓની તીક્ષ્ણ તલવાર તેમની કમ્પાયમાન થતી ક્ષીણ મુઠીમાંથી પૃથિવિ પર પડી જાય છે, તેજ પ્રમાણે સાક્ષાત્ કાળ સદશ પ્રબળ પીડાકારી દુષ્ટ લોકો એક ક્ષીણ પ્રાણના દુર્બળ મનુષ્યની ચારે દિશામાં મંત્ર મુગ્ધવત્ ઉભાજ રહી જાય છે ! જગત્માં એવાં દષ્ટાંત અતિ વિચિત્ર કહેવાય છે ! સત્ય છે કે; ક્વચિત્ દુર્બળ મનુષ્યો પ્રબળ મનુષ્યના અત્યાચારથી અતિશય દુઃખી થાય છે, શત્રુઓના ત્રાસથી રક્ત માંસમય ક્ષણભંગુર શરીર ક્વચિત્ થરથરી જાય છે, તેમ છતાં પણ પુણ્ય તેજનો એકાએક પરાજ્ય કરે, ધર્મનિષ્ઠનો ધર્મ ચૂકાવે અને સત્યનો લોપ કરે, એવી શક્તિ તો કોઇનામાં છેજ નહિ ! તેજસ્વી પુરૂષો તો ધર્મ રક્ષણને માટે આ અસાર, અનિત્ય જીવનને તુચ્છ માને છે. ધન્ય એમની ધર્મશ્રદ્ધા ! એજ ધર્મશ્રદ્ધા મનુષ્યને સ્વર્ગ સમાન સુખ અર્પે છે ! ધર્મજ્ઞ પુરૂષો, દુઃખની અનિત્યતા દર્શાવવા અને આસુરી પ્રકૃતિના દુષ્ટોને બોધ આપવા સ્વેચ્છાપૂર્વક હાસ્યભરિત વદને ભડભડતા અગ્નિમાં પ્રવેશ કરે છે, અને ઘાતકની ચળકતી ખુલ્લી તલવાર નીચે એકદમ મસ્તક નમાવવા જરા પણ સંકોચ પામતા નથી. ધન, માન, ઐશ્વર્ય અને જીવન સર્વસ્વ કદાચ નષ્ટ થઇ જાય તો ભલે પરંતુ જે પ્રકારે ધર્મનો વિજય થાય, તેવોજ યત્ન ધર્મવીર મનુષ્ય કર્યા વિના કદી પણ રહેશે નહિ ! પછી તે નર હો કે નારી, બાળક હો કે વૃદ્ધ પણ ધર્મનો પ્રભાવ અચળ અને અખણ્ડ રાખવા અસમર્થ થતાં જ તે પ્રાણ વિસર્જન કરી દે છે, કારણ કે ધર્મ એજ તેનો એક માત્ર આધાર હોય છે. તે આધાર એકદમ વિનષ્ટ થાય તો પછી તિરસ્કારયુક્ત જીવન ધારણ કરવાનું પ્રયોજન શું ? ધર્મ પ્રાણ જાનકિની આધ્યાત્મિક–શક્તિ સમક્ષ રાવણની આસુરી શક્તિ સંકુચિત થઇ હતી, તેથી જ તે દુષ્ટની પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ ભયગ્રસ્ત થઇ તેમના ઉપર બળપ્રયોગ કરી શક્યો નહિં. રાવણ જે જે

સમયે સીતાજીની નજીક જઇ ધન રત્નાદિનો લોભ બતાવીને અને ક્વચિત્ ક્વચિત્ ભય દર્શાવીને તેમને ધર્મ માર્ગમાંથી વિચલિત કરવાનો પ્રયત્ન કરતો તે તે સમયે સીતાજી અભિમાન પૂર્વક બન્નેની વચમાં એક તૃણ મૂકી દેતાં. દુરાત્મા રાવણમાં એટલી શક્તિ ન હતી કે તે તૃણને ઓળંગી સીતાજીના એક કેશને પણ સ્પર્શ કરી શકે. એવે સમયે ધર્મ એજ સીતાજીનું રક્ષણ કરતો હતો, તેથી અધર્મનું સામર્થ્ય શું કે તે ધર્મથી રક્ષણ પામતી સીતાજી સમક્ષ એક ડગલું પણ વધી શકે! એ ઉપરાંત રાવણ એમ પણ સમજી શક્યો હતો કે; સીતાજી મહાન્ તેજસ્વી છે. તેમનો સ્વભાવ સામાન્ય સ્ત્રી જેવો નથી. તે પતિવ્રત ધર્મનું રક્ષણ કરશે, તે પતિને જ પોતાનો પ્રાણ સમજે છે, તે પતિને જ આંલોક અને પરલોકનો ઇષ્ટદેવ, કલ્યાણકારક પ્રભુ સમજે છે, તે સતી ધર્મનું પાલન કરે છે, તે મહાન્ સતી છે. તે પ્રાણાન્ત પર્યંત અન્ય પતિને સ્વીકારશે નહિં, તે પરપુરૂષને ભ્રાતા કે પિતા જ સમજે છે. વિષયભોગ સુખને તે તુચ્છ માને છે. ધર્મનું રક્ષણ કરવા તે સદા સર્વદા તત્પર જ છે. ધર્મને ત્યજી દેવા પહેલાં તો સીતા નિશ્ચય મરણ પામે એમ છે. સીતાને મૃત્યુ ભય જ નથી. તે તો ધર્મભ્રષ્ટ અવસ્થામાં આવતાં પહેલાં મૃત્યુને આલિંગન કરવા સર્વદા તૈયાર જ છે. સીતાજીના એવા મનોભાવ હોવા છતાં રાવણ જો તેના પર બળપ્રયોગ કરે તો નિશ્ચય તેઓ આત્મહત્યા કરે એવું તે સારી પેઠે સમજી શક્યો હતો. તેમ છતાં પણ સીતાજીને જ રાજરાણી બનાવી તેમની સાથે અનન્તકાલ પર્યંત નિવાસ કરવાની રાવણને મહદ્ અભિલાષા હતી પણ સીતાના મરણ પર્યંત તેની તે અભિલાષા પરિપૂર્ણ થાય તેમ ન હતું. તેથી જ બુદ્ધિમાન રાવણે આત્મ સંયમ કરી સીતાજીને એક વર્ષનો સમય આપ્યો હતો. એક વર્ષમાં જો સીતાજી તેની ઇચ્છા પ્રમાણે કબૂલ નહિં કરે તો રાક્ષસીઓ સીતાજીનું દેહ-માંસ રાવણને ભોજન કરવા પિરસશે. નિશ્ચય તો આવો જ થયો હતો.

સીતાજીને એક વર્ષનો સમય આપવાનું ગુપ્ત કારણ શું હતું? રાવણે ધાર્યું હતું કેઃ "પતિવ્રતા સીતાને હમણાં જ પતિનો વિયોગ થયો છે. તેના શોકમાં તે દુઃખી થઇ રહી છે, તેથી જ તે મ્હારો તિરસ્કાર કરે છે. એ શોક ધીમે ધીમે ઓછો થતાં જ તે રામને ભૂલી જશે. પોતાના ઉદ્ધારનો માર્ગ નહિં જૂવે અને ભયંકર રાક્ષસીઓ દ્વારા નિત્ય પીડા પામશે, એટલે ઇચ્છા નહિં હોય તે છતાં પણ અંતે તે મ્હારો સ્વીકાર કર્યા વિના રહેશે નહિ! તેમ થવાથી મ્હારી મનવાસના તૃપ્ત થશે. મ્હેં સેંકડો સ્ત્રીઓને આ પ્રમાણે સમય આપી મ્હારી મનકામના પૂર્ણ કરી છે. સીતાને પણ એટલો સમય આપતાં મ્હારી મનકામના પૂર્ણ નહિ થાય એમ કોણ કહી શકે એમ છે? પૂર્વ સંસ્કાર અને અનુભવને જ લીધે જ રાવણે સીતાજીને એક વર્ષનો સમય આપ્યો હતો. તેની દુષ્ટ ઇચ્છા સીતાજી તુર્તજ સમજી શક્યાં હતાં, પરન્તુ મહાન્ પાપી રાક્ષસ, રાવણ સીતાજીના હૃદયગત વિચારો સમજવા પામ્યો ન હતો. સીતાજીને અશોક–વનમાં મોકલવામાં આવ્યાં. ત્યાં તેઓ કૂતરીઓથી પરિવેષ્ટિત હરિણી હોય તેમ રાક્ષસીઓના પહેરામાં દુઃખ શોકપૂર્વક દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. ભયંકર આકૃતિની નિષ્ઠુર રાક્ષસીઓ, રાવણના ઉપદેશથી તેમને ક્વચિત્ સમજાવીને, ક્વચિત્ લોભ બતાવીને અને ક્વચિત્ ભય દર્શાવીને, રાવણના દુષ્ટ વિચારો પ્રમાણે વર્તવાનો યત્ન કરવા લાગી પરન્તુ તેમના કોઇ પણ યત્ન સફળ થયા નહિ!

રાવણ સીતાજી સાથે સમય–બંધનમાં બંધાયો હતો. જે મનુષ્ય સાથે સમયનું બંધન હોય તેની સાથે સમય વિત્યા સિવાય ઇચ્છિત વાર્તાલાપ કરી શકાય નહિં કિંવા પત્ર દ્વારા પ્રશ્ન પૂછી શકાય નહિ એવી એક નીતિ છે, પરન્તુ રાવણ તો દુર્નીતિ પરાયણ હતો. તેણે તો સ્વાર્થ સિદ્ધિને માટે જ સીતા સાથે સમય નિશ્ચિત કર્યો હતો. પતંગ જેમ દીપ શિખા ઉપર મોહ પામે છે તેમ તે સીતાજીના સુંદર રૂપ ઉપર મોહ પામ્યો હતો. સીતાજી પ્રાપ્ત કરવા માટે તે અતિ-

ાકુલ હતો. નિશ્ચિત કરેલો સમય પૂર્ણ થાય તે પહેલાં જ જો
 તેની તિરસ્કારપાત્ર ઇચ્છાને આધિન થાય તો પછી વર્ષ
વાટ જોવાનું રાવણને કારણ શું ? એવી દુષ્ટ નીતિને વશ થઈ
કોઇક કોઇક વખત અશોક-કાનમાં જઇ મન્દ ભાગિની સીતા-
મુલાકાત લેતો, અને તેમની સાથે અનુચિત વાર્તાલાપ કરી
અતિશય ક્લેશ સંતાપ ઉત્પન્ન કરતો. રાવણને તે સ્થાનમાં
ા જોતાં જ સીતાજી પોતાના ભગવાં વસ્ત્ર દ્વારા ઘૂમટો તાણતાં
૧ મુખ સંતાડતાં અને અશ્રુસારતાં મૃત્તિકા ઉપર પડી રહેતાં !
તેમની પાછળ ઉભો રહેતો. એ જાણી સીતાજી દીર્ઘ શ્વાસો-
નાંખી શોક સંતપ્ત થતાં. રાવણ અનેક પ્રશ્નો કરતો પરંતુ
તેના કોઇ પણ પ્રશ્નનો ઉત્તર દેતાં નહિ. અંતે જ્યારે તે દુષ્ટનાં
ત-અધર્મયુક્ત વાક્યો શ્રવણ કરતાં તે સમયે તેઓ બન્ને કર્ણ-
ંધ કરી દઇ ક્રોધભરિત નેત્રે તે અધમ-રાક્ષસનો અતિશય
ાર કરતાં. સીતાજીનાં એવાં વચનોથી રાવણ વિશેષ ક્રોધે ભરાઇ
પરન્તુ તે સીતાજીના રૂપ પર મોહ પામેલો હતો. સીતાજી
કરવાની તેને અભિલાષા હતી તેથી તે એવાં કઠોર-કટુ વચનો
કરવા છતાં પણ ક્રોધ સમાવી શાન્ત પડતો.

આ પ્રમાણે સીતાજીએ રક્ષાગૃહમાં લગભગ દશ માસ નિર્ગમન
હવે માત્ર બે માસ બાકી રહ્યા હતા. પતિના વિયોગ વિરહમાં
જી દિન પર દિન કૃશ અને હાડપિંજર જેવાં થઇ
હતાં. તેમનું મુખ નિસ્તેજ અને શરીર નિર્બળ થઇ
હતું. તેમણે આહાર નિદ્રાનો ત્યાગ કર્યો હતો, અને
રાત્રિ દિવસ રામચંદ્રજીનું ધ્યાન સ્મરણ કરતાં હતાં.
હવે મ્હને પુનઃ રામચન્દ્રજીનાં દર્શન થશે ? શું તેઓ જીવિત
કદાચ તેઓએ મ્હારા શોકદુઃખથી પ્રાણત્યાગ કર્યો હશે ?
ાત્સલ લક્ષ્મણે પણ કદાચ જ્યેષ્ઠ બંધુનું અનુકરણ કર્યું હશે ?
હવે મ્હારે જીવન ધારણ કરવાનું પ્રયોજન શું ?" સીતાજી

નિરંતર આવા વિચારો કર્યા કરે છે. મહાપુરૂષ નેત્રથી દૂર થતા જ સીતાજી ચારે દિશામાં અંધકાર જોતાં. તેજ પ્રાણનાથ આર્યપુત્રનો વિરહ થતા મન્દભાગિની સીતાજી આટલા દિવસ જીવિત રહ્યાં તેનું કારણ શું ? સીતાજીનું હૃદય પાષાણમય હોવું જોઇએ. તેમણે પૂર્વ જન્મે અવસ્ય અનેક પાપકર્મ કર્યા હશે. તે પાપિણી હોવાથીજ પતિ વિયોગ થવા છતાં પણ મૃત્યુ પામતાં નથી. તેજ કારણથી તેમના દુ:ખનો હજી અંત આવતો નથી. શું રામચંદ્રજીને સીતાજીનો શોક લાગ્યો છે ? શું તેઓ સીતાજીની દુર્દશા જાણવા પામ્યા છે ? રામચન્દ્રજી મહાવીર છે. જો શત્રુ નું નામ ઠામ જાણવામાં આવે તો નિશ્ચય તેનો વંશ સહિત નાશ કરે. સીતાજી એ રાજર્ષિ જનકની દુહિતા છે. મહારાજ દશરથની પુત્રવધુ છે, અને મહાવીર રામચંદ્રજીનાં પત્ની છે. એજ સીતાજીના ભાગ્યમાં અંતે શું એવુંજ આલેખાયું હતુ? સીતાજી જાગૃત છે કે સ્વપ્ન જોઇ રહ્યાં છે? શું સીતાજીનું જીવન સ્વાર્થમય છે ? શું સીતાજીની બુદ્ધિ ભ્રમિત થઈ છે ? શું સીતાજી ઉન્માદગ્રસ્ત તો નથી ! સીતાજી જીવિત છે કે મૃત્યુને વશ થયાં છે ? હમણાં તે ક્યાં છે! લંકાપૂરીમાં તેમને કોણે લાવી મૂક્યાં? દુષ્ટ રાવણે તેમને પતિના ખોળામાંથી દૂર કર્યા શા માટે ? તેમણે રાવણનો શો અપરાધ કર્યો છે ? સીતાજીના જીવનમાં હવે સુખ આલેખાયું નથી. હવે તેમણે મૃત્યુને જ આલિંગન કરવું ઉચિત છે. પરન્તુ મૃત્યુ છે ક્યાં ? શું ત્યારે તેણે આત્મહત્યા કરવી ? આત્મહત્યા એ મહાપાપ નથી ? ભલે તે મહાપાપ હોય પણ સ્રીનું અમૂલ્ય સતીત્વ રત્ન નષ્ટ થાય તેના કરતાં સીતાજીએ આત્મહત્યા કરવી એજ ઉત્તમ છે. આત્મહત્યા પણ શી રીતે થાય ? દુષ્ટ રાક્ષસીઓ સર્વદા તેમનું રક્ષણ કરી રહી છે. સીતાજીને તો મરવાનો પણ અવકાશ નથી. અરેરે ! શું તેમને મરવાનો પણ અવકાશ નથી ! સીતાજી આ સંસારમાં ખરેખર મન્દભાગિની છે! આવા વિચારો કરતાં સીતાજી રાવણના ત્રાસમાંથી મુક્તિ પામવાનો કોઇ ઉપાય

નહિં મળવાથી ક્વચિત્ કરૂણકણ્ઠે રોદન કરતાં, ક્વચિત્ ઉન્માદિનીની પેઠે જોવામાં આવતાં, અને ક્વચિત્ ક્લેશને લીધે શાંત થઇ પૃથિવિ ઉપર બેસીજ રહેતાં! આવી દુઃસ્થિતિમાં પણ રાક્ષસીઓ તેમને ભય–ત્રાસ આપતી અને પામર રાવણ પણ પ્રસંગોપાત આવી તેમના સુકોમળ મનને ક્લેશ આપતો. સીતાજીના પ્રાણ બહુ કઠીન હતા તેથીજ આટલું બધું કષ્ટ અને ક્લેશ હોવા છતાં તેમનો દેહપાત થયો નહિ!

* * * * *

એક દિવસ પાછલી રાત્રે ચારેક વાગ્યાને સુમારે સીતાદેવી પૃથિવિ ઉપર અનેક ચિન્તામગ્ન થઇ પડી રહ્યાં હતાં. રાક્ષસીઓ સાવચેતીથી તેમની આસપાસ ભ્રમણ કરી રહી હતી, એટલામાં અકસ્માત્ પક્ષીઓના કોલાહલથી અશોક કાનન પરિપૂર્ણ થઇ ઉઠયું. રાત્રિ વીતી પ્રભાત થતાં નિત્ય જેમ પક્ષીઓ મંગલ–ગીત ગાઇ આનન્દ કોલાહલ કરતાં તેમ આજે જણાયું નહિ! કિંચિત્ લક્ષ્યપૂર્વક જોવામાં આવે તો સ્પષ્ટ રૂપે જાણી શકાય કે: આજે પક્ષીઓ કોઇએક વિશેષ કારણને લીધે જ એ સમયે ત્રાસ પામી ઉઠયાં છે. ગમે તેમ હો પણ સીતાદેવી કે રાક્ષસીઓ કોઇ પણ તેનું કારણ સમજી શકયું નહિ. અન્ધકારથી ઘેરાયલી ઘીચવૃક્ષ શાખાઓમાં થઇને એક અદ્દ્ભુત જીવ, નિઃશબ્દ પગલે સીતાજીના સ્થાન તરફ ધીમે ધીમે આગમન કરી રહ્યો છે. તે અદ્દ્ભુત જીવને જોતાં જ પક્ષીઓ ભયગ્રસ્ત થઇ, માળાઓનો ત્યાગ કરી, ભયંકર સ્વરે ચિત્કાર કરતાં કરતાં આમતેમ ઉડી રહ્યાં છે. તે અદ્દ્ભુત જીવે ધીમે ધીમે એક શાખા. પલ્લવમય ઉચ્ચ વૃક્ષ ઉપર આરોહણ કર્યું, અને તેજ વૃક્ષ મૂળમાં બેઠેલાં સીતાદેવી તરફ એકી દૃષ્ટિયે જોવા માંડયું.

તે અદ્દ્ભુત જીવ કોણ હતો? એ પ્રશ્ન કરવા પહેલાં જ સુજ્ઞ વાંચકો નિઃસંદેહ તેને ઓળખી શક્યા હશે. તે જ પેલા પ્રભુભક્ત મહાવીર પવનકુમાર હનુમાન હતા. એ મહાવીરે પોતાના બળવડે જ

સાગર ઉલંઘન કરી લંકામાં ઉપસ્થિત થઈ રાત્રિને સમયે
પ્રવેશ કરી સીતાજીનો શોધ કર્યો હતો. તેણે ગુપ્તવેશ ધાર
રાવણના મહાલયનાં સર્વ સ્થાનમાં શોધ કર્યો હતો. લં
અંતઃપુરમાં નિદ્રામગ્ન થયેલી સુવેશા, સુકેશા આદિ કેટલીક
ણીઓ તેના જોવામાં આવી પરન્તુ સીતા તરીકે તેણે કોઇને
ખ્યાં નહિ. રામ-પત્ની વિલાસીની સ્ત્રીની પેઠે નિશ્ચિં
નિદ્રામગ્ન હોય જ કેમ ? રામમય પ્રાણ-યુક્ત
પતિના શોકમાં નિશ્ચય કૃશ થઇ દીનહીનની પેઠે કોઇ એ
નિવાસ કરતાં હશે. હનૂમાન્ મનમાં ને મનમાં જ આ
વિચાર કરતા પતિશોકને લીધે મલિન થયેલાં, વિરહ વ્યથિ
તાદેવીનો શોધ કરવા લાગ્યા, પરન્તુ કોઈ પણ સ્થળે એવાં
યુક્ત એક પણ રમણી જોવામાં ન આવી, તેથી તેઓ
હતાશ થયા. "ત્યારે શું મ્હારો સાગર-ઉલંઘન કર્યાનો
નિરર્થક જશે ? શું રામના શોકમાં સીતાજીએ દેહ ત્યાગ કર્
સીતાજીનો શોધ કર્યા વગર હું શું મ્હો લઇને કિષ્કિન્ધા
ફરીશ ? સીતા સિવાય રામચંદ્રજી અધિક દિવસ જીવન
કરી શકશે નહિ! રામચંદ્રજીનું મૃત્યુ થતાંજ લક્ષ્મણ અને
પણ એજ દશા થશે, તો પછી મ્હારે જીવન ધારણ કરવ
શું ? સીતાજીનો શોધ ન કરી શકું તો મ્હારે સ્વદેશમાં
નહિ ! હું લંકામાં જ કોઇ એક નિર્જન સ્થાનમાં તપ
દેહ વિસર્જન કરીશ." આવા વિચારો કરતા મહાવીર
દુઃખિત ચિત્તે એક દિવાલ ઉપર બેઠા. તે સ્થળેથી થોડે વે
ઘન અરણ્ય અવલોકન કરી તેમાં પ્રવેશ કર્યો, અને પક્ષિએ
આપતા એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર ગમન કરત
તેમણે સીસમના એક વિશાલ વૃક્ષ મૂળમાં એક રમણીને બે
એટલે હનૂમાને ઉત્સુક ચિત્તે, કોઇ જોઇ ન શકે એમ તેજ
આરોહણ કરી તે રમણી તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યા.

હનૂમાને જોયું કેઃ રાક્ષસીઓ તે સ્ત્રીનું રક્ષણ કરી રહી છે. ઉપવાસને લીધે તેનું શરીર કૃશ અને દીન હીન બન્યું છે! તે વારંવાર દીર્ઘ નિઃશ્વાસ નાંખી રહી છે. તેનું મુખ શુકલપક્ષની નિર્મળ ચંદ્રકળાના જેવું નિમળ છે. તેની મુખ-કાન્તિ ધુમાડાવાળી અગ્નિશિખાના જેવી ઉજ્વળ છે. સર્વ શરીર અલંકારશૂન્ય અને મલીન થઇ રહ્યું છે. શરીરે માત્ર એક પીળા રંગનું વસ્ત્ર ધારણ કર્યું છે. તે પ્રબળ દુઃખ સન્તાપથી ત્રાસ પામી હોય તેમ જણાય છે. બન્ને નેત્રમાંથી અનર્ગલ અશ્રુધારા વહન થઈ રહી છે. તેની સન્મુખ પ્રીતિ અને સ્નેહપાત્ર કોઇપણ જણાતું નથી. સર્વત્ર રાક્ષસીઓ જોવામાં આવે છે. તે જાણે ટોળામાંથી વિખુટી પડેલી પણ કૂતરીઓ વડે ઘેરાયલી હરિણીના જેવી દેખાય છે. તેની પીઠ ઉપર કાળી સર્પિણીના જેવી કેશ-વેણી લંબાયમાન થઇ રહી છે. વ્રત પરાયણ તપસ્વિનીની પેઠે તેણે પૃથિવિ ઉપર આસન કર્યું છે, અને સન્દેહાત્મક સ્મૃતિની પેઠે, પતિત સમૃદ્ધિની પેઠે, ચલાયમાન શ્રદ્ધાની પેઠે, નિષ્કામ આશાની પેઠે, કલુષિત બુદ્ધિની પેઠે, અને નિરર્થક અપવાદથી કલંકિત થયેલી કીર્તિની પેઠે તે અતિશય શોચનીય થઇ વિરાજી રહી છે. ”

હનૂમાને એ પ્રમાણે સમસ્ત લક્ષણો નિહાળી તે સ્ત્રીનેજ રાઘવનિતા સીતાદેવી તરીકે ઓળખી લીધાં. રામચંદ્રજીએ સીતાજીનાં જે જે લક્ષણો અને વસ્ત્રાભુષણોનું વર્ણન કહી સંભળાવ્યું હતું તે સર્વ હનૂમાને તે સ્ત્રીમાં મેળવી જોયું. તેમના મનમાં નિશ્ચય થયો કેઃ રામચંદ્રજીનાં સીતાદેવી તે એજ છે. એ સંબંધી હવે તેમને સંદેહ રહ્યો નહિ. સીતાજીનો અલૌકિક પતિપ્રેમ અને પતિ વાત્સલ્યનું સ્મરણ કરી હનૂમાનનાં બન્ને નેત્રોમાંથી અવિરલ અશ્રુધારા નિઃસરવા લાગી. તેને એમ પણ વિચાર થયો કેઃ “ રામ લક્ષ્મણના બળવિક્રમ ઉપર સીતાદેવીને પૂર્ણ વિશ્વાસ હોવાથીજ તેઓ વર્ષાદનું આગમન છતાં ગંગાજીની પેઠે સ્થિર ગંભીર રૂપે સમય વ્યતીત કરી રહ્યાં

છે. એમનું કુળ, ગોત્ર અને વય રામચંદ્રજીનાં જેવાં-સમાન ‹
છે, તેથી તેઓ એક બીજા પ્રત્યે આટલો બધો પ્રેમ રાખે ‹
તે ઉચિત જ થાય છે. ”

હનૂમાનજી ગુપ્ત રીતે ભયંકર રૂપધારી રાક્ષસીઓને જો‹
લાગ્યા. અને સીતાદેવીની શોકાકુલ મૂર્તિ જોઇ અતિશય દિલગ‹
થવા લાગ્યા.

મહાવીર હનૂમાન્ તે દિવસે ગુપચુપ અશોક કાનનમાં સંતા‹
રહ્યા, અને સીતાદેવી સાથે વાર્તાલાપ કરવાનો ઉપાય શોધવા લાગ્ય‹
દિવસ વીત્યો. રાત્રિનો સમય થયો. ધવલ જ્યોતિના (કુમુદબાંધ‹
ચંદ્રદેવતા નિર્મલ નભો મણ્ડલમાં ઉદય પામી વૃક્ષ, પત્ર, પુષ્પ, શસ‹
ક્ષેત્ર, સુધાધવલિત મહાલયો અને ઇતર સર્વ પદાર્થો પર સૌ‹
જ્યોતિ વિસારવા લાગ્યા. ચંદ્ર-જ્યોતિમાં સ્નાન કરતા સર્વ પદા‹
અપૂર્વ શોભા ધારણ કરવા લાગ્યા. થોડે દૂર નગર જનોનો કોલ‹
હલ સંભળાવા લાગ્યો. રાક્ષસીઓ દ્વારા વિટલાયલાં સીતાદેવી દુઃ‹
ચિત્તે અશોક કાનનમાં જ બેસી રહ્યાં હતાં. મહાવીર હનૂમાને‹
રાત્રિ પણ તેજ શીશમના વૃક્ષની ઘીચ શાખાઓમાં સંતાઈ ર‹
વ્યતીત કરી. પાછલી રાત્રે બ્રાહ્મ મુહૂર્તમાં વેદવેદાંગવિત્ યજ્ઞશીલ ‹
રાક્ષસો વેદધ્વનિ કરવા લાગ્યા. ચારે દિશામાંથી મંગલ વાદ્ય ‹
સુલલિત સંગીત ધ્વનિ સંભળાવા લાગ્યો. આ સમયે જાણે પ્ર‹
વિના મૃતદેહમાં ધીમે ધીમે જીવન-સંચાર થતો હોય એવું ભ‹
થતું હતું. હનૂમાન ચિન્તાતુર ચિત્તે તેજ શીશમના વૃક્ષ ઉપર બે‹
રહ્યા હતા. એ સમયે એકાએક તુમુલ ભીષણ ધ્વનિ તેને કાને સં‹
ભળાવા લાગ્યો. તેમણે વિસ્મય ચકિત નેત્રે જોયું કેઃ રાક્ષસરાજ ‹
વણ, પ્રભાતમાં જ અનેક સુંદર રૂપવતી રમણીઓ સહિત સીત‹
વીની સમીપ આવી રહ્યો છે. મહાવીર રાવણને જોતાંજ જાનકીમ‹
અતિ ભયકમ્પ ઉપજ્યો, અને બન્ને પગ સંકોચી ઉદર તથા બ‹
હાથ વડે છાતીનો વિભાગ ઢાંકી દઇ અશ્રુ જળધારા વડે નેત્રો ‹

જવવા લાગ્યાં. તેઓ અતિશય બળહીન અને કરૂણ બની રહ્યાં હતાં. દુષ્ટ રાવણનું મૃત્યુ થાય એજ તેમનું વ્રત થઈ રહ્યું હતું. શોક તાપથી તેમનું શરીર સુકઇ કૃશ થઇ ગયું હતું. તેઓ નિત્ય ધ્યાનમગ્ન રહેતાં, અને એકાંતમાં અશ્રુપાત કરતાં. રાવણને નજીક આવતો જોઇ તેમનાં નેત્રો ક્રોધને લીધે લાલચોળ થઇ ઉઠયાં. તેઓ સજલ નેત્રે અસહાયની પેઠે ચારે દિશામાં દૃષ્ટિપાત કરવા લાગ્યાં.

રાવણ સીતાદેવીના સન્મુખ જઇ તેમને મધુર વચન વડે અનેક પ્રકારના લોભ બતાવી કહેવા લાગ્યો કે: "જાનકિ! તમે મ્હને જોતાંજ સંકોચ પામો છો તેનું કારણ શું? હું તમારા પ્રેમની ભિક્ષા માગું છું. ત્હમે મ્હારૂં સન્માન કરો. તમને ઇચ્છા નથી માટે જ સ્પર્શ કરતો નથી. દેવી! મ્હારે હાથે તમારૂં કાંઇ પણ અનિષ્ટ થશે નહિં. તમે મ્હારા પર વિશ્વાસ રાખો. મ્હારાથી જરા પણ ભય પામશો નહિં. એક વેણી ધારણ, પૃથિવિ પર શયન, ઉપવાસ, મલિન વસ્ત્ર ધારણ, અને ધ્યાનમગ્ન સ્થિતિ, એ સર્વ તમારે માટે ઉચિત નથી. તમે મ્હારા પર પ્રેમ રાખી ભોગવિલાસ કરી અતિ આનંદ ઉડાવો. તમારો બુદ્ધિ મોહ દૂર કરો. મ્હારા અંતઃપુરમાં અનેક સુંદર સ્વરૂપધારી રમણીઓ છે તેનાં તમે અધીશ્વરી થાઓ. મ્હેં મ્હારા બળ વિક્રમથી જે સમસ્ત ધન રત્નનો સંગ્રહ કર્યો છે તે સર્વ અને મ્હારૂં રાજ્ય હું તમોને અર્પણ કરૂં છું. તમારા પ્રેમને ખાતર આ ગ્રામ નગરથી પરિપૂર્ણ પૃથિવી પ્રાપ્ત કરી તમારા પિતાને તેનો રાજા બનાવુંછું. તમે મ્હારા પત્ની થાઓ. મ્હારી સાથે શત્રુતા કરે એવો ત્રિભુવનમાં કોઇ છેજ નહિં. દેવિ! રામચંદ્રજી મ્હારા સમાન તપસ્યા, બળ, વિક્રમ અને ધનમાં સરખામણી કરી શકે એમ નથી. મ્હારા જેટલી તેમને યશ પ્રાપ્તિ પણ નથી, માટે સમુદ્ર કિનારે આવેલાં સુંદર કાનનમાં મ્હારી સાથે નિવાસ કરવાનું તમે સ્વીકારો."

ઉગ્ર સ્વભાવના રાવણનાં ઉપરોક્ત અપમાન સૂચક, તિરસ્કાર-

જનક અતિશય દિલગીર થઇ ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યાં. રામ-ચંદ્રજીની ચિન્તા નિરન્તર તેમના મનમાં જાગૃત રહી હતી. તેમણે પોતાની સ્હામે એક તૃણ રાખી રાવણને દૂર ઉભો રહેવા કહ્યું, પછી તેમણે કરૂણ કણ્ઠે ઉત્તર દીધોઃ "રાક્ષસ–અધિપતિ! તું મ્હારી અભિલાષા રાખીશ નહિં. તું ત્હારી પત્ની ઉપરજ પ્રેમ રાખ. પાપાત્માને માટે જેમ મુક્તિ દૂર હોય છે તેમ તું મ્હારે માટે સમજી લેજે. રામ સિવાય મ્હારૂં મન, વાણી, કર્મ, શરીર બીજા કોઇને કદી પણ અર્પણ થશે નહિં. એ સર્વ રામનું જ છે. રામ એજ મ્હારૂં સર્વસ્વ છે." એમ કહેતાં કહેતાં જાનકિના મનમાં દારૂણ તિરસ્કાર ઉત્પન્ન થયો, ક્રોધાગ્નિ વડે પ્રજવલિત થઇ ઉઠયાં. તેઓ રાવણ સ્હામે પીઠ ફેરવી બેઠાં, અને કઠોર શબ્દે કહેવા લાગ્યાં: "સાંભળ! હું અન્યની સહધર્મિણી અને સાધવી છું. તું મ્હને સામાન્ય ભોગ્ય–સ્ત્રી સમજીશ નહિ. ધર્મને જ ત્હારો શ્રેયસ્કર સમજ અને સત્વ્રત ધારી થા. રાક્ષસ! પોતાની સ્ત્રી પેઠે જ અન્યની સ્ત્રીનું રક્ષણ કરવું એજ સત્ય ધર્મ છે. જ્યારે ત્હારી આવી દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ છે ત્યારે એમજ સમજાય છે કેઃ આ મહાનગરીમાં કોઇ સજ્જન છેજ નહિ. કદાચ હશે તો પણ તું એની સાથે કંઇ સંબંધ રાખતો નહિ હોય રાવણ! કિરણો જેમ સૂર્યની સમ્પતિ છે તેમ હું પણ રામની જ છું, તેથી જ તું મ્હને ધન અથવા રત્નવડે લોભાવી શકશે નહિ. તું માત્ર મ્હારા જેવી દુઃખિનીનો રામચંદ્રજી સાથે મેળાપ કરાવી દે. જો લંકાના રક્ષણની ઇચ્છા હોય, જો વંશ સહિત આરોગ્ય રહેવાની વાસના હોય, તો શરણાગત વત્સલ રામચંદ્રજીને પ્રસન્ન કરી તેમની સાથે મિત્રતા બાંધ. સાંભળ! જો તું ત્હારી ઇચ્છાથી મ્હને તેમને હસ્તે સોંપી દેશે તોજ ત્હારૂં કલ્યાણ છે નહિ તો ત્હારે મસ્તકે ઘોર વિપતિ લટકી રહી છે એમજ માનજે. લોકાધિપતિ રામને હસ્તેથી ત્હારો કદી પણ છુટકો થશે નહિ. યાદ રાખજે કે તું થોડી ક્ષણમાંજ

મના વજ્ર ધ્વનિ સમાન ભયંકર ધનુષ્યનો ટંકાર શ્રવણ કરશે. ડી ક્ષણમાં જ તેમના નામ-નિશાનવાળાં અનેક બાણ, જ્વલન્ત ગ્નિ સલાકાની પેઠે મહાવેગપૂર્વક લંકાનગરીમાં આવી પડશે, જ ક્ષણે તું બંધુ બાંધવો સહિત વિનષ્ટ થઇ જશે. નરવીર રામ તાના બંધુ સહિત મૃગ હરણ માટે અરણ્યમાં ગયા હતા, ત્હેં યર પુરૂષની પેઠે તેમના શૂન્ય આશ્રમમાં પ્રવેશ કરી મ્હારૂં હરણ ું છે. ત્હારૂં એ કાર્ય અતિશય તિરસ્કારજનક છે. જ્યારે તેં મચંદ્રજી સાથે વૈર બાંધ્યું છે ત્યારે તો ત્હારી સહાય-સમ્પત્તિ વે ક્ષુદ્ર થઈ પડશે એમાં સંદેહ નથી! હવે તો તું કૈલાસમાં શે કે પાતાળમાં પ્રવેશ કરશે તો પણ રામચંદ્રજીના હાથમાંથી ારી મુક્તિ થશે નહિ હવે તો ત્હારૂં મરણ-ત્હારો વિનાશ જ છે."

જાનકિજીનાં એ વાક્યો સાંભળી રાવણ અતિશય ક્રોધે ભરાયો, રન્તુ એ દુષ્ટ કામ-મોહથી સપડાયલો હોવાથી સીતાને વિશેષ ી શક્યો નહિ. તેણે કહ્યું: "જાનકિ! પુરૂષો સ્ત્રી પ્રત્યે જેટલો મ દર્શાવે છે તેટલો જ સ્ત્રી પણ તે પુરૂષ પ્રત્યે દર્શાવે છે, પરન્તુ તમને જેમ જેમ મ્હારો પ્રેમ દર્શાવું છું તેમ તેમ તમે વિશેષ ા મ્હારા ઉપર ક્રોધે ભરાઓ છો. જેમ સુનિપુણ સારથિ આડે ર્ગે વિચરતા અશ્વને રોકી રાખે છે તેજ પ્રમાણે એક માત્ર આ-ક્તિ-તમારા ઉપરનો પ્રેમ એજ મ્હારા સમસ્ત ક્રોધને રોકી મે છે. સુન્દરિ! તમે મ્હારા ઉપર કારણ વગર ક્રોધ દર્શાવો છો. ારૂં અપમાન કરી તમારો વધ કરવો જોઇએ પરન્તુ તમારા યે અતિશય આસક્તિ-પ્રેમ-હોવાથી જ મ્હારો એ સંકલ્પ અટકી પ છે. તમે જે અનેક કઠોર વાક્યો કહ્યાં છે તેથી તમને પ્રાણ-ડની જ શીક્ષા કરવી જોઇએ."

આ શબ્દો કહેતાં કહેતાં રાવણ ક્રોધે ભરાયો. સીતાદેવીએ રાવણને ી પત્નીઓ સમક્ષજ અપમાનિત કર્યો હતો, તેથી જ તે દુષ્ટ રોષ ં નેત્રે પુનઃ બોલવા લાગ્યો: "સાંભળો! વર્ષમાં માત્ર બે મહિના

બાકી છે. તે પછી તમારે મ્હારા પલંગ ઉપર બિરાજવું પડશે. જો એ સમયમાં તમે મ્હારાં પ્રિય-પત્ની નહિં બનો તો મ્હારા રસોઇઆઓ તમારા કટકે કટકા કરી મ્હારા ભોજન માટે તૈયાર કરશે."

પરન્તુ તેના શબ્દો સાંભળી જાનકિજી ભય પામ્યાં નહિં. તે પાતિવ્રત્ય તેજ વડે તેજસ્વી અને પતિના બાહુબળનાં અભિમાની હતાં. તેમણે કહ્યું: "ઓ નીચ! આ નગરીમાં તમારૂં કલ્યાણ ઇચ્છે એવું કોઈ પણ નથી. હું ધર્મશીલ રામચંદ્રજીની ધર્મપત્ની છું. ત્હારા સિવાય મ્હને પ્રાપ્ત કરવાની ત્રિભુવનમાં કોઇ પણ કામના કરે એવું નથી. પામર! ત્હેં મ્હને હમણાં જે પાપ-શબ્દો કહ્યા તેમાંથી ત્હારી મુક્તિ ક્યારે થશે? તું મ્હને કુદષ્ટિએ જૂવે છે! ત્હારાં એ ક્રૂર ચક્ષુઓ પૃથિવી ઉપર નીકળી કેમ પડતાં નથી? હું રામચંદ્રજીની ધર્મપત્ની અને રાજા દશરથની પુત્ર વધું છું. મ્હને કુવચનો કહેતાંજ ત્હારી જીહ્વાના કટકા કેમ થતા નથી? યાદ રાખજે કે તું મ્હારૂં હરણ કરી લાવી મ્હને કદી પણ ગુપ્ત રાખી શકશે નહિં. ત્હેં જેટલું પાપ કર્યું છે તેટલું ત્હારા મરણને માટે યથેષ્ઠ છે."

હવે રાવણથી સહન થયું નહિં! તે દુરાત્માએ ક્રોધને લીધે ભયંકર મૂર્તિ ધારણ કરી. તે મૂર્તિ જોતાંજ સર્વને ભય લાગ્યો. રાવણ સીતાજીનો વધ કરવા તેમના તરફ ધસ્યો તેજ ક્ષણે ધાન્ય-માલિની નામક તેની એક પત્ની વચમાં પડી. તેને સ્ત્રીવધ જેવું તિરસ્કારજનક કાર્ય કરતાં રોકયો, અને મધુર વચનોદ્વારા સ્વામીને પ્રસન્ન કરી તેને અન્ય સ્થળે લઇ ગઇ. પત્નીઓ સહિત તે સ્થાનનો ત્યાગ કરતાં પહેલાં રાવણે સીતાજીને વશ કરવા માટે પહેરેગીર રાક્ષસીઓને અનેક પ્રકારનો ઉપદેશ દીધો. રાવણ ત્યાંથી ચાલ્યો ગયો, એટલે દુષ્ટ રાક્ષસીઓએ સીતાદેવીને અનેક પ્રકારે સતાવવાનું શરૂ કર્યું. તેમાંની કોઇ સાન્ત્વનપૂર્ણ શબ્દોથી, કોઈ લોભ બતાવીને, કોઇ રાવણના ગુણ કીર્તન કરીને અને કોઇ કોઇ તો તેમને ભય બતાવીને અને કટુ વાક્ય પ્રયોગ કરીને પણ સીતાજીને વશ કરવાનો

યત્ન કરવા લાગી, પરન્તુ સીતાદેવીએ તેમના કથન ઉપર ધ્યાન આપ્યું નહિ, તેમજ તેમના ભય બતાવવા તરફ પણ લક્ષ્ય આપ્યું નહિ. જાનકિજી પોતાના જીવન રક્ષણ માટે હવે યત્ન કરતાં નથી. ભલે રાક્ષસીઓ તેમનો વધ કરે અથવા તેમનું ભક્ષણ કરે પણ સીતાજી તેમના કોઈ પણ કથન પ્રત્યે લક્ષ્ય આપે તેમ નથી.

હવે સીતાજી કોઇના ભયથી ત્રાસ પામે એમ નથી. હવે તેમને કોઇનો ભય લાગે તેમ નથી. તેઓ રાક્ષસીઓના સમક્ષ જ લંકાને શ્રાપ દેવા લાગ્યાં તેમજ રાવણનો અતિશય તિરસ્કાર કરવા લાગ્યાં. રાક્ષસીઓ ક્રોધયુક્ત થઇ. તેમાંની કોઇક રાવણની પાસે દોડી જઇ સીતાના શ્રાપ નિવેદન કરવા લાગી. કોઇક સીતાજીનું રક્ષણ કરવા ત્યાંજ બેસી રહી. સીતાજી શોક-વિહ્વલ થઇ શીશમના વૃક્ષની પુષ્પ-વાળી એક લાંબી ડાળ પકડી, અશ્રુપૂર્ણ નેત્રે પોતાની શોચનીય દશાનો વિચાર કરવા લાગ્યાં. તેઓ મનમાંજ બોલવા લાગ્યાં કે: "અરેરે! હવે માત્ર બે મહિના બાકી રહ્યા છે. બે મહિના પછી રાવણ મ્હારો વધ કરશે. તે દુરાત્મા મ્હને નાના પ્રકારે ભય દર્શાવી રહ્યો છે. આજે મ્હારૂં જીવન મહાન્ દુઃખ ક્લેશમય થઇ રહ્યું છે. રામચંદ્રજીને મ્હારી સ્થિતિની ખબર નહિં હોય અથવા તો તેમણે મ્હને પોતાના મનમાંથી હમેશને માટે વિસારી દીધી હશે? હવે મ્હારા ઉદ્ધારની આશા નથી. હું રામચંદ્રજીની પત્ની છું; હું અત્યારે રાક્ષસોદ્વારા અપમાનિત અને પીડિત થાઉં છું. રામનાં દર્શનની આશાથીજ હું અત્યાર સુધી જીવવા પામી છું, પરન્તુ હવે તે આશા દૂર થઈ છે. હવે તો મ્હારૂં મૃત્યુ નજીકજ જણાય છે, તો ભલે હવે મૃત્યુ થાય. અમૂલ્ય સતીત્વ-રત્ન નષ્ટ થાય તેના કરતાં મૃત્યુ એજ હજાર દરજ્જે સારૂં છે. રાક્ષસોને હાથે પ્રાણ ત્યાગ કરવા કરતાં આત્મહત્યા કરવી એજ મ્હારે માટે હવે મંગલમય છે. આત્મહત્યા કરવી એ મહા પાપ છે ખરૂં, પરન્તુ જે સ્થળે સતીત્વ-રત્નનું હરણ થવાની શંકા હોય તે સ્થળે આત્મહત્યા કરીને મુક્ત થવું એજ

શ્રેયસ્કર છે. હવે મ્હારે નિશ્ચય પ્રાણ ત્યાગ કરવો પડશે. મ્હેં જીવનમાં આટલાં બધાં કષ્ટ ભોગવ્યાં તેથી મ્હને કાંઈ પણ દુઃખ થતું નથી. મ્હને દુઃખ થતું હોય તો તે એટલા માટેજ કેઃ મૃત્યુકાલપર્યંત હું મ્હારા પતિદેવનું મુખદર્શન કરી શકી નહિ. જેને માટે મ્હેં આટલું બધું અપમાન અને ત્રાસ સહન કરી જીવન–ધારણ કરી રાખ્યું તેના દર્શન આ મૃત્યુ સમયે પણ મ્હને થયાં નહિં! હાય! મ્હારૂં દુર્ભાગ્ય! મ્હારૂં અદૃષ્ટ બહુ હીન છે!" આ સમયે સીતાજીના મનમાં એકાએક પૂર્વ સ્મૃતિ જાગૃત થઇ ઉઠી. તેમના બન્ને સુંદર–સફેત ગાલ ઉપરથી અશ્રુધારાઓ વહન થવા લાગી. પતિ, જનક, જનની, સાસુ, સ્વસુર, અને અન્ય સગાં સંબંધી જનોનું નામ સ્મરણ કરી તેમણે તેમને પ્રણામ કર્યા, અને આત્મહત્યા કરવાના ઉપાય શોધવા લાગ્યાં. અનેક યત્ન કરવા છતાં કોઇ ઉપાય તેમને મળી આવ્યો નહિ! અહા! આ સમયે તેમને માટે એક કટકો દોરી પણ ત્યાં જણાઇ નહિં. તેમના જેવી મંદભાગિની બીજી કોણ હોઇ શકે? પરંતુ કોઇ વસ્તુનું સ્મરણ થતાંજ એકાએક તેમનું મુખ પ્રફુલ્લિત થઈ ઉઠયું. તેમણે વિચાર્યુઃ "મ્હારે માટે દોરીનો કટકો નથી એ ખરૂં પરન્તુ મ્હારે મસ્તકે લટકતી લાંબી વેણી તો છેજ. પાતિવ્રત્ય એજ વેણી ધારણ કરવાનો ઉદ્દેશ્ય છે. એજ વેણી આજે મ્હારા પાતિવ્રત્યનું રક્ષણ કરશે. વેણીની સહાયતાથી જ આજે હું આત્મવિસર્જન કરીશ!" આવો સંકલ્પ કરી તેમણે શીશમ–વૃક્ષની એક ડાળી પકડી અને શોકાકુલ ચિત્તે રામ, લક્ષ્મણ અને પોતાના અન્ય કુલ વંશજોનું સ્મરણ કરતાં કરતાં આત્મહત્યા કરવાનો લાગ શોધવા લાગ્યાં.

મહાવીર હનૂમાન તેજ શીશમ–વૃક્ષ ઉપર બેસી રહ્યા હતા. રાવણે ત્યાં આવી સીતાજીનું અપમાન કર્યું ત્યારથી તે ચાલ્યો ગયો અને સીતાજીએ આત્મહત્યા માટે ભયંકર સંકલ્પ કર્યો ત્યાં સુધીનો સર્વ બનાવ તેમણે સંતાઇ રહીને જોયો હતો. સીતાજીનું પાતિવ્રત્ય–તેજ જોઇ તેના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં.



सीता-आत्मघात चेष्टा.

[ पृष्ठ १६८.

JOSHI BROS BAZARGATE STREET FORT, BOMBAY J. A. P. W.

સીતાજીના દુઃખથી તેનું હૃદય અતિશય દુઃખી થયું. આત્મહત્યા સંબંધી જાનકિજીનો દૃઢ નિશ્ચય જોઇ તેમને શંકા થઇ. સીતાજી પ્રાણત્યાગ કરે તો મ્હારા સાગર-ઉલંઘન વગેરે કષ્ટ સાધ્ય કર્મ તદ્દન નિષ્ફળ થાય. રામ, લક્ષ્મણ અને સુગ્રીવ વગેરે વાનરો દારૂણ દુર્દશાગ્રસ્ત થાય. હવે તો કોઇ પણ પ્રકારે સીતાજી સમક્ષ જવાની આવશ્યકતા છે. તેમ નહિ થાય તો નિશ્ચય તેઓ પ્રાણ ત્યાગ કરશે, પરન્તુ હું રામચંદ્રજીનો ગુપ્તચર છું તે સંબંધી સીતાજીની ખાત્રી શી રીતે થશે? કદાચ તેઓ મ્હને પણ કોઇ માયાવી રાક્ષસ જાણે તો મ્હારૂં કાર્ય સિદ્ધ થવામાં વિઘ્ન ઉપસ્થિત થાય. હનૂમાને આ પ્રમાણે વિચાર કર્યા પછી સીતાજી સાથે સંસ્કૃત ભાષામાં વાર્તાલાપ કરવાનો સંકલ્પ કર્યો. બ્રાહ્મણની પેઠે સંસ્કૃત ભાષામાં વાર્તાલાપ કરતાં કદાચ સીતાજી તેને રાવણ સમજી ભય પામે એવી શંકાથી અંતે તેમણે સીતાજી સાથે સામાન્ય મનુષ્યની પેઠે વાર્તાલાપ કરવાનો જ વિચાર કર્યો. હનૂમાન ધીમેથી સીતાજી સમીપ આવ્યા અને મૃદુમધુર વાક્યોચ્ચાર દ્વારા તેમનું અને રામનું પૂર્વ વૃત્તાન્ત કહેવા લાગ્યા, અને તેઓ રામચંદ્રજીની આજ્ઞાથી જ સીતાજીના શોધ માટે સાગર-ઉલંઘન કરી લંકામાં આવ્યા છે એ પણ કહી સંભળાવ્યું.

સર્વ વૃતાન્ત સાંભળી, મૃત્યુની કામના કરી રહેલાં સીતાદેવી વિસ્મય પામ્યાં અને શુષ્ક મુખકમળ ઉંચું કરી ઉંચે જોવા લાગ્યાં. સહસા રામચંદ્રજીના સમાચાર શ્રવણ કરી તેમને અતિશય હર્ષ થયો. તેમણે આમતેમ દૃષ્ટિપાત કરતાં કરતાં ભય સહિત જોયું કેઃ “એક મ્હોટો વાનર, સફેત વસ્ત્ર ધારણ કરી વૃક્ષની ડાળ ઉપર બેઠો છે. તેને કોઇ એક માયાવી રાક્ષસ સમજી સીતાજી બહુ ભય પામ્યાં, અને ક્ષીણ ચિત્કાર કરી ચમકી ઉઠયાં. એ જોઇ હનૂમાને સીતાજીની સમક્ષ જઇ તેમને આશ્વાસન આપ્યું, પરન્તુ સીતાજીને તેના કથન ઉપર વિશ્વાસ ઉપજ્યો નહિ! એ સમયે મહાવીર પવનકુમારે સીતાજીને વિશ્વાસ ઉપત્ન્ન કરાવવા માટે તેમનું

હરણ કર્યું ત્યારથી તે પોતે સાગર-ઉલંઘન કર્યો ત્યાં સુધીનો સર્વ વૃતાંત અને રામ-લક્ષ્મણની આકૃતિ-પ્રકૃતિનું વર્ણન પણ કર્યું. એ સાંભળ્યાથી સીતાજીના મનમાં અવિશ્વાસ રહ્યો નહિ. હનૂમાનને મુખેથી રામ-લક્ષ્મણના કુશળ સમાચાર સાંભળી સીતાજી આનંદાશ્રુ વિસર્જન કરવા લાગ્યાં. ત્યારપછી જાનકીજી આત્મ સંયમ કરી હનૂનજીને રામ-લક્ષ્મણ સંબંધી કેટલુંએ પૂછવા લાગ્યાં. પોતાની દુરાવસ્થાનો સમગ્ર દુઃખમય ઇતિહાસ કહેવા લાગ્યાં અને રામ-લક્ષ્મણ અનાથ સીતાજીને ભૂલી ગયા છે તેમજ તેના ઉદ્ધારને માટે કેટલો બધો વિલંબ કરી રહ્યા છે તેનું સ્મરણ કરી અનરગલ અશ્રુપાત કરવા લાગ્યાં. " હવે માત્ર બે મહિનાજ બાકી રહ્યા છે. એટલામાં જો મ્હારો ઉદ્ધાર નહિં થાય તો હું નિશ્ચય પ્રાણત્યાગ કરીશ." સીતાજીનો એ વિલાપ સાંભળી હનૂમાને તેમને આશ્વાસન આપ્યું અને તેમના ઉદ્ધારને માટે તથા પાપી રાવણને દણ્ડ દેવા માટે યુદ્ધની તૈયારી થઇ રહી છે તે પણ કહી સંભળાવ્યું. વળી તેમના વિરહમાં રામચંદ્રજી પણ અનેક કષ્ટ સહનપૂર્વક સમય વ્યતીત કરી રહ્યા છે તે પણ નિવેદન કર્યું. પ્રિયતમના કષ્ટની કથા સાંભળી સીતાદેવી રૂદન કરવા લાગ્યાં. અંતે હનૂમાનજીએ રામચંદ્રજીની આપેલી એક સુવર્ણ-મુદ્રિકા સીતાજીને અર્પણ કરી. એ મુદ્રિકા ઉપર રામ નામ કોતરેલું હતું. મુદ્રિકા જોતાં જ સીતાજીએ તે ઓળખી અને પ્રેમપૂર્વક વારંવાર તેના દર્શન કરવા લાગ્યાં. સીતાજીને અતિશય કલ્પાંત કરતાં જોઈ હનૂમાને તેમને પોતાની પીઠપર બેસાડી રામચંદ્રજી સમક્ષ લઇ જવાની ઇચ્છા દર્શાવી; પરન્તુ સીતાજીએ તેમ કરવા'ના પાડી. સીતાજી ભયગ્રસ્ત સ્વભાવનાં સ્ત્રી હતાં. હનૂમાનની પીઠપર બેસી સાગર-ઉલંઘન કરતી વખત પીઠ પરથી ખસી પડતાં કદાચ સાગરમાં ડૂબી જવાય અથવા હનૂમાન સહિત ન્હાસી જતાં જોઇ રાક્ષસો તેમની પૂઠે પડે, રાક્ષસો સાથે હનૂમાનને યુદ્ધ થતાં સીતાજીના રક્ષણાર્થે હનૂમાનને અતિશય ત્રાસ સહન કરવો પડે,

सीतादेवी.



सीता-हनुमान वाडीमां.

JOSHI ART PRINTING WORKS FORT BOMBAY

અને એવી સ્થિતિમાં યુદ્ધ-જય-પ્રાપ્તિ કરવાનું તેમને દુષ્કર થઇ પડે અથવા સીતાજી પુનઃ રાક્ષસોના તાબામાં સપડાય તો વિષમ અનર્થ થવાનો સંભવ છે. એ ઉપરાંત હનૂમાનની પીઠ ઉપર આરોહણ નહિં કરવાનું એક કારણ એ પણ હતું કેઃ સીતાજી પર પુરૂષને કદી પણ સ્પર્શ કરતા નહતાં. તેથી તેમણે કહ્યું કેઃ "વીર ! પતિભક્તિને લીધે હું પર પુરૂષને સ્પર્શ કરતી નથી, દુરાત્મા રાવણે બળપૂર્વક મ્હારૂં હરણ કરી તેના શરીરનો સ્પર્શ કરાવ્યો છે, પરન્તુ હું શું કરૂં ? તે સમયે હું અતિશય બળહીન અને વિવસ હતી, હવે તો રામચંદ્રજી પોતે આવીને મ્હને લઈ જાય તોજ ઉચિત થાય." સીતાજીનાં ધર્મ અને યુક્તિપૂર્ણ વાક્ય શ્રવણ કરી હનૂમાનજી બહુ પ્રસન્ન થયા અને એ વાક્યો મહાત્મા રામચંદ્રજીનાં સહધર્મિણીને યોગ્ય જ છે એમ કહી સીતાજીની અતિશય પ્રશંસા કરવા લાગ્યા. ત્યાર પછી અનેક ક્ષણ પર્યંત પરસ્પર વાર્તાલાપ થયો. હનુમાને સીતાદેવીને સાન્ત્વન આપ્યું અને ત્યાંથી વિદાય થવાનો સંપકલ્પ કર્યો. રામચંદ્રજીની ખાત્રી થવા માટે તેમણે સીતાજી પાસે કોઈ વસ્તુની યાચના કરી, ત્યારે સીતાદેવીએ વનવાસ સમયે બનેલો એક વિશિષ્ટ બનાવ કહી સભળાવ્યો તેમજ વિવાહ સમયે પિતા જનકે તેમને આપેલો એક ઉત્કૃષ્ટ ચુડામણિ મસ્તકમાંથી કાઢી હનૂમાનને આપતાં કહ્યું કેઃ " દૂત ! આ વસ્તુ રામથી અજ્ઞાત નથી. આ ચુડામણિનો જોતાં જ તેઓ મ્હારૂં, મ્હારા જનક-જનનીનું, અને રાજા દશરથનું સ્મરણ કરશે." હનૂમાને એ ચુડામણિ ગ્રહણ કરી યત્નપૂર્વક જાળવી રાખ્યો, અને અશ્રુપૂર્ણ સીતાદેવીને સાન્ત્વન આપી ભક્તિપૂર્વક પ્રણામ કરી તે સ્થાનનો ત્યાગ કર્યો.

અશોક કાનનમાં વિચરણ કરતાં કરતાં હનૂમાનને અનેક વિચારો ઉત્પન્ન થયા હતા. લંકાનો ત્યાગ કરતાં પહેલાં એક વખત રાવણના બળની પરીક્ષા કરવાની તેમને ઇચ્છા થઇ, તેથીજ તેમણે તે મનોહર કાનન ભાંગી ચૂર્ણ કરી નાંખવા માંડયો. અનેક સુંદર

વૃક્ષો મૂળમાંથી ઉખેડી પૃથિવીપર આડાં ફેંકી દીધાં. તેમની ભયંકર મૂર્તિ જોઈ રાક્ષસો આમતેમ ન્હાસવા મંડયા. થોડી વારમાંજ એ ઉત્પાતના સમાચાર રાવણને કાને ગયા. રાવણે તે વાનરને પકડવા અથવા મારી નાંખવાની આજ્ઞા ફરમાવી. તત્ક્ષણાત્ રાક્ષસો અસ્ત્ર શસ્ત્ર લઇને હનૂમાન સાથે અશોક કાનનમાં યુદ્ધ કરવા ગુંથાયા. રાક્ષસોના બાણથી બચી જઈ હનૂમાને તેમનો વિનાશ કરી નાંખ્યો. રાક્ષસોનાં બાણ આવતાંજ તેઓ વૃક્ષની ઘીચ ઝાડીમાં ભરાઇ જતા અને તેમની નજર ચુકાવી તેઓ મ્હોટાં વૃક્ષો અને મ્હોટા પત્થરો વડે તેમને ચૂર્ણ વિચૂર્ણ કરવા લાગ્યા. હનૂમાનના પ્રહારથી રાક્ષસો ત્રાહ ત્રાહ પામવા લાગ્યા. અનેક ત્યાંજ ભૂમિશાયી થયા. અનેક ત્યાંથી પલાયન કરી ગયા ! એ જોઈ રાવણે અતિ ક્રોધે ભરાઇ પોતાના મૂખ્ય મૂખ્ય સેનાપતિઓને હનૂમાન સ્હામે યુદ્ધ કરવા મોકલ્યા, પરન્તુ તેઓ પણ હનૂમાનના પ્રહારથી યમદ્વારમાં પહોચી ગયા. ત્યારપછી યુદ્ધકુશળ રાવણકુમાર અક્ષ હનૂમાન સ્હામે ધસ્યો. તેના બાણથી હનૂમાનને શરીરે અનેક ઘા પડયા, બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. થોડો સમય પર્યંત તો જય પરાજય સમજી શકાયો નહિ. પવન કુમારે, અનુચર વર્ગ સહિત અક્ષનો પણ સંહાર કર્યો. ત્યારપછી તેઓ એક ઉચ્ચ દિવાલ ઉપર બેસી વારંવાર સિંહનાદ કરવા લાગ્યા. કુમાર અક્ષના સંહાર–સમાચાર સાંભળી રાવણ ક્રોધે ચિતાગ્નિની પેઠે પ્રજ્વલિત થઇ ઉઠયો તેણે હનૂમાનનો વધ કરવા ઇન્દ્રજિતને મોકલ્યો. ઇન્દ્રજિતને હસ્તે પરાજિત થઇ હનૂમાન સ્વેચ્છાનુસાર પાશબદ્ધ થયા. રાક્ષસો તેમને અનેક પ્રકારનો ત્રાસ આપતા રાવણ સમીપ લઇ ગયા. એક વખત રાવણનો સાક્ષાત્કાર કરવાનીજ તેમની ઇચ્છા હતી. હનૂમાનને જોતાંજ રાવણે તેમનો પરિચય પૂછયો. તેમણે નિર્ભય ચિત્તે રાવણને પોતાની ઓળખાણ આપી અને લંકામાં આવવાનું સત્ય કારણ કહી સંભળાવ્યું અને કહ્યું કે: વીર રામચંદ્રજી સાથે મૈત્રી બાંધી તેમને સીતાદેવી સોંપી દેવાથીજ તમારૂં

કલ્યાણ થશે. ” રાવણ તેમનો ઉપદેશ સાંભળે તેવો ન હતો. હનૂમાનના શબ્દો સાંભળી ઉલટો તે ક્રોધાયમાન થયો. હનૂમાન પણ તેનાથી ભય પામે તેવા ન હતા. તેમણે તેના અત્યાચારની કથાઓ કહી સભામાંજ તેનો તિરસ્કાર કરવા માંડયો. રાવણે કોપાયમાન થઇ હનૂમાનને પ્રાણદણ્ડની આજ્ઞા કરી. પરન્તુ બુદ્ધિમાન વિભીષણે રાક્ષસરાજનો ક્રોધ સમાવી હનૂમાન જેવા એક દૂતના કુવચનો તરફ ક્ષમા દર્શાવવા અને કોઇ પ્રકારે માત્ર તેનું એકાદ અંગ વિકૃત કરી લંકા પાર કરવાની સલાહ આપી. રાવણે હનૂમાનનું માત્ર પૂછડું દગ્ધ કરવાની ઇચ્છા દર્શાવી. મહાવીર હનૂમાનને પૂંછડે તેલમાં બોળેલાં વસ્ત્રો બાંધવામાં આવ્યાં. રાક્ષસોએ તેને સળગાવી દીધાં. અગ્નિ ભડભડ બળવા લાગ્યો તેજ ક્ષણે એકજ કૂદકો મારી હનૂમાનજી રાવણના મહાલયપર ચઢી ગયા અને ત્યાં તેમણે અગ્નિ પ્રકટાવ્યો. તે પછી ત્વરિત ગતિએ એક પછી એક સર્વ ગૃહ ઉપર અગ્નિ પ્રકટાવી લંકાને અગ્નિમાળાવડે સુસજ્જિત કરી દીધી! આનન્દ કલ્લોલ કરતી લંકા નગરીમાં સર્વત્ર હાહાકાર અને રોદન ધ્વનિ થઇ રહ્યો! આબાલ, વૃદ્ધા, વનિતા આદિ સર્વે રોદન કરવા લાગ્યાં. ક્ષણ કાલમાં તો સુંદર લંકાનગરી ભસ્મીભૂત થઇ ગઇ અને તેણે સ્મશાન તુલ્ય ભયંકર આકાર ધારણ કર્યો!

મહાન્ ઉત્સાહ ભરિત હૃદયે મહાવીર હનૂમાન લંકા દગ્ધ કરી તો ખરી પરન્તુ તેમને સીતાજીની વિશેષ ચિન્તા થઇ, તેમણે સીતાજીને અશોક કાનનમાં નિરાપદ જોયાં ત્યારે તેઓ પ્રસન્ન થયા. અને તેમની સમક્ષ જઇ વિદાય થવાની આજ્ઞા માંગી. તે પછી તત્ક્ષણાત્ તેઓ સાગર–ઉલંઘન કરી કિનારા તરફ પધાર્યા, અંગદ વગેરે વાનરોએ દૂરથીજ તેમનો હુંકાર ધ્વનિ સાંભળ્યો. થોડી વારમાંજ હનૂમાન તેમની નજીક આવી પહોંચ્યા એટલે મૂખ્ય મૂખ્ય વાનરો તેમને મુખેથી યથાસ્થિત જાનકિજીનું વર્ણન સાંભળી આનંદ નિમગ્ન થયા અને હર્ષદર્શક સિંહ ગર્જના અને કિલકિલાટ ધ્વનિદ્વારા દિગ્મંડલ પરિપૂર્ણ કર્યું. સર્વ વાનરો આનન્દમાં બાહ્યજ્ઞાન શૂન્ય થઇ નાના પ્રકા-

રનાં ક્રીડા કૌતુક કરવા લાગ્યા. તેમજ મહારાજ સુગ્રીવના એક સુરક્ષિત મધુવનમાં પ્રવેશ કરી ઇચ્છાનુસાર આનંદોત્સવ કરવા લાગ્યા.

હનૂમાન અને અંગદ આદિ વાનરો પાછા આવ્યાના સમાચાર સાંભળી સુગ્રીવને કાર્ય સિદ્ધિ સંબંધી સંદેહ રહ્યો નહિ ! તેની ખાત્રી થઇ કે; સીતાદેવીની ભાળ મળી છે. થોડી વારમાંજ સુન્દર બગિચાઓથી સુશોભિત પ્રસ્રવન પર્વત ઉપર હનુમાન વગેરે આવી પહોંચ્યા. મહાવીર પવનકુમારે ઉત્સાહિત કણ્ઠે રામ–લક્ષ્મણ અને સુગ્રીવ સમક્ષ સીતાદેવીના સમાચાર નિવેદન કર્યા. સાગર–ઉલંઘન કર્યો ત્યારથી તે સીતાદેવીનાં દર્શન અને લંકા દહન કરી ત્યાં સુધીનું સર્વ વૃતાન્ત વિસ્તાર પૂર્વક તેમણે કહી સંભળાવ્યું. સીતાજીની દીનદશા, તેમની અતિશય પતિપરાયણતા, રાવણ સાથે સીતાજીનો વ્યવહાર, રાવણદ્વારા ત્રાસ, સીતાજીનું મન; કષ્ટ, સીતાજીને બાર માસની મુદત આપવી, રામ–લક્ષ્મણની ઉદાસિનતાથી સીતાજીનો વિલાપ, પ્રાણવિસર્જન કરવાનો સીતાજીનો સંકલ્પ, આદિ સર્વ તેમણે કહી સંભળાવ્યું. એથી રામચંદ્રજીને મહાન શોક થયો. સીતાજીએ આપેલો ચુડામણિ હનુમાને રામચંદ્રજીના હસ્તમાં મૂકયો તે તેમણે ઓળખ્યો અને અશ્રુપૂર્ણ નેત્રે ચુડામણિ વારંવાર હૃદય સાથે દબાવવા લાગ્યા. આ સમયે તેમની નાસિકામાંથી ઉતાવળે શ્વાસ વહેવા લાગ્યો અને તુરતજ રાવણ સાથે યુદ્ધ કરવા લશ્કર તૈયાર કરવાનો સંકલ્પ કર્યો.

અલ્પ સમયમાંજ યુદ્ધની તૈયારી થઇ, અગણિત વાનર સૈન્ય આકાશમાં ધૂળ ઉરાડતું દક્ષિણ દિશા તરફ અગ્રસર થવા લાગ્યું. થોડા દિવસમાંજ રામચંદ્રજી સૈન્ય સહિત સાગર–કિનારે આવી પહોચ્યા, અને સાગર–પાર જવાનો ઉપાય શોધવા લાગ્યા. વાનરોમાં કેવળ મહાવીર હનૂમાન સાગર ઉલંઘન કરવા સમર્થ હતા, પરન્તુ આટલા બધા અસંખ્ય વાનરો સહિત શી રીતે લંકા પર્યંત પહોંચવું તેની જ રામચંદ્રજીને ચિન્તા થઇ. સુગ્રીવ વગેરે

વીર વાનરોની સહાયતા છતાં તેઓ કલેશભરિત ચિત્તે સમુદ્ર કિનારે નિવાસ કરવા લાગ્યા. રામચંદ્રજીને અસંખ્ય સૈન્ય સહિત લંકા ઉપર ચઢી આવવાના સમાચાર સાંભળતાં જ દુષ્ટ રાવણ અતિશય ચિન્તાતુર થયો. તેણે તુરતજ સમસ્ત જ્ઞાતિ બન્ધુઓને અને પરિષદ વર્ગને સભા મણ્ડપમાં એકત્ર કરી, પોતાના ઉપર આવી પડેલી વિપતિ કહી સાંભળાવી, અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. સભામાં એકત્રિત થયલા સભાજનોમાંના અનેક અસુરો રાવણના જેવા પાપાત્મા અને બાહુબળના અભિમાની હતા, તેથી કોઇએ લંકેશ્વરને વ્યાજબી સલાહ આપી નહિ. સર્વ તેને રામચંદ્રજી સ્હામે યુદ્ધ કરવા ઉશ્કેરવા લાગ્યા. કેવળ માત્ર વિભીષણ જ જયેષ્ઠ બંધુ રાવણને યુદ્ધ નહિ કરવા અને સીતાદેવી રામચંદ્રજીને સોંપી તેમની સાથે મૈત્રી સ્થાપન કરવાનો સહ્ઉપદેશ આપવા લાગ્યો, પરન્તુ દુષ્ટાત્મા રાવણ તેના પ્રત્યે ક્રોધાયમાન થઇ તેને અતિશય અપમાન સુચક શબ્દ પ્રહાર કરવા લાગ્યો! અહા! મદાંધ મનુષ્યને હિતકારક વાક્યો પણ કેવાં કડવાં લાગે છે! મદમાં અંધ બનેલો મનુષ્ય સારાસાર સમજી શકતો નથી! તેને હિતમાં વિપરીત જ જણાય છે. સીતાદેવીને લીધેજ રાવણનું સર્વનાશ થવાનો નિશ્ચય જાણી મહાબુદ્ધિમાન વિભીષણે દુષ્કર્મી ભ્રાતા સાથેનો સમસ્ત સંબંધ તોડી નાંખી સાગર–પાર જઇ રામચંદ્રજીનો આશ્રય ગ્રહણ કર્યો. વિભીષણની નીતિ–રીતિ અને ધર્મ પરાયણતા સાંભળી રામચંદ્રજીએ તેની સાથે પવિત્ર મૈત્રી બાંધી, વિભીષણે પણ રામચંદ્રજીને યોગ્ય સહાયતા કરવાનું વચન આપ્યું તે પછી સાગર–પાર થવાનો યત્ન કરવા લાગ્યા. સેનાપતિ નલ, અન્ય વાનરોની સહાયતાથી વૃક્ષ અને પાષાણદ્વારા સાગર પર .સેતુ બાંધવા પ્રવૃત્ત થયા. તેણે થોડા દિવસમાં જ તે કાર્ય પરિપૂર્ણ કર્યું. તે સુન્દર રૂપે બંધાયલો સેતુ, અનન્ત નીલ જળ પર લંબાયમાન થઇ, ગગન નીચે છાયા–માર્ગની પેઠે શોભવા લાગ્યો. વાનર સૈન્ય સહિત રામચંદ્રજી તે

સેતુ પરથી સાગર-પાર થઇ લંકાભૂમિ ઉપર ઉતર્યા. ત્યાં અ
સ્થળે છાવણીઓ બનાવી અપૂર્વ વ્યૂહરચના કરી લંકાપુરીને ઘે
ઘાલ્યો. વાનરોએ મહાન્ હુંકાર ધ્વનિ સહિત રામચંદ્રજીના વિ
ધ્વનિવડે ગગન મણ્ડળ પરિપૂર્ણ કરવા માંડ્યું.

## एकादश अध्याय ।

### लंका विजय-सीताजीनी अग्निपरीक्षा ।

સીતાદેવી રક્ષાગૃહમાં કેદ પડયાં હતાં. ત્યાં દુષ્ટ રાક્ષસી
તેમને અનેક પ્રકારે ત્રાસ આપી રહી હ
તેમ છતાં પણ તેઓ તદ્દન સહાયશૂન્ય ન હતાં. તેમના અલૌ
ગુણને લીધે કેટલીક રાક્ષસીઓ તેમને વશ થઇ હતી. ત્રિજટા ના
રાવણની એક વિશ્વાસુ પરિચારિકા પ્રકટરૂપે સીતાદેવીને ભય આપ
પરન્તુ ગુપ્ત રીતે તેમનું અતિશય હિત ચહાતી. ત્રિજટા સીતાદેવ
પાસે એકાંતમાં હોય તે સમયે તે તેમના પર અતિશય પ્રેમ દર્શાવ
અને પતિવિ યોગમાં દુઃખી થતાં મહાદેવીને નાના પ્રકારે આશ્વાસ
આપતી. એક દિવસ તેણે ભયંકર સ્વપ્ન જોયું હતું તે તેણે સીતાજી
સર્વ રક્ષક રાક્ષસીઓ સમક્ષ કહી સંભળાવ્યું હતું કેઃ સીતા હર
રૂપી મહા પાપને લીધેજ રાવણની સ્વર્ણમય લંકા સત્વર ધ્વંસ
જશે અને સીતાને તેના વિજયી પતિ કારાગૃહમાંથી મુક્ત
સ્વદેશ લઇ જશે. માટે જે રક્ષિકા પોતાનું કલ્યાણ ઇચ્છતી હે
તેણે અત્યારથીજ સીતાદેવીની કૃપા પ્રાપ્ત કરવા યત્ન કરવો. ત્રિજટ
એ સ્વપ્ન--એ કથન--સાંભળી વિષાદમગ્ન જાનકિ સંતોષ પામી
હાસ્ય વચને બોલ્યાં હતાં કેઃ "ત્રિજટે! તમારૂં કથન જો સ
નિવડશે તો અવશ્ય હું ત્હારૂં રક્ષણ કરીશ." વળી એક દિવસ ત્રિ
જટાએ સીતાજીને કહ્યું હતું કેઃ "દેવિ! તમારા સત્ ચરિત્ર ગુ
વડે તમે અમારાં પ્રીતિપાત્ર થયાં છો અને ઉત્તમ સ્વભાવને લ

અમારા હૃદયમાં પ્રવેશ કરવા પામ્યાં છે." આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાય છે કેઃ લંકાપુરી જેવા સગાં કુટુંબી વગરના પ્રદેશમાં પણ સીતાદેવીએ ત્રિજટા જેવી રાક્ષસીના સહવાસથી આશ્વાસન મેળવ્યું હતું, અને ત્યાં પણ તેમના સતચરિત્રનો પ્રભાવ પડયો હતો.

સરમા નામક સીતાજીની હિતાકાંક્ષી એક અન્ય સખી હતી. રાવણે સરમાને સીતાજીના રક્ષણ માટે સીતાજીની પાસે જ રાખી હતી. રાઘવ-વનિતા તેના ઉપર વિશ્વાસ રાખી તેને પોતાની દુઃખ-કથા કહેતાં. સરમાનું હૃદય સ્ત્રીને ઉચિત એવી કોમળતાથી પરિપૂર્ણ હતું. સીતાજીનું દુઃખ જોઇ સરમા અશ્રુ વિસર્જન કરતી. રામચંદ્રજી સૈન્ય સહિત લંકામાં આવી પહોંચ્યા ત્યારથી રાવણે કેવા પ્રકારની સલાહ-મસલત ચલાવી હતી તે સર્વ સરમા જાણતી હોવાથી તેણે સીતાજીને સર્વ કહ્યું હતું. તે અનેક પ્રકારે સીતાજીને આનંદમાં રાખતી. સરમા એ મંદ ભાગિની સીતાજીના અંધકારમય જીવનની એક માત્ર પ્રકાશ સ્વરૂપ હતી. એ પ્રિય સખીના સહવાસથી સીતાજી ક્ષણકાળને માટે પણ પોતાની દુઃખ-જ્વાળા ભૂલી જતાં!

ધર્મપરાયણ વિભીષણ, સીતાદેવીનો કેવો હિતાકાંક્ષી હતો તે પુર્વેજ લખવામાં આવ્યું છે. સીતાદેવી રામચંદ્રજીને પાછાં અર્પણ કરી દેવાની હિતકારક સલાહ આપવા માટેજ તેને રાવણને મુખેથી અનેક કુવચનો શ્રવણ કરવાં પડયાં હતાં. રાવણે તેનું અતિશય અપમાન કર્યું હતું તેથી જ તેણે રાવણનો સંબંધ પરિત્યાગ કરી રામનો આશ્રય લીધો હતો. કલા નામક વિભીષણની એક કન્યા પણ સીતાદેવીની અતિશય હિતૈષી હતી.

રાવણના પરિષદ વર્ગમાંથી પણ કોઇ કોઇ સભાસદો સીતાદેવીનો પક્ષ લઇ રાવણને હિતોપદેશ કરતા. રાવણની માતામહ માલ્યવાન અને અવિન્ધ્ય આદિ રાક્ષસીઓ દુઃખી સીતાદેવીને તેમના પતિને સોંપી દેવાની સલાહ આપવા લાગ્યા, પરન્તુ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ!" દુષ્ટ પાપી રાવણને તેમની સલાહ પસંદ પડી નહિ.

મૃત્યુ જાણે તેના શિરોકેશ ગ્રહણ કરી તેને રામચંદ્રજી સાથે
કરવા પ્રેરી રહ્યું હતું! રામચંદ્રજીનું સૈન્યબળ અને બાહુબળ જ
અતિશય સંકિત થયો, પરન્તુ અહંકારી સેનાપતિ અને દુષ્ટ બુદ્ધિ
મંત્રીઓની સલાહથી ઉત્સાહ પામી તે પાપાત્માએ રામ સાથે સંધિ
કરતાંયુદ્ધ કરવુ ઉચિત્ ધાર્યું. યુદ્ધ કરયા પૂર્વ રામચંદ્રજીએ એકવ
યુવરાજ અંગદને રાવણ સમક્ષ મોકલ્યો. સીતાજી રામચંદ્રજીને સે
દઈ તેમની કૃપાભિક્ષા માંગવાનો અંગદે રાવણને ઉપદેશ આપ
પરન્તુ તેનાં હિતવાક્ય સાંભળી રાવણ બહુ ક્રોધે ભરાયો.
યુદ્ધ કર્યા સિવાય છુટકોજ નથી એમ સમજી રામચંદ્રજીએ સુગ્
આદિ મહાવીર મિત્રોની સહાયતાથી દુર્ભેદ્ય વ્યુહરચના કરી લં
પુરી ઉપર હુમલો કર્યો.

રાવણ મહાન્ વીર અને યુદ્ધ—નીતિવિશારદ હતો. યુદ્ધ
વગરજ સીતાજી વશ કરી શકાય અને રામચંદ્રજીને પરાજિત
શકાય એવો ઉપાય શોધવા લાગ્યો. એક વખત સીતાજી તેના ઉ
પ્રેમ દર્શાવે તો પછી ક્રોધ અને ક્ષોભને લીધે રામચંદ્રજી પ્રાણ ત્
કરશે અથવા તેઓ લંકાનો ત્યાગ કરી અન્ય સ્થળે ન્હાસી
એવું તે માનતો હતો, પરન્તુ એ દિવસ કયાં? સીતાદેવી તો પ
દેવ રામચન્દ્રજીના તેજ-ગર્વથી ગર્વિત હતાં. રાવણે વિચાર્યું કેઃ " ર
વિનષ્ટ થયા સિવાય અથવા રામ વિનષ્ટ થયો છે એવી ખ
થયા સિવાય સીતા મ્હને પોતાનું આત્મ સમર્પણ કરશે નહિ
આવો વિચાર કરી તે પાપીએ વિદ્યુત્ જિહ્વા નામક એક અનુચ
બોલાવી માયાના બળવડે રામનું કપાયલું મસ્તક અને શરાસન પ્ર
કરવાનો આદેશ કર્યો. મસ્તક અને શરાસન તૈયાર થતાં જ રા
ગર્જના કરતો કરતો અશોક કાનનમાં આવ્યો અને યુદ્ધમાં શા
પરાજય થયો છે એવું જણાવી તેની ખાત્રી માટે પેલું માયાવી મ
અને શરાસન મંગાવી સીતાજી સમક્ષ હાજર કર્યું. પવિત્ર ર
હૃદયનાં સીતાદેવીએ રાવણનો માયાવી દેખાવ સાચો માની હાહા

કરી મૂકયો! તેમણે માની લીધું કેઃ તે છિન્ન મસ્તક રામચન્દ્રજીનું જ છે. અહા! હવે કહેવાનું શું હોય! સીતાજીના પ્રાણ નિકળવાની તૈયારી થઇ. તેઓ પોતાના અદૃષ્ટને અનેક ધિક્કાર આપવા લાગ્યાં અને રામને માટે અનેક વિલાપ કરી અશ્રુપાત કરવા લાગ્યાં. તેમણે ઉન્માદિની-ની પેઠે રાવણને કહ્યું કેઃ "દુષ્ટ રાવણ! તું હવે તુર્તજ મ્હને રામ-ચન્દ્રજીના મૃતક દેહ નજીક લઇ જા અને તે શરીર ઉપરજ મ્હારો વધ કર. મ્હારા પતિદેવ સાથે મ્હારો મેળાપ કરાવ એજ કલ્યાણ-કર છે. આજે તેમના દેહ સાથે મ્હારો દેહ અને તેમના મસ્તક સાથે મ્હારૂ મસ્તક મેળવી દેવું ઉચિત છે. હું તેમની સાથેજ જઇશ."

આ પ્રમાણે સીતાદેવી વિલાપ કરી રહ્યાં છે એજ સમયે એક દ્વારપાળે આવી રાવણને કહ્યું કેઃ "સેનાપતિ અને સર્વ અમાત્ય આપનાં દર્શનની અભિલાષાથી બહાર ઉભા રહ્યા છે." તેજ ક્ષણે રાવણે અશોક-કાનનનો ત્યાગ કર્યો. તેના ગયા પછી સરમાએ આવી સીતાજીને માયાવી રામ-મસ્તકની હકિકત કહી સંભળાવી અને મધુરવચનો કહી સીતાજીને આશ્વાસન આપ્યું! એજ સમયે એક-એક વાનરો અને રાક્ષસોનો ભયંકર યુદ્ધનાદ સંભળાયો. સીતાદેવી સમજી શકયાં કેઃ બન્ને સૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધની તૈયારી ચાલી રહી છે. મધુરભાષિણી સરમાના વચનોથી આશ્વાસન પામી સીતાદેવી કૃતજ્ઞહૃદયે આનન્દાશ્રુ વિસર્જન કરવા લાગ્યાં.

થોડી વારમાંજ વાનર અને રાક્ષસો વચ્ચે ભયંકર સંગ્રામ શરૂ થયું! જયપરાજય બન્ને સૈન્યોનો આશ્રય ગ્રહણ કરવા લાગ્યો. એક દિવસ કુમાર ઇન્દ્રજિતે રામચન્દ્રજીની સાથે તુમુલ યુદ્ધ કર્યું. અ-સંખ્ય વાનર અને રાક્ષસોના રક્તથી રણસ્થળમાં કાદવ કાદવ થઈ રહ્યો. બહુ ક્ષણપર્યંત યુદ્ધ થયા પછી ઇન્દ્રજિતે રામ-લક્ષ્મણને નાગ-પાશથી બદ્ધ કરી સિંહનાદ કરતો કરતો લંકાપુરી તરફ વિદાય થયો. રાવણે મહા આનંદપૂર્વક પુત્રને આલિંગન કર્યું અને તત્ક્ષણાત્ સીતાજીને રથમાં બેસાડી રણસ્થળનાં દર્શન કરાવવા ત્રિજટાને આજ્ઞા

કરી. ત્રિજટા સીતાજીને લઇ આકાશ માર્ગેથી નાગપાશબદ્ધ રામ-લક્ષ્મણને બતાવવા લાગી. બન્ને ભ્રાતાઓને મૃત સમજી સીતાદેવી અનેક વિલાપ કરવા લાગ્યાં, પરન્તુ સહૃદય ત્રિજટા તેમનો શોક સમાવવાં લાગી અને માયાજાળ સમજાવવા લાગી. રામ-લક્ષ્મણે દેહ ત્યાગ કર્યો નથી એ જાણી સીતાજીને આશ્વાસન મળ્યું. તેમનો જીવ શાંત થયો. પુનઃ તેઓ અશોક-કાનનમાં આવ્યા. માયાવી-મસ્તક દર્શનની પેઠે આ વખત પણ રાવણનો યત્ન નિષ્ફળ થયો!

વાનર સૈન્ય સાથે યુદ્ધ કર્યાથી ધૂમ્રાક્ષ, વજ્રદંષ્ટ્ર, અકમ્પન, પ્રહસ્ત, કુમ્ભકર્ણ, ત્રિશિરા, મહોદર, અતિકાય, મકરાક્ષ, કુમ્ભ, નિકુમ્ભ, આદિ રાવણના મૂખ્ય મૂખ્ય સેનાપતિઓ એક પછી એક નષ્ટ થયા હતા. લંકાવીરશૂન્ય થઇ હતી. કેવળ માત્ર રાવણ અને ઇન્દ્રજિત યુદ્ધ કરી કવચિત્ જય અથવા કવચિત્ પરાજય સ્વીકારી લંકામાં પાછા ફરતા હતા. વાનરોએ એક વખત જય લાભ કર્યો કે તુર્તજ તેમણે ઉત્સાહ પૂર્વક લંકામાં અગ્નિદાહ કર્યો. લંકા પુનઃ ભસ્મીભુત થઇ ગઇ. સહાયતાશૂન્ય રાવણે લંકાપતન અવસ્ય સમજવા છતાં તે નિરૂત્સાહ કે નિરાશ થયો નહિ. રાવણે જેમ માયા—મસ્તક બતાવી સીતાજીને વશ કરવાનો યત્ન કર્યો હતો તેજ પ્રમાણે ઇન્દ્રજિતે પણ રામ-લક્ષ્મણનો ઉત્સાહ ભંગ કરવા માટે એક દિવસ યુદ્ધ સ્થળમાં રથ ઉપર એક રૂદન કરતી માયાવી સીતા બતાવીને તલવાર દ્વારા તેનો નાશ કર્યો. હનૂમાને સ્વચક્ષુએ એ હૃદય-વિદારક દૃષ્ય જોઇ સજલ નેત્રે સીતા વધ રૂપી દુઃખકારક સમા-ચાર રામને નિવેદન કર્યા. રામ, લક્ષ્મણ અને સુગ્રીવ આદિ વાનરો શોકવિહ્વલ થઇ રોદન કરવા લાગ્યા. આ સમયે મહાબલિ વિભીષણ સર્વના શોકોચ્છ્વાસ જોઇ તેનું કારણ સમજી શકયા. તેમણે ઉપરોક્ત બનાવનું સત્ય રહસ્ય સર્વને કહી સંભળાવ્યું. તે જાણી સર્વને આશ્વાસન મળ્યું. સર્વ શાંત થયા. મહા બળવાન ઇન્દ્રજિતનું બળ-પરાક્રમ જોઇ એક દિવસ વિભીષણે, મહાવીર લક્ષ્મણ, હનૂમાન

અને અગણ્ય વાનર સૈન્ય સહિત તેણે આરંભેલા યજ્ઞ સ્થાનમાં પ્રવેશ કર્યો અને તેના યજ્ઞની સર્વ સામગ્રી નષ્ટ-ભ્રષ્ટ કરી નાંખી. ઇન્દ્રજિત યજ્ઞ શરૂ કરતો હતો તેજ ક્ષણે લક્ષ્મણે તેના ઉપર તીક્ષ્ણ બાણુ ફેંકયાં. ઇન્દ્રજીતે મૃત્યુને નજીક જોઇ એક વીર પુરૂષની પેઠે યુદ્ધ કરવા માંડયું. યુદ્ધમાં તેણે પ્રાણત્યાગ કર્યો. એ સમાચાર સાંભળતાંજ રાવણુ મૂર્છિત થઇ પૃથિવી પર પડયો. થોડીવાર પછી ચૈતન્ય આવતાંજ તેણે શોકને લીધે ઉન્મત્ત જેવું ભયંકર રૂપ ધારણ કર્યું. તેનું ગર્વપૂર્ણ હૃદય ભગ્ન થઇ ગયું. જાણે તેનો હૃદય-પિણ્ડ ચૂરે ચૂરા થઇ જવા લાગ્યો. તે સમસ્ત જય-આશા ત્યાગ કરી વિલાપ કરવા લાગ્યો. કાલરૂપિણી સીતાજ સર્વ અનર્થનું મૂળ છે એમ સમજી રાવણે ખડ્ગ કાઢ્યું અને સીતાજીનો વધ કરવા તેમના તરફ ધસ્યો. તેની સંહારક ભયંકર મુર્તિ જોઇ સર્વ આમતેમ પલાયન કરવા લાગ્યા. સીતાજીએ રાવણુને દુરથી આવતો જોઇ પોતાનું મૃત્યુ જાણી લીધું અને હૃદયના આરાધ્ય દેવતા, પ્રેમમય જીવિત-નાથનાં પાદારવિંદનું સ્મરણુ કરી રાવણુના ખડ્ગની વાટ જોવા લાગ્યાં. ત્યાં એકાએક રાવણુની વિખેરાયલા વાળવાળી સ્ત્રીઓ, શોકાકુલ ચિત્તે આવી તેને સ્ત્રીવધરૂપી પાપ નહિં કરવા સમજાવવા લાગી. શોકાગ્નિમાં પ્રજ્વળતા રાવણે તે સ્થળનો ત્યાગ કર્યો, અને તેજ ક્ષણે રામચંદ્રજી સ્હામે યુદ્ધ કરવા ધસ્યો. એક ભયંકર સંગ્રામ આરંભ થયું. બહુ ક્ષણુ પર્યંત યુદ્ધ થયા પછી રાવણુના શક્તિ-બાણુથી લક્ષ્મણ પૃથિવી પર પડયા. પ્રાણાધિક ભ્રાતાની એવી દુર્દશા જોઈ રામચંદ્રજી વિલાપ કરવા લાગ્યા. સર્વ વાનરો કપાળે હાથ મારી રોદન કરવા લાગ્યા. ક્ષણુ વારમાં તો સર્વ રણસ્થળ ઉપર હાહાકાર અને વિલાપ ધ્વનિ સંભળાવા લાગ્યા! યુદ્ધમાં જય પ્રાપ્ત કરી રાવણુ સિંહગર્જના કરતો કરતો લંકાપુરીમાં ચાલ્યો ગયો.

રાવણુના શક્તિ-બાણુથી સખ્ત ઘાયલ થયેલા લક્ષ્મણુને ચેતન ન હતું. એ જોઇ ઉત્તમ વૈદ્યોની સલાહથી હનુમાનજી ગંધમાદન

નામક પર્વત ઉપરથી કેટલાંક ઔષધો લઇ આવ્યા. એ ઔષધીઓના પ્રયોગથી લક્ષ્મણને સત્વર આરામ થયો. વાનરોના જયધ્વનિથી લંકાપુરી પુનઃ કમ્પી ઉઠી. રામચંદ્રજીની વિજય-શક્તિ કોઇ પણ પ્રકારે નષ્ટ થઇ નહિં એ જોઇ રાવણ અતિશય ચિન્તાગ્રસ્ત થયો અને અતિશય સૈન્ય સંગ્રહ કરી પુનઃ યુદ્ધ સ્થળે ઉપસ્થિત થયો. પૃથિવીને રામહીન કિંવા રાવણહીન કરવાની પ્રતિજ્ઞા લીધી. રામ-રાવણનું ભયંકર યુદ્ધ અને વિચિત્ર રણ-નૈપુણ્ય જોવા અંતરીક્ષમાંથી દેવતા, સિદ્ધ, ચારણ અને અપ્સરાઓએ પણ આગમન કર્યું. ત્રિલોક પૂજ્ય રામચંદ્રજીને પૃથિવી પર યુદ્ધ કરતા જોઇ સુરરાજ ઇન્દ્રને પણ તેમની સહાયતા કરવાની ઇચ્છા થઇ. તેમણે તેજ ક્ષણે પોતાનો અપૂર્વ રથ રામચંદ્રજી તરફ મોકલી દીધો. દેવરાજ ઇન્દ્રની પ્રસન્નતાથી હર્ષ પામી રામચંદ્રજી તેજ રથમાં બિરાજ્યા અને તે રાવણ સમક્ષ હાંકવાની સારથિને આજ્ઞા ફરમાવી. વીર યુગલ રામ-લક્ષ્મણનો અપૂર્વ રણવેશ, ભયંકર ધનુષ્ટંકાર, અને વિકાળ કાળ જેવી સંહાર-મૂર્તિનાં દર્શન કરવાથી સર્વ જીવજંતુ ભય કમ્પિત થયાં. રામ-રાવણ વચ્ચે ઘોર રથ-યુદ્ધ આરંભ થયું. કોનો પક્ષ ગ્રહણ કરવો એ નક્કી નહિ કરી શકયાથી વિજયલક્ષ્મી એક વખત રાવણ તરફ અને એક વખત રામચંદ્રજી તરફ કૃપા દર્શાવવા લાગી. બહુ ક્ષણ પૂર્વેથીજ મહર્ષિ અગસ્ત્ય યુદ્ધ દર્શનાર્થે લંકામાં પધાર્યા હતા. તેમણે રાવણ વધ માટે રામચંદ્રજીને આદિત્ય હૃદય નામક સનાતન સ્તોત્ર સંભળાવ્યું હતું. રામચંદ્રજીને રાવણ-વધ માટે નિશ્ચય થયો હતો તેથી તેઓ મહાન્ ઉત્સાહપૂર્વક યુદ્ધ કરી રહ્યા હતા. ઘણો વખત થઇ જવા છતાં કોઇનો જય પરાજય નહિં જણાયાથી અંતે રામચંદ્રજીએ ક્રોધે ભરાઇ પ્રચણ્ડ અગ્નિની પેઠે રાવણ સ્હામે એક ભયંકર બ્રહ્માસ્ત્ર ફેંક્યું. તે અસ્ત્રના આઘાતથી રાવણનું શરીર છેદાઇ ગયું. ધડાક દઇને તે પૃથિવી પર પડયો!

રાવણ પડતાંજ સર્વત્ર એક મહાન્ આનન્દ-કોલાહલ વ્યાપી

રહ્યો. અમર આત્માઓ રામચંદ્રજીનો જયધ્વનિ કરતા કરતા તેમના મસ્તક ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ચારે દિશામાં દુન્દુભિનાદ સંભળાવા લાગ્યો. સિદ્ધ, ચારણો અને અપ્સરાઓ રામચંદ્રજીનાં સ્તુતિ ગાન કરવા લાગ્યાં. સર્વ વાનર સૈન્યમાંથી એક તુમુલ કિલકિલાટ ધ્વનિ ઉત્પન્ન થયો. અધર્માચરણી રાવણના પ્રાણ જતાંજ જાણે સર્વે દિશાઓ સુપ્રસન્ન થઇ ગઇ. મધુર પુષ્પોની સૌગંધથી સર્વ સ્થળ સુગંધમય થઇ ગયું. સૂર્ય મણ્ડલ જાણે પ્રભાસમ્પન્ન થયું અને સ્થાવર જંગમ જાણે રામચંદ્રજીના વિજય શક્તિનું સન્માન કરવા લાગ્યાં. પાપાચરણી-અધર્મી-રાવણની પત્નીઓ, પતિના શોકથી વિહ્વલ અને ઉન્માદિની થઇ રોદન અને વિલાપ કરતી કરતી રણસ્થળમાં ઉપસ્થિત થઇ. કરૂણ હૃદયના રામચંદ્રજીએ વિભીષણને આશ્વાસન આપી તેને રાવણના અન્ત્યેષ્ટિ સંસ્કાર પરિપૂર્ણ કરવાનો અને રાવણની પત્નીઓને સાન્ત્વન આપવાનો ઉપદેશ દીધો. રામચંદ્રજી અશ્રુપૂર્ણ નેત્રે રાવણના બળ શૌર્યની અતિશય પ્રશંસા કરવા લાગ્યા. રાવણની અન્ત્યેષ્ટિ ક્રિયા પૂર્ણ થયા પછી રામચંદ્રજીની આજ્ઞાથી લક્ષ્મણે વિભીષણને લંકાના સિંહાસન પર રાજ્યાભિષેક કર્યો.

અનેક દિવસ પછી દુષ્ટ શત્રુનો ઉચ્છેદ થયો. અનેક દિવસ પછી રામચંદ્રજીની મનવાંચ્છના પરિપૂર્ણ થઇ. સીતાજીનો ઉદ્ધાર કરવાની સુગ્રીવે પ્રતિજ્ઞા લીધી હતી તે અનેક દિવસ પછી, આજે પરિપૂર્ણ થઇ. રાવણનો વધ થવાથી સર્વે હર્ષ અને આનંદમાં નિમગ્ન થયાં. રામચંદ્રજીએ, સુગ્રીવ, વિભીષણ અને મૂખ્ય મૂખ્ય વાનરોને આલિંગન કરી પોતાના હૃદયનો આનંદ પ્રકટ કર્યો. ત્યાર પછી તેમણે મહાવીર હનુમાનને અશોક કાનનમાં સીતાજીના કુશળ સમાચાર પૂછવા અને તેમને રાવણ-વધ સમાચાર નિવેદન કરવા લંકાપૂરી પ્રત્યે મોકલ્યા. હનુમાનને જવા માટે તૈયાર થયલા જોઇ તેમણે કહ્યુંઃ "વીર! તમે જાનકિને આ પ્રિય સમાચાર નિવેદન

કરી પ્રતિ ઉત્તર લઈ આવો.” સીતાદેવી અશોક કાનનમાં મલિન વેશ ધારણ કરી, દીન ચિત્તે રાક્ષસીઓના ચોકી પહેરામાં બેઠાં હતાં. એ સમયે હનૂમાનને તેમણે બે હાથે પ્રણામ કરી રામ–લક્ષ્મણના કુશળ સમાચાર અને દુષ્ટાત્મા રાવણના વધના સમાચાર જણાવ્યા. હનૂમાનને મુખેથી એ પ્રિય સમાચાર સાંભળી દેવી સીતાજી હર્ષના આવેશમાં અવાચક થઇ ગયાં. ક્ષણ વાર પછી તેઓ બોલ્યાં: “વત્સ! ત્હેં મ્હને જે શુભ સમાચાર સંભળાવ્યા છે તેને અનુકૂળ એવી કોઇ બક્ષિસ જણાતી નથી. ત્હને દાન કરી સુખી થાઉં એવી કોઇ પણ વસ્તુ પૃથિવીમાં મ્હને જણાતી નથી. સુવર્ણ, વિવિધ રત્ન, અથવા ત્રૈલોક્યનું રાજ્ય પણ ત્હારા એ સમાચારની બક્ષિસને લાયક નથી. એથી પણ વિશેષ મૂલ્યવાન વસ્તુનું ત્હને દાન કરવું જોઇએ.”

સીતાજીનાં વાક્ય શ્રવણ કરવાથી હનૂમાનજીને અતિશય આનંદ થયો. તેમને ક્લેશદાયક એવી રાક્ષસીઓનો વધ કરવાની તેમણે આજ્ઞા માંગી પરન્તુ દીન અને દીન વત્સલ સીતાજીએ ચિન્તા અને વિચારપૂર્વક તેમને એવું નિષ્ઠુર કાર્ય કરતાં રોક્યો. સીતાજીએ કહ્યું: “વીર! જેઓ રાજાના આશ્રિત અને તેને વશ છે, જેઓ અન્યની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેવી આજ્ઞાવશ દાસીઓ પ્રત્યે કોણ ક્રોધ કરે? અદૃષ્ટ દોષ અને પૂર્વ દુષ્કર્મોને લીધે હું આ દુઃખ સહન કરી રહી છું. વિશેષ શું કહું? હું મ્હારાં કર્મનાં ફળજ ભોગવી રહી છું, તેથી તેમનો વધ કરવા સંબંધી પુનઃ તું મ્હને કહીશ નહિ! એ સર્વ દૈવિ ગતિ છે. મ્હારા અદૃષ્ટમાં દૈવે એવુંજ લખ્યું છે. નિર્બળ મનુષ્યોની પેઠેજ એમના સર્વ દોષ આજે હું ક્ષમા કરૂં છું. એ રાક્ષસીઓ રાવણની આજ્ઞાથીજ મ્હારા પ્રત્યે ક્રોધ અને તિરસ્કાર દર્શાવતી. હવે તો તે નષ્ટ થયો છે તેથી તેઓ પણ હવે મ્હારા પ્રત્યે એવો દુષ્ટ વ્યવહાર નહિં ચલાવે. જે મનુષ્યો બીજાની આજ્ઞાથી પાપાચરણ કરે છે તેને બુદ્ધિમાન મનુષ્યો દણ્ડ દેતા નથી અથવા તેનું અકલ્યાણ કરતા નથી. સત્ય કહીએ તો એવુંજ આચરણ રાખવું એજ કર્તવ્ય

. સત્ચરિત્ર એજ સાધુ પુરૂષોનું ભૂષણ છે. આર્યજનો પાપી અને ધ કરવા લાયક મનુષ્યો પ્રત્યે પણ શુભ આચારવાળા મનુષ્યોની ઠે દયા દર્શાવે છે. સત્ય કહીએ તો મનુષ્ય માત્ર અપરાધ કરે છે, થી સર્વ ક્ષમાને પાત્ર છે. પરહિંસામાંજ જેઓ સુખ માને છે, જેઓ ર પ્રકૃતિના અને દુરાત્મા છે તેમનાં પાપાચરણ જોવામાં આવે તો ણ તેને દણ્ડ દેવો ઉચિત નથી. ”

સીતાદેવીનાં ઉપર પ્રમાણે ધર્મસમ્મત વાક્યો શ્રવણ કરી નૂમાનજીએ આનંદ પામી કહ્યું: “ દેવી ! હું સમજી શક્યો છું કે મે રામચંદ્રજીનાં ગુણજ્ઞ ધર્મપત્ની છો. તમે સર્વ રીતે તેમને યોગ્ય ા. હવે મને રજા આપો. હું તેમના તરફ વિદાય થાઉં.” જાન- ીજીએ કહ્યું: “ સૌમ્ય ! ભક્તવત્સલ પતિદેવનાં દર્શન કરવાની હને તીવ્ર ઇચ્છા થઇ રહી છે.” મહામતિ હનૂમાનજીએ તેમના હૃદયમાં ર્ષ ઉત્પાદન કરવા કહ્યું: “ દેવી ! તમે આજેજ રામ–લક્ષ્મણનાં દર્શન રી શકશો. હવે તેઓ શત્રુહીન થયા છે. જેમ શચી દેવી સુર- ાજ ઇન્દ્રનાં દર્શન કરી શકે છે તેજ પ્રમાણે તમે પણ આજે તેમનાં ર્શન કરી શકશો. ” એમ કરી હનૂમાને જાનકી દેવી પાસેથી રજા ીધી. તેઓ રામચંદ્રજી સમીપ જઇ પહોંચ્યા !

હનૂમાને સીતાજી સંબંધી સર્વ સમાચાર રામચંદ્રજીને નિવેદન ર્યા. તેમને અતિશય ચિન્તા થઇ. તેમનાં બન્ને નેત્રો અશ્રુપૂર્ણ થઇ ાયાં. તેમણે ઉંડો નિઃશ્વાસ નાંખી વિભીષણને કહ્યું: “ રાક્ષસરાજ ! જાનકીને સૌગંધથી સ્નાન કરાવી અને ઉત્કૃષ્ટ વસ્ત્રાભુષણોથી સજ્જ બા સ્થાનમાં લઇ આવો. ” તુર્તજ વિભીષણ પોતાના અંતઃપુરમાં ગયો. તેણે પોતાની પત્નીદ્વારા પ્રથમ સીતાજીને ઉતાવળે તૈયાર થવા સમાચાર કહેવડાવ્યા ત્યાર પછી તેણે સીતાજી સમક્ષ જઇ પ્રાર્થના કરી કેઃ “ દેવિ ! ઉત્કૃસ્ટ વસ્ત્રાભુષણોથી સજ્જ થઇ મ્યાનામાં બેશજો. તમારૂં કલ્યાણ થાઓ. રામને તમારાં દર્શન કરવાની ઇચ્છા થઇ છે.”

વિભીષણના એ વાક્યો સાંભળી સીતાજીના આનંદની સીમા રહી નહિ !" તેમણે કહ્યું: "અનેક દિવસ પછી આજે હું પતિ દેવનાં -પ્રાણેશ્વરનાં-દર્શન કરવા ભાગ્યશાળી થઇ છું ત્યાં પછી બીજા વસ્ત્રાલંકારનું પ્રયોજન શું છે ?" પરન્તુ વિભીષણે કહ્યું: "પતિની આજ્ઞા પાલન કરવી એ પત્નીનો ધર્મ છે." પતિવ્રતા રામ-પત્ની પણ પતિભક્તિના પ્રભાવથી તુરતજ કબુલ થયાં. તેમણે તુર્તજ સ્નાન કર્યું અને મહા મૂલ્યવાન વસ્ત્રાલંકાર ધારણ કરી મ્યાનામાં બેઠાં. સીતાદેવીનું હૃદયક્ષેત્ર આજે અનેક વિચારની લીલા ભૂમિ જેવું થઇ રહ્યું છે. પાપી રાવણના હસ્તમાંથી તેમને કોઇ પણ દિવસ મુક્તિ પ્રાપ્ત થશે, અને ભવિષ્યમાં તેઓ કોઇ પણ સમયે પતિ-મુખ દર્શન કરવા સમર્થ થશે એ વિષે તેમને શંકાજ હતી, પરન્તુ અહા! એજ સીતાદેવી આજે પતિદેવનાં દર્શન માટે ગમન કરી રહ્યાં છે. આજે કાંઇ સ્વપ્ન ન હતું. તેઓ આનંદાશ્રુ વિસર્જન કરતાં કૃતજ્ઞ હૃદયે દેવતાઓનું સ્મરણ કરી તેમને પ્રણામ કરવા લાગ્યાં. સીતાજી નાના પ્રકારની ચિન્તા કરી રહ્યાં હતાં એટલામાં મ્યાનો રામચંદ્રજી સમીપ આવી પહોંચ્યો. વિભીષણે ત્વરિતગતિએ જઇ રામચંદ્રજીને સીતાજીના આગમન સમાચાર નિવેદન કર્યા. રામચંદ્રજીએ સાંભળવા છતાં જાણે સાંભળ્યું ન હોય તેમ કર્યું ! સીતાજીનો મ્યાનો પોતાની સમક્ષ આવતો જોઇ તેઓ ધ્યાનમગ્ન થયા. આજે તેમનું હૃદય ઘોર અશાંતિથી પૂર્ણ હતું. એક તરફ ક્ષત્રિયતેજ અને ક્ષત્રિય અભિમાન હતું અને બીજી તરફ દામ્પત્યપ્રેમ અને પ્રિયજનનો સમાગમ હતો. એક તરફ સીતાજીને રાક્ષસગૃહનિવાસ અને બીજી તરફ તેમની નિર્દોષિતા હતી. એક તરફ લોકાપવાદ અને બીજી તરફ હૃદયગત સરલ વિશ્વાસ હતો, એક તરફ માધુર્ય હતું અને બીજી તરફ ભયંકરતા હતી. આ પ્રમાણે નાના પ્રકારની ભાવનાઓના તુમુલ આંદોલનને લીધે તેમનું હૃદય અતિશય વિચિત્ર થઇ રહ્યું હતું. રામચન્દ્રજીને શાંતરૂપે બેસી રહેલા જોઇ વિભીષણે તેમને પ્રણામ કરતાં આનંદભરિત ચિત્તે કહ્યું: "વીર!

ી સીતાજી પધાર્યાં છે.” રાક્ષસગૃહ નિવાસી સીતાજીના આગમન
માચાર સાંભળી રામચન્દ્રજીના હૃદયમાં પુનઃ હર્ષ, રોષ અને
ખનો અનુભવ થયો. તેમણે ક્ષણપર્યંત વિચાર કરી કહ્યું: “રાક્ષસ-
જ! સીતાજીને સત્વર મ્હારી સમક્ષ લાવો.” એમ કહી તેઓ
નઃ વિચાર–સાગરમાં નિમગ્ન થયા. રામચન્દ્રજીની આજ્ઞા સાંભળ-
ાંજ તેમની સ્હામે ઉભેલાં સર્વ મનુષ્યોને તે સ્થળેથી દૂર ખસેડ-
ાનો સેવકોને હુકમ થયો. વાનર, રીંછ અને રાક્ષસોનાં ટોળેટોળાં
ાંથી ઉઠી દૂર ગમન કરવા લાગ્યાં. આ સમયે પવનના સપા-
ાથી સમુદ્ર જેમ પ્રચંડ રૂપે ખળભળી ઉઠે છે તેવો એક તુમુલ કલરવ
ત્પન્ન થવા લાગ્યો. એકાએક રામચન્દ્રજીનું સ્વપ્ન લુપ્ત થઇ ગયું.
ૈન્યને દૂર જતાં અને અનેક સેવકોને દૂર ઉભેલા જોઇને રામચન્દ્રજીએ
વભીષણ પ્રત્યે ક્રોધ દર્શાવી કહ્યું: “શામાટે મ્હને કહ્યા વગરજ
સમસ્ત સૈન્યને દૂર જવાનું કષ્ટ આપો છો? એ બધા આપણા જ
આત્મીય અને સ્વજન છે. ગૃહ, વસ્ત્ર અને ભીંતો એ કાંઇ સ્ત્રીઓનું
આવરણ નથી. આ પ્રમાણે લોકોને દુર કરવા એ કંઇ સ્ત્રીઓનું આવ-
ણ નથી. એ તો માત્ર રાજ–આડંબર છે! રાજાઓને એવાજ
આડંબરો પસંદ હોય છે. સત્ય કહીએ તો સત્ચરિત્ર એજ સ્ત્રી-
ઓનું આવરણ છે અર્થાત્ એજ પરદો છે. વળી વિપત્તિ, પીડા,
યુદ્ધ, સ્વયંવર, યજ્ઞ અને વિવાહ સમયે સ્ત્રીઓનું મુખ જોવામાં
આવે તો અડચણ નહિં--એમાં કંઇ દૂષણ નથી. અત્યારે સીતાજી
દુઃખયુક્ત છે, તેઓ અતિશય કષ્ટમાં પડેલા છે. આવે સમયે તેઓ
મ્હારી સમક્ષ ઉભેલાં હોય તેમાં કોઇ પણ પ્રકારનો દોષ નથી. તેમણે
મ્યાનામાંથી ઉતરી પગે ચાલતાં મ્હારી સમક્ષ આવવું. આ સમસ્ત
વાનરોએ મ્હારી સમીપ જ તેમનાં દર્શન કરવાં.”

વિભીષણના મનમાં મહાન્ સંદેહ ઉત્પન્ન થયો. લક્ષ્મણ અને
હનુમાન પણ રામચન્દ્રજીની એ આજ્ઞા સાંભળી અતિશય વિસ્મય
પામ્યા. તેમને ઘણું મનઃકષ્ટ થયું. વાનર અને રાક્ષસસમાજ સ્તબ્ધ

થઇ ગુપચુપ ઉભા રહ્યા. મહા બુદ્ધિમાન વિભીક્ષણ ધીમે ધીમે સીતાજી સમક્ષ ગમન કરી રહ્યા છે. મલીન વસ્ત્રધારી સીતાજી લજ્જાને લીધે જાણે પોતાના દેહમાંજ સમાઇ જતાં હોય તેમ સંકોચ પામી રહ્યાં છે. વિભીક્ષણ તેમની પાછળ પાછળ ચાલી રહ્યો છે. આસપાસ ઉભેલો જનસમાજ સીતાજી સ્હામે દૃષ્ટિપાત કરી રહ્યો છે. રામચંદ્રજી સમુદ્રના જેવા શાંત અને ગંભીર ચિત્તે બેઠા છે. સીતાદેવી ધીમે ધીમે પતિદેવ સમક્ષ હાજર થયાં. તેમણે મુખ ઉપરથી ઘુમટો ઉંચો કર્યો. તેમણે વિસ્મય, હર્ષ અને સ્નેહપૂર્વક પતિદેવનું પૂર્ણચંદ્ર સમાન શાંત મુખમંડળ અવલોકન કર્યું. સીતાજીની દૃષ્ટિ સ્થિર અને સરલ હતી. ક્રમે ક્રમે બન્ને નેત્રો વિકસિત થયાં. તેમાંથી એક દિવ્ય જ્યોતિ નીકળી તેમના નિર્મલ મુખમંડળને જ્યોતિર્મય કરી દેવા લાગી. પતિદેવના સમક્ષ ઉભા રહેતાંજ સીતાદેવી ક્ષણવારને માટે સ્થાન અને કાલ ભુલી ગયાં. જાણે આ શોક તાપમય, વિચ્છેદ–વિરહ પરિપૂર્ણ સંસારમાં સીતાદેવી છેજ નહિ! જાણે સીતાજી પતિ સાથે વિચરણ કરતાં કરતાં કોઇ દેવરાજ્યમાં આવ્યાં છે! તે સ્થળે પાપ નથી, અશાંતિ નથી. તે સ્થળે મન્દાર કુસુમ નિત્ય વિકાસ પામે છે. ત્યાં પવિત્રતા પૂર્ણઅંશે વિરાજી રહી છે. તે સ્થળે રામ અથવા સીતા એ બેમાંથી કોઇએ રક્ત માંસમય શરીર ધારણ કર્યું નથી. તે સ્થળે જાણે અપ્સરાઓના કણ્ઠમાંથી તેમનાંજ જયગાન ગવાઇ રહ્યાં છે! સીતાજી શયનમાં અને જાગૃત અવસ્થામાં જેનું ચિન્તન કરતાં જેનું નામામૃત પાન કરીનેજ તેઓ અત્યાર સુધી જીવન ધારણ કરી રહ્યાં છે, દેહવડે ભિન્ન હોવા છતાં, જેના અંતઃકરણથી તેઓ એક ક્ષણ કાલને માટે પણ ભિન્ન ન હતાં, અને જેને તેઓ પોતાના હૃદય–દેવતા જાણતાં તેજ આલોકના ગતિ અને પરલોકની મુક્તિ, પ્રાણવલ્લભ હૃદય સ્વામીનાં અનેક દિવસો પછી સીતાદેવીએ આજે એકજ વખત દર્શન કર્યાં. તેજ ક્ષણે તેઓ વિહ્વલ થઇ ગયાં. પતિદેવ સ્હામે અનિમિષ નેત્રે દૃષ્ટિપાત કરી, ચિત્રમાં ચિતરાયલી મૂર્તિની

કે તેઓ સ્થિર ઉભાંજ રહ્યાં, પરન્તુ થોડીવાર પછી તેમને ચૈતન્ય આવ્યું. સીતાદેવીએ જોયું કે વાસ્તવિક રીતે તેઓ કોઇ દિવ્ય ધામમાં ઉભાં નથી પરન્તુ રાક્ષસના ગૃહમાંથી આવી રણુસ્થળમાં રાક્ષસ અને વાનર સૈન્યના મધ્યમાં પતિદેવ સન્મુખ ઉભાં છે! તેઓ એકાએક લજ્જાને લીધે સંકુચિત થયાં. સીતાદેવીને વિનયપૂર્વક પોતાની પાસે ઉભેલાં જોઈ રામચંદ્રજીએ કહ્યું: “ભદ્રે! સંગ્રામમાં શત્રુને પરાજય કરી તમને પ્રાપ્ત કર્યા. પુરૂષાર્થ દ્વારા જેટલું થઇ શકે તેટલું મ્હેં કર્યું છે. હવે મ્હારો ક્રોધ શાંત થયો છે. મ્હેં અપમાનને પણ બદલો લીધો છે. આજે સર્વ કોઇએ મ્હારૂં પુરૂષત્વ જોઇ લીધું છે. આજે મ્હારો સર્વ પરિશ્રમ સફળ થયો છે. આજે મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. ચપલ ચિત્તના રાક્ષસે, મ્હારી ગેરહાજરીમાં, મારૂં હરણ કર્યું હતું તે માત્ર તમારા પ્રારબ્ધમાં લખાયલું દૈવિષ્ટજ હતું. મ્હેં મનુષ્ય જન્મ ધારણ કરી તે દોષ નિવારણ કર્યો છે. આજે મહાવીર હનૂમાનનું સાગર લંઘન, લંકાદાહન આદિ ગૌરવ કાર્ય, સુગ્રીવનો યત્ન પ્રયત્ન, બળ દર્શન, અને મહા બુદ્ધિમાન વિભીષણનો સમસ્ત પરિશ્રમ સફળ થયો છે.” રામચંદ્રજીના શબ્દો સાંભળતાં સાંભળતાં સીતાદેવીનાં નેત્રો વિકસવાં લાગ્યાં અને ઝાકળ બિંદુથી ભિંજાયલાં કમળપત્રોની પેઠે અશ્રુજળથી પરિપૂર્ણ થઇ ગયાં. વિખરાયલા રૂક્ષ વાળવાળાં, કમળ લોચન સીતાજી સ્હામે રામચંદ્રજી માત્ર એક વખત દૃષ્ટિપાત કરતાં જ અતિશય વ્યાકુલ થયા હતા, પરન્તુ આત્મસંયમ કરી પુનઃ સર્વ સમક્ષ નીચે પ્રમાણે શબ્દોચ્ચાર કરવા લાગ્યા:—

“ અપમાનનો બદલો લેવા જતાં સ્વાભિમાની મનુષ્યને ઉચિત એવું કર્તવ્ય મ્હેં રાવણવધ દ્વારા પરિપૂર્ણ કર્યું છે * * * તમે નિશ્ચય માનજો કે: જે સહૃદય જનોના બાહુબળ વડે મ્હેં યુદ્ધશ્રમ સહન કર્યો છે તે માત્ર તમારે માટે જ નહિ. પણ મ્હેં મ્હારા ચારિત્રનું રક્ષણ કરવા, સર્વત્ર થતી નિન્દામાંથી બચી જવા, અને

તમારા પ્રખ્યાત વંશનું કલંક દૂર કરવા માટેજ આ કાર્ય કર્યું છે. તમે પરગૃહમાં નિર્વાસ કર્યો છે તેથી મ્હને તમારા ચરિત્રમાં વિલક્ષણ સંદેહ ઉત્પન્ન થયો છે, તમે મ્હારા સ્હામે ઉભાં છે, પરન્તુ નેત્ર રોગથી પિડાતા મનુષ્યને માટે જેમ દિપકની જ્યોતિ પ્રતિકૂલ હોય છે, તેજ પ્રમાણે તમે પણ મ્હારા નેત્ર માટે પ્રતિકૂલ જણાઓ છો. માટેજ તમને કહું છું કે: તમારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યાં જાઓ. હું તમને ઇચ્છતો નથી. જે સ્ત્રીએ પરગૃહમાં નિવાસ કર્યો હોય તેને કયો કુલિન વંશ જ તેજસ્વી પુરૂષ સ્નેહપાત્ર સમજી પુનઃ પોતાના ઘરમાં સ્થાન આપે ? રાવણ તમને ઉંચકી ગયો હતો, તેણે તમારા સ્હામે દુષ્ટ દૃષ્ટિએ જોયુંછે. વળી હું મ્હને સત્ કુલવંશજ જણાવું છું એટલે તમને શી રીતે પુનઃ ગ્રહણ કરૂં ? જે કારણને લીધે તમારો ઉદ્ધાર કરવા યત્ન કર્યો હતો તેમાં મ્હને સફળતા પ્રાપ્ત થઇ છે પરંતુ તમને ગ્રહણ કરવાની મ્હને ઇચ્છા થતી નથી. તમારી ઇચ્છામાં આવે ત્યાં ગમન કરો. ”

આ સમયે જો સીતાજીના મસ્તક ઉપર વજ્રપાત થયો હોત તો પણ તેમને આશ્ચર્ય થાત નહિ ! પ્રિયતમ પ્રાણાધાર રામચન્દ્રજીનાં રોમાંચ કરે એવાં કઠોર વાક્ય શ્રવણ કરી સીતાજી તદ્દન મૃતપ્રાય થઇ ગયાં ! તેમનાં સર્વ ગાત્ર સિથિલ થઇ ગયાં. જાણે તેમના સુખ–સ્વપ્નમાં ભંગ પડયો. જો આ સમયે પૃથિવીના બે વિભાગ થઈ જાત તો અભાગિની સીતાજી તેમાં સમાઇ જઇ આવા દારૂણ અપમાન અને લજ્જાથી થોડે ઘણે અંશે પણ મુક્ત થાત ! પરન્તુ પૃથિવીને પણ તેમની દયા આવી નહિં ! લજ્જાને લીધે તેઓ મરણતોલ થઇ ગયાં ! અશ્રુ છલાછલ નેત્રે તેઓ રૂદન કરવા લાગ્યાં. થોડીક્ષણ પછી વસ્ત્રના છેડાવતી નેત્રો લુછી મૃદુ અને ગદ્‌ગદ્ વાક્યવડે રામચન્દ્રજીને કહેવા લાગ્યાં કે: “ જેમ કોઇ અજ્ઞાન મનુષ્ય પોતાની નીચ સ્ત્રીને દુષ્ટ શબ્દો કહે તેજ પ્રમાણે તમે પણ મ્હને કર્ણ કઠોર, ન કહેવાય એવા અપશબ્દો કહો છો ! તમે મ્હને જેવા ચરિત્રની સમજો છો

ી હું નથી. હું મ્હારા સતચરિત્ર માટે પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કેઃ
મારી ઇચ્છામાં આવે તે રીતે તમે મ્હારી ખાત્રી કરો. કોઇક નીચ
તિની સ્ત્રીઓનાં દુશ્ચરિત્રો જોઇને તમે સર્વ જાતિ માટે શંકા
વો છો એ તદ્દન અનુચિત છે. જો તમારી પરીક્ષામાં હું સર્વાંશે
તોષકારક નિવડું તો તમારી શંકા તમારે પરિત્યાગ કરવી. સાંભળો
સાવચેત અવસ્થામાં મ્હારા અંગનો તેણે શરીર--સ્પર્શ કર્યો છે
સંબંધી હું શું કરૂં ? તેમાં તો માત્ર દૈવનોજ દોષ છે. જે વસ્તુ
ારે આધિન છે, તે હૃદય તો તમારા ધ્યાનમાંજ મગ્ન હતું પણ
રકાને આધિન થઇ શકે એવા દેહ સંબંધી હું શું કરી શકું ? તે
મયે તો હું સંપૂર્ણરૂપે પરાધીન હતી. આપણો પરસ્પર પવિત્ર
ન અને ચિરસંસર્ગ હતો તેમ છતાં તમે મ્હારૂં હૃદય અને ચરિત્ર
સમજી શકો તો પછી હું આટલેથીજ તદ્દન નષ્ટ થઇ છું એમજ
ની લેજો ! તમે જે સમયે મ્હારા શોધ માટે હનૂમાનને લંકા
કલ્યો હતો તે સમયેજ જો તમે મ્હારા ત્યાગનો સંદેશો મોકલ્યો
ત તો હું તે ક્ષણે હનૂમાન સમક્ષ જ મ્હારા પ્રાણ ત્યાગ કરી
! એમ થવાથી તમે તમારા જીવનને સંકટમાં નાંખી વૃથા
ભોગવત નહિં અને તમારા સહૃદય મિત્રબંધુઓને પણ
નર્થક કોઇ પ્રકારનો કલેશ સહન કરવો પડત નહિં. રાજન્!
ા ક્રોધને વશ થઇ સાધારણ જ્ઞાનવાળા મનુષ્યની પેઠે
ને બીજી સાધારણ સ્ત્રીઓના જેવી સમજો છો, પરન્તુ મ્હારૂં
નકી એ નામ કાંઇ માત્ર જનકના યજ્ઞને લીધે જન્મથીજ નથી.
થેવી એજ મ્હારી જનની છે. તમે મહા બુદ્ધિમાન હોવા છતાં
ુ મ્હારૂં અતિ સન્માન યોગ્ય, પ્રશંસાપાત્ર જીવન ચરિત્ર સમજી
યા નથી. બાલ્યાવસ્થામાં જે કારણને લીધે મ્હેં તમારો હસ્ત
ણ કર્યો છે તે પણ તમે ભૂલી ગયા ! તમારા પ્રત્યેની મ્હારી
ક્ત અને પ્રીતિ સર્વે તમે ભૂલી ગયા !"

એમ કહી રૂદન કરતાં કરતાં ગદ્ગદ્ કણ્ઠે સીતાજીએ, દુઃખી

અને ચિન્તાતુર લક્ષ્મણને કહ્યું કે: " લક્ષ્મણ! તમે મ્હને એક ચિતા તૈયાર કરી આપો. આ ક્ષણે ઉપસ્થિત થયલી મ્હારી વિપદનું એજ ઔષધ છે. મિથ્યા કલંક સહન કરી હવે હું જીવન ધારણ કરવા મ્હાતી નથી. પતિને મ્હારા ગુણ ઉપર પ્રેમ નથી, તેમણે સર્વના સમક્ષ મ્હારો ત્યાગ કર્યો છે. હવે હું અગ્નિમાં પ્રવેશ કરી મ્હારો દેહ ભસ્મ કરીશ."

લક્ષ્મણજીએ ગદ્દગદ્દ કણ્ઠે ક્રોધયુક્ત અશ્રુ ભરેલે નેત્રે રામચંદ્રજીના સ્હામે જોઇ તેમની આકૃતિ પ્રકૃતિ પરથી તેમના મનોગત વિચાર સમજી લઇ તેમની જ આજ્ઞાથી એક ચિતા તૈયાર કરી. ચિતાગ્નિ ભડભડ પ્રજ્વલિત થઇ ઉઠયો. ત્યાં હાજર રહેલા મનુષ્ય કે વાનરોમાંથી કોઇ પણ ક્રોધાયમાન રામચંદ્રજીને કાંઇ પણ સલાહ આપવા સમર્થ ન હતા. સીતાદેવીએ પતિદેવની પ્રદક્ષિણા કરી; જ્વલંત ચિતા સમીપ ગયાં અને દેવતા તથા બ્રાહ્મણોને નમસ્કાર કરી કૃતાંજલિપૂર્વક અગ્નિદેવને પ્રાર્થના કરી કે: " જો રામચંદ્રજી પ્રત્યે મ્હારૂં મન અટલ હોય, જો મ્હારો પ્રેમભાવ તેમના પ્રત્યે અખણ્ડિત હોય, જો મ્હારૂં મન, વાણી, કર્મ પવિત્ર હોય તો હે અગ્નિદેવ! તમે મ્હારૂં રક્ષણ કરજો. રામચંદ્રજી મ્હારા જેવી સાધ્વીને અપવિત્ર સમજે છે. જો હું સતી હોઉં તો હે સાક્ષી સ્વરૂપ અગ્નિદેવ! સર્વ પ્રકારે મ્હારૂં રક્ષણ કરજો." એમ કહી જાનકીએ ચિતાની પ્રદક્ષિણા કરી નિર્ભય ચિત્તે, આનંદપૂર્વક પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો. ત્યાં એકત્ર થયલાં આબાલ વૃદ્ધ સર્વેએ વ્યાકુળ ચિત્તે જોયું કે; ઉજ્વલ સુવર્ણ જેવા વર્ણવાળાં, વસ્ત્રાભુષણથી સજ્જ થયલાં સીતાદેવીએ સર્વ સમક્ષ પ્રચણ્ડ અગ્નિમાં પ્રવેશ કર્યો. મહર્ષિ, દેવતા અને ગન્ધર્વોએ જોયું કે; વિશાલ લોચના સીતાદેવીએ યજ્ઞમાં આહૂતિ આપી હોય તેમ અગ્નિમાં પ્રવેશ કર્યો છે! ત્યાં એકત્ર થયલી સ્ત્રીઓએ દુઃખી હૃદયે, રોમાંચ દેહે જોયું કે; " તેજગર્વિત જાનકીજી, મન્ત્રપુત વસુધારાની પેઠે અગ્નિમાં પડયાં છે." ચારે દિશામાં હાહાકાર



सीता-अग्नि-परीक्षा.

[पृष्ठ १९२

Joshi Pros. Bazargate Street, Fort, Bombay J. A. P. W.

ધ્વનિ ઉત્પન્ન થયો. સર્વ જીવજન્તુઓ તુમુલ સ્વરે આર્તનાદ કરી ઉઠયાં, અને સર્વેના વિલાપ ધ્વનિથી ગગનમણ્ડલ પરિપૂર્ણ થઇ રહ્યું !

જાનકીજીનું આવું અલૌકિક કાર્ય જોઇને અને તે સમયે સર્વેને મુખેથી નાના પ્રકારના શબ્દો સાંભળીને રામચંદ્રજી અતિ મનઃ કષ્ટ પામ્યા. તેઓ અશ્રુપૂર્ણ નેત્રે વિચાર કરવા લાગ્યા. તે સમયે એકાએક દૈવવાણી સંભળાઇઃ " રામ ! તમે સર્વેના કર્ત્તા છો. તમે જ્ઞાની જનો-ના અગ્રગણ્ય છો છતાં આ સમયે સામાન્ય મનુષ્યની પેઠે જાન-કીજીના અગ્નિ પ્રવેશ પ્રત્યે બેદરકારી શા માટે બતાવો છો ? સી-તાદેવી તો સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ અને પાપરહિત છે. તમે એનો સ્વીકાર કરો. તમે સ્વયં વિષ્ણુ છો. રાવણનો વધ કરવા માટેજ તમે મનુષ્ય જન્મ ધારણ કર્યો છે. હવે એ કાર્ય પરિપૂર્ણ થયું છે. " આ શબ્દો પૂરા થતાંજ અગ્નિ દેવ પુરૂષ મૂર્તિ ધારણ કરી, જાનકીજી-ને સામે લઇ સર્વ મનુષ્ય સમક્ષ ચિતાગ્નિમાંથી બહાર નિકળ્યા. એ જોઇ જન સમૂહના આશ્ચર્યનો પાર ન રહ્યો ! આ સમયે જાનકીજી તરૂણ સૂર્યની પ્રભા જેવાં અને સુવર્ણના અલંકારોથી સુશોભિત થઇ રહ્યાં હતા. તેમણે રક્તવસ્રો ધારણ કર્યાં હતાં. તેમના શીરકેશ કૃષ્ણ અને ચિકણા જણાતા હતા. ચિતાગ્નિની પ્રચંડ જ્વાળામાં પણ તેમના કણ્ઠની માળાઓ અને અલંકારો મલિન થયા ન હતા. સર્વ—સાક્ષી અગ્નિ દેવે સીતાદેવી જેવાં સર્વાંગ સુન્દરીને રામચંદ્રજીના હસ્તમાં સમર્પણ કરતાં કહ્યું કેઃ " રામ ! સ્વીકારો, આ તમારાં જાનકી. એ પાપ રહિત છે. એ સતચારે અશાળી સતીએ મન, વાણી, બુદ્ધિ કે નેમ દ્વારા પોતાના ચરિત્રને જરા પણ દુષિત કર્યું નથી. અહંકારી રાવણ એમને ઊંચકી ગયો ત્યારથી આજ પર્યંત એ સતી સાધવીએ તમારા વિરહમાં દિનતાપૂર્વક એકાં-તમાં દિવસો નિર્ગમન કર્યાં છે. એ અંતઃપુરમાં કેદ થયાં અને રાક્ષસીઓ દ્વારા સુરક્ષિત હતાં, એ આટલા દિવસ પરાધીન હતાં તેમ છતાં તમારામાંજ એમનું ચિત્ત હતું. તે સમયે પણ કેવળ તમેજ તેના જીવન આધાર હતા. તે સમયે પણ તમેજ એમના આરાધ્ય દેવતા હતા. તે સમયે

પણ તમારા સિવાય એનો બીજો કોઇ પ્રાણાધાર નહતો. દુષ્ટબુદ્ધિની ભયંકર રૂપધારી રાક્ષસીઓએ એમને નાના પ્રકારની લાલચ બતાવી હતી અને એમના પ્રત્યે સર્વદા ત્રાસ, તિરસ્કાર દર્શાવ્યો હતો તેમ છતાં પણ એમનું મન કેવળ તમારા પ્રત્યેજ હતું. એમના ચિત્તમાં કેવળ તમારી જ મૂર્તિ રમી રહી હતી. તેઓ કેવળ તમારૂંજ ધ્યાન ધરતાં હતાં. એમનું મન તમારા પ્રત્યે અચલ--અટલ હતું, એમની તમારા પ્રત્યે નિશ્ચલ પતિ--ભક્તિ હતી. એમણે ભૂલેચૂકે પણ રાવણનું ચિન્તવન કર્યું નથી અથવા તેના વૈભવ પ્રત્યે મોહ રાખ્યો નથી. એમના અંતઃકરણની ભાવના તદ્દન વિશુદ્ધ છે. એઓ તદ્દન પાપરહિત છે. આ સમયે તમે એમને સ્વીકારો. હું તમને આજ્ઞા કરૂં છું. તમે એમના પ્રત્યે જરા પણ સન્દેહ રાખશો નહિ!"

રામચંદ્રજી પોતાના અંતઃકરણમાં સીતાજીની વિશુદ્ધતા સમજતા હતા, પરન્તુ સીતા ઘણો સમય પર્યંત રાવણ ગૃહમાં રહ્યાં હતાં તેથી તેમણે તેમની દેહ શુદ્ધિની આવશ્યકતા જાણી હતી. જો તેમણે સર્વ સમક્ષ સીતાજીને વિશુદ્ધ ન કરી લીધાં હોત તો લોકો રામચંદ્રજીને કાયર અને મૂર્ખ કહેત. આ સમયે સર્વની સાથે રામચંદ્રજીએ પણ જાણ્યું કેઃ સીતાજીનું હૃદય તેમના પ્રત્યે અચલ અટલ હતું, તેમના ચરિત્રમાં કિંચિત્ પણ દોષ ન હતો, તેઓ પોતાના પાતિવ્રત્યના તેજ વડે સુરક્ષિત હતાં. પ્રજ્વલિત અગ્નિશિખાની પેઠે તેઓ સર્વ પ્રકારે રાવણના સ્પર્શ રહિત હતાં. જ્યોતિ સૂર્યથી ભિન્ન થઈ શકે નહિ તેજ પ્રમાણે સીતાજી પણ રામચંદ્રજીથી ભિન્ન નથી. પરગૃહમાં નિવાસ કર્યો તેથી રામચંદ્રજી કદી પણ તેમનો ત્યાગ કરી શકે નહિ. મહા બળવાન્ પરાક્રમી રામચંદ્રજીએ સીતાદેવીને પ્રેમપૂર્વક ગ્રહણ કર્યાં, અને પ્રિય સંભાષણ કર્યું. પરસ્પર સ્નેહ વૃષ્ટિ કરવા લાગ્યા. એજ ક્ષણે આકાશમાંથી દુન્દુભિનાદ સહિત પુષ્પવૃષ્ટિ થવા લાગી. એ સમયે જેમ સચીદેવી ઇન્દ્ર નજીક સુશોભિત થઈ રહે તેમ તેજસ્વિની, જગત્ લક્ષ્મી સીતાદેવી પણ રામચંદ્રજી સાથે સંમિલિત થતાં અપૂર્વ શોભાયમાન થવા લાગ્યાં.





## द्वादश अध्याय ।

### राज्याभिषेक.

રામચંદ્રજીએ સીતાદેવીને નિષ્કલંકી, નિષ્પાપી અને વિશુદ્ધ-ચરણી જાણી તેમને ગ્રહણ કર્યા તેથી સર્વ સૈનિકો તથા અન્ય મનુષ્યોમાં એક મહાન્ આનન્દ કોલાહલ વ્યાપી રહ્યો. અનેક પ્રકારનાં વિઘ્ન વિપત્તિ સહન કર્યાં પછી સીતાદેવીએ દેવ સમાન પતિદેવનાં ચરણતલમાં સ્થાન પ્રાપ્ત કર્યું, તેથી થયેલા હર્ષાનંદને લીધે તેઓ ક્ષણ પર્યંત શબ્દોચ્ચાર કરી શકયાં નહિ. તેમજ પોતાના પ્રત્યે પતિદેવે જે કઠોર આચરણ કર્યું તે વિસ્મૃત થઇ ગયાં. દીર્ઘકાળથી વ્યાપેલો અસહ્ય કષ્ટમય વિચ્છેદ દૂર થયો. પતિપત્ની પરસ્પર મળ્યાં અને નયનજળ વડે સમસ્ત દુઃખ જવાળા શાન્ત કરી. તેમણે નિર્મળ શાન્તિ સુખના અધિકારી થઇ જીવન સાર્થકય કર્યું. શોકથી કૃશ અને ચિન્તાથી મલિન થયેલાં તપસ્વિની વ્રતધારી, જાનકીજીના પવિત્ર ચંદ્રસમાન સુખનું દર્શન કરવાથી રામચંદ્રજીનું પ્રેમપૂર્ણ હૃદય, ઉછળતા સમુદ્રની પેઠે ખળ-ભળવા લાગ્યું, ઉભયના જીવન-આકાશમાં થોડા દિવસને માટે વિષાદ-વાદળાં જણાયાં હતાં તે એકાએક અંતર્ધાન થવાથી આજે એક નવીન પુણ્યજ્યોતિ તેમના મુખમણ્ડળ ઉપર ક્રીડા કરવા લાગી. રામચંદ્રજી પુનઃ વનવાસી, ધનુષ્ય બાણધારી, આનન્દમય જાનકી વલ્લભની પેઠે અને સીતાદેવી પણ પુનઃ પૂર્વની પેઠે પ્રફુ-લ્લતામયી, અરણ્ય વાસિની, વનદેવી રાઘવપત્ની પેઠે જણાવા લાગ્યાં. આ સમયે તેમને જોતાં એવું જ અનુમાન થતું કેઃ જાણે તેઓ જીવનમાં ક્ષણ કાલને માટે પણ વિરહ વ્યથા કે કષ્ટ પામ્યાંજ

નથી ! સીતાહરણ અને રાવણવધ વગેરે કાર્યો જાણે તેમના મનથી અગોચર સ્વપ્નવત્ અને અલૌકિક ન હોય ! આજે પતિ પત્ની બન્ને હર્ષ–ઉલ્લાસને લીધે નિર્મલ ગગનવિહારી પૂર્ણચન્દ્રની પેઠે શોભા પામવા લાગ્યાં.

રામચંદ્રજીનો વનવાસ સમય પરિપૂર્ણ થયો હતો તેથી તેઓ, બંધુ લક્ષ્મણ, દેવી સીતા અને મિત્રો સહિત અયોધ્યા તરફ પ્રત્યાગમન કરવા ઉત્સુક થયા. રાક્ષસરાજ વિભીષણે તત્ક્ષણાત્ દેવદુર્લભ પુષ્પક-રથ સુસજ્જિત કરાવી તેમના સમીપ હાજર કર્યો. પ્રથમ અતિ સન્માનપાત્ર સીતાદેવી અને વીર લક્ષ્મણ સહિત રામચંદ્રજી રથમાં બિરાજયા, પછી સુગ્રીવ આદિ વાનરો અને વિભીષણાદિ રાક્ષસો પણ તેમાંજ બેઠા. સર્વના બેઠા પછી રામચંજીની આજ્ઞા થતાં જ સુશૃહત્ પુષ્પક્ રથ ધર્મધ્વજ ફરકાવતો મહાનાદ કરતો ગગનમાર્ગે ઉડવા લાગ્યો. પ્રિયતમા જાનકી સાથે એક એકાંત સ્થાનમાં બેઠેલા રામચંદ્રજી ચારે દિશામાં દૃષ્ટિપાત કરતા પ્રિયતમા જાનકીજીને પૃથિવી ઉપરનાં સુન્દર વિચિત્ર દૃષ્ય દર્શાવવા લાગ્યા. પુષ્પક રથની નીચે જ યુદ્ધ ભૂમી જણાતી. તે સ્થાનના જે જે વિભાગમાં મૂખ્ય મૂખ્ય બનાવો બનેલા તે રામચંદ્રજી આંગળીવડે તેમને બતાવવા લાગ્યા. જોતજોતામાં વિમાન સમુદ્રના જળ ઉપર થઇને પસાર થવા લાગ્યું. અનંત સાગરમાં પ્રચંડ વાયુ વેગને લીધે ભયંકર મોજાંઓ ઉછળી રહ્યાં હતાં. હનૂમાને બાંધેલો મહાન્ સેતુ છાયા માર્ગની પેઠે ગગન મંડળમાં શોભાયમાન થઇ રહ્યો હતો. વિસ્મય ભરેલે નેત્રે સીતાદેવી સમુદ્રની ભંયકરતા અને વિચિત્ર સેતુ નિહાળી રહ્યાં હતાં. ક્રમેક્રમે સાગર ઉલંઘન કર્યા પછી શંખ, છીપાણીથી સુશોભિત રેતાળ ભૂમિ દૃષ્ટિગોચર થઇ. સમુદ્ર ઉપરથી કિનારાની અપૂર્વ શોભા જોઇ સીતા-દેવી વિમલ આનન્દ અનુભવવા લાગ્યાં. રેતાળભૂમિ પસાર કરી વિમાન કિષ્કિંધા તરફ ગમન કરવા લાગ્યું. રામચંદ્રજી પ્રિયતમા જાનકીને કેટલાંએ સુન્દર પ્રાકૃતિક દસ્ય બતાવી રહ્યા છે. જાનકીજી આનંદ

ભરેલે ચિત્તે તે નિહાળી રહ્યાં છે એટલામાં કિષ્કિન્ધા નગરી આવી પહોંચી. તારા અને રૂમા આદિ વાનર રમણીઓ સાથે સીતાજીનો પરિચય થયો. સીતાદેવીએ તેમને તેજ પુષ્પક વિમાનમાં અયોધ્યા લઇ જવાનો અતિશય આગ્રહ દર્શાવવાથી તેઓ પણ તેમની સાથે વિમાનમાં બેસી ગયાં ત્યારપછી વિમાન કિષ્કિન્ધા પરિત્યાગ કરી અયોધ્યા તરફ ગમન કરવા લાગ્યું. રામચંદ્રજી પ્રિયતમા સીતા-દેવીને ઋષ્યમુખ પર્વત, મનોહર પમ્પા સરોવર આદિ અનેક રમ-ણીય પ્રદેશ બતાવી તે સ્થળે તેમના વિરહમાં કેટલું કષ્ટ સહન કર્યું હતું તેનું વર્ણન કરવા લાગ્યા. પુણ્ય પ્રતાપી શવરીનો આશ્રમ, કબન્ધનું વધસ્થળ, પવિત્ર સલીલા ગોદાવરી, પંચવટી વનમાં તેમનું પૂર્વ આશ્રમસ્થાન, રમણીય પર્ણશાળા, કિંકિની શબ્દથી ચકિત થયલા મૃગનાં ટોળાં, અગસ્ત્ય આશ્રમ, શરભંગ આશ્રમ, સુ-તીક્ષ્ણ આશ્રમ, મહર્ષિ અત્રિનો આશ્રમ, અને ચિત્રકૂટ પર્વત વગેરેનાં દર્શન કરવાથી સીતાદેવીના મનમાં અપૂર્વ ભાવના ઉત્પન્ન થવા લાગી. અક્ષયવટ, યમુના અને પુણ્ય પવિત્ર ગંગાજીનાં દૂરથી દર્શન કરતાંજ સીતાદેવીએ તે સર્વને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં. થોડી વારમાંજ વિમાન મહર્ષિ ભરદ્વાજના આશ્રમમાં આવી પહોંચ્યું. વિમાનમાંથી ઉતરી રામલક્ષ્મણે મહર્ષિને નમસ્કાર કર્યાં. મહર્ષિને મુખેથી અયોધ્યાના કુશળ સમાચાર સાંભળી બન્ને બંધુઓ વિશેષ આનંદ પામ્યા. રામચંદ્રજીની આજ્ઞાથી હનૂમાને નંદી ગ્રામમાં જઇ ભરતજીને સર્વના આગમન સમાચાર નિવેદન કર્યાં. જ્યેષ્ઠ બંધુના આગમન સમાચાર સાંભળી તપસ્વી વેશધારી, ભ્રાતૃવત્સલ મહાવીર ભરતજીએ ચારે દિશામાં આનંદ ઉત્સવ ઉજવવાની આજ્ઞા ફેરવી અને તેમને આદરસત્કારપૂર્વક સ્વસ્થાનમાં તેડી લાવવા માટે અમાત્ય તથા પુરનિવાસી જનો સહિત મહા ઉલ્લાસપૂર્વક અગ્રસર થયા.

નંદીગ્રામમાં મહા આનંદ ઉત્સવ થઈ રહ્યો. પુરનિવાસી જનો રામ-લક્ષ્મણ, જાનકીનાં દર્શન કરવા વિશેષ ઉત્કંઠિત થઇ રહ્યા.

કોઈ વાહનમાં બેસીને અને કોઇ પગરસ્તે તેમના તરફ ગમન કરવા લાગ્યા. સર્વ પુરનિવાસીઓનો હર્ષધ્વનિ ગગન ગજાવવા લાગ્યો. રામચંદ્રજી પ્રેમભરી દૃષ્ટિએ પ્રજાજનોને નિહાળવા લાગ્યા. ભરતને પગે ચાલતા આવતા જોઇ રામચંદ્રજીએ પુષ્પક વિમાન ભૂમિતલ પર ઉતારવા આદેશ કર્યો. ભરતજીએ જ્યેષ્ઠબંધુને કુશળ સમાચાર પૂછ્યા પછી પાદ અર્ઘ્યદ્વારા તેમનું પૂજન કર્યું. તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં, અને બંધુ લક્ષ્મણ સાથે નમસ્કારપૂર્વક પ્રેમસંભાષણ કર્યું. ત્યારપછી તેમણે સીતાદેવીને નમસ્કાર કરી સુગ્રીવ, હનૂમાન આદિ વાનરોને અને રાક્ષસરાજ વિભીષણને આલિંગન કર્યું, દીર્ઘકાલ પછી બંધુ ભરતને નિહાળવાથી રામચંદ્રજીએ આનંદાશ્રુપૂર્ણ નેત્રે આલિંગન કરી તેમને પોતાના ખોળામાં બેસાડયા. આ સમયે મહાવીર શત્રુઘ્ને રામલક્ષ્મણને યથાવિધિ નમસ્કાર કરી સીતાદેવીને ચરણ–સ્પર્શ કર્યો. રામચન્દ્રજીએ શોકથી કૃશ થયેલાં મલિન વેશ-ધારી કૌશલ્યા માતાની સ્હામે જઈ તેમને નમન કર્યું. માતાજી પુત્રને નિરખી આનંદ પામ્યાં. રામચંદ્રજી, સુમિત્રા, કૈકેયી અને અન્ય માતાઓને પણ નમસ્કાર કરી પુરોહિતો સમક્ષ ઉપસ્થિત થયા. નગરનિવાસી જનો બે હાથે પ્રણામ કરતા તેમને કુશળ સમાચાર પૂછવા લાગ્યા. આ સમયે ધર્મનિષ્ઠ ભરતજીએ જ્યેષ્ઠબંધુની અર્પણ કરેલી બે પાદુકાઓ રામચંદ્રજીને પગે પહેરાવી દીધી અને બે હાથ જોડી કહ્યું: " આર્ય ! આપે જે રાજ્ય ચલાવવાંની મ્હને આજ્ઞા ફરમાવેલી તે રાજ્ય આપને પાછું સોંપું છું, આજે આપને અયોધ્યામાં પધારેલા જોઈ મ્હારો જન્મસાર્થક થયો. મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. હવે આપ ધન-ભાણ્ડાર, કોષાકાર, ગૃહ અને સૈન્ય સમસ્ત સંભાળી લ્યો. આપના તેજને પ્રભાવે જ મ્હેં સમસ્ત વિભવ દશ ગણો વૃદ્ધિ કર્યો છે."

રામચંદ્રજીએ અયોધ્યામાં પધારી રાજસિંહાસન પ્રાપ્ત કર્યું. સુગ્રીવ, હનૂમાન, વિભીષણ આદિ સુહૃદ વર્ગને યોગ્ય ઉપહાર આપી

તેમનું સન્માન કર્યું. રામચંદ્રજીએ પ્રિયતમા જાનકીને એક મણિ-મણ્ડિત શુભ્રજ્યોત્સનાપૂર્ણ મુક્તાહાર અર્પણ કર્યો. દેવી જાનકીએ એ હાર કણ્ઠમાંથી કાઢી, પૂર્વ ઉપકારના સ્મરણ માટે, પતિદેવની સમ્મતિ લઇને હનુમાનને અર્પણ કર્યો. મહાવીર હનુમાનજી સીતા-દેવીના એ સ્નેહદાનથી સન્માનિત થઇ હર્ષ ગદ્‌ગદ્‌ થયા. મહર્ષિ વશિષ્ઠ, વિજય, જાબાલિ, કાશ્યપ, કાત્યાયન, ગૌતમ અને વામદેવ, એ સર્વે મહાત્માઓએ રામચંદ્રજીની રાજ્યાભિષેક ક્રિયા પરિપૂર્ણ કરી. આજે અયોધ્યાનગરી અભિષેકના ઉત્સવને લીધે અપૂર્વ શોભા ધારણ કરી રહી છે. રામચંદ્રજીએ રાજ્યકાર્યભાર ગ્રહણ કર્યાથી સર્વ પ્રજાજનો પોતાને સનાથ માનવા લાગ્યા. કેટલાક દિવસ પછી સુગ્રીવ આદિ વાનરો અને રાક્ષસરાજ વિભીષણ અમાત્યો સાથે રામચંદ્રજીની આજ્ઞા લઇ સ્વસ્થાન પ્રત્યે વિદાય થયા. રામચંદ્રજી પ્રસન્ન ચિત્તે રાજ્ય શાસન ચલાવવા પ્રવૃત્ત થયા. તેમણે પ્રાણા-ધિક બંધુ લક્ષ્મણનો યુવરાજ તરીકે અભિષેક કરવા ઇચ્છા દર્શાવી પરન્તુ મહા બુદ્ધિમાન લક્ષ્મણે, જ્યેષ્ઠબંધુની એ માંગણી સ્વીકારી નહિં. ત્યારે સુશીલ ભરતજીને એ પદ ઉપર પ્રતિષ્ઠિત કર્યા.

ધર્મવત્સલ રામચંદ્રજી પ્રજાને પોતાના સન્તાનવત્ જાણી રાજ્ય ચલાવવા લાગ્યા. તેમના રાજત્વ કાલમાં રાજ્યવ્યવસ્થા બહુ ઉત્તમરૂપે રહેવા લાગી. પ્રજાજનો સુખ સ્વચ્છંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. તેમણે અનેક મ્હોટા મ્હોટા યજ્ઞો કર્યા. તેમજ પ્રજા જનોનાં ધર્માનુષ્ઠાનમાં મન–પ્રાણપૂર્વક સહાયતા કરવા લાગ્યા. તેઓ રાજ્યસિંહાસન પર બિરાજ્યા ત્યારપછી અનેક ઋષિયો તેમને અભિનન્દન આપવા માટે નાના દેશ વિદેશથી તેમની રાજસભામાં આવવા લાગ્યા. તેમનું પુજન અર્ચન કરીને રામચંદ્રજી નિર્મલ આનંદ ઉપભોગ કરવા લાગ્યા. રાજસભામાં એકત્ર થતા ઋષિઓને મુખેથી રાવણ આદિ રાક્ષસોનાં અપૂર્વ જન્મવૃત્તાન્ત અને પુરૂષત્વ–પરાક્રમની કથાઓ સાંભળી રામચંદ્રજી વિસ્મય પામવા લાગ્યા. આ

પ્રમાણે બહુ કાલ વ્યતીત થઇ ગયો. રાવણ વગેરેનો જન્મ, તપસ્યા અને દિગ્વિજય સંબંધી સમસ્ત વૃત્તાન્ત પૂર્ણ થતાં જ મહર્ષિઓ રજા લઇ સ્વસ્થાને જવા અગ્રસર થયા. રામચંદ્રજીએ સર્વેનું યોગ્ય સન્માન કરી વિદાય કર્યા.

ત્યારપછી મહારાજ રામચંદ્રે, રાજર્ષિજનક, વયોવૃદ્ધ કાશીરાજ, મામા શ્રી યુધાજિત વગેરે રાજાઓનું યથોચિત સન્માન કરી વિદાય કર્યા. તેમના વિદાય થયા પછી રામચંદ્રજીએ રાજકાર્યમાં મન પરોવ્યું, અને સર્વ પ્રકારે પ્રજાજનોનું કલ્યાણ સધાય એવાં ઉત્તમ કાર્યો કર્યા પછી તેમણે પ્રફુલ્લ ચિત્તે અશોક–કાનનમાં પ્રવેશ કર્યો. અશોક–વન એ મનોહર રાજ્યવાટિકા હતી. તેમાં નાના પ્રકારનાં સુન્દર વૃક્ષ અને પુષ્પલતાઓ શોભી રહી છે. ત્યાં અનેક સ્થાનમાં સુગન્ધી પુષ્પો ખીલી રહ્યાં છે, અને વૃક્ષો ઉપર રસાળ ફળ ઝૂકી રહ્યાં છે. કોઇ સ્થળે અપુર્વ લતા મંડપ, કોઇ સ્થળે તૃણથી આચ્છાદિત હરિયાળાં ક્ષેત્ર, કોઈ સ્થળે ટહુકાર કરતા હંસ સારસ અને કમળવડે સુશોભિત સ્વચ્છ સરોવર, અને કોઇ સ્થળે સુન્દર પુષ્પવાટિકા જણાય છે. રાજકાર્યમાંથી પરવાર્યા પછી રામચંદ્રજી સીતાદેવી સહિત એજ મનોહર અશોક કાનનમાં પ્રવેશ કરી પરમસુખમાં દિવસો નિર્ગમન કરી રહ્યા છે.

સીતાદેવી હમણાં રાજરાણી થયાં છે. પૂર્વે સીતાદેવીએ રત્ન ઐશ્વર્યનો ત્યાગ કરી પતિ સાથે અરણ્યમાં ગમન કરવા માટે લેશ માત્ર પણ દિલગીરી દર્શાવી નહતી. આપણે જોયું છે કેઃ તેમણે પતિના સહવાસમાં ભયંકર અરણ્યને પણ મનોહર રાજ–ઉદ્યાન સમાન માની લીધું હતું. સીતાદેવી એ રાજકન્યા, રાજવધુ અને અતિશય સુકોમળ હોવા છતાં અરણ્યના કષ્ટ માટે એકે દિવસ કિંચિત્ પણ ક્લેશ દર્શાવ્યો નથી. પતિ–સહવાસ અને કુદરતી સુંદરતા પ્રત્યે તેમનો અલૌકિક પ્રેમ હતો એ બન્ને કારણોને લીધે જ તેઓ દુઃખ કોને કહે છે તે તેઓ જાણતાં જ નહિ. સીતાજી

રાજમહેલમાં સુખ ભોગવતાં હતાં તેજ પ્રમાણે અરણ્યમાં
સુખે દિવસો નિર્ગમન કરતાં હતાં. માત્ર રાક્ષસ રાવણના
ાં જ તેમને નરક સમાન દુઃખ ભોગવવું પડયું હતું. ગમે તેમ,
આટલા બધા દિવસ પછી સીતાદેવી રાજરાણી થયાં છે.
. કોઇ શોકય નહતી. રામચંદ્રજીએ કોઇ પણ દિવસ ભુલેચૂકે
અન્ય નારી પ્રત્યે દષ્ટિપાત કર્યો નહતો. તેઓ જેમ
ન્દ્રિય અને ધર્મપરાયણ હતા, તેજ પ્રમાણે પત્નિ પ્રત્યે વિશેષ
દર્શાવતા. તેઓ સીતાજીને પોતાના પ્રાણથી પણ અધિક સ્નેહ
ા, તેમજ તેમને શ્રદ્ધા અને પ્રેમની દષ્ટિએ જોતા. રાજરાણી
દેવી આજે યથાર્થ સૌભાગ્યવંતા થયાં છે. આજે તેઓ પતિની
જ સમગ્ર સામ્રાજયનાં અધિકારી બન્યાં છે. બંધુઓ, અમાત્યો,
અન્ય કેટલાએ સંખ્યાબંધ રાજાઓ તેમની કૃપાના પાત્ર હતા.
ચંદ્રજી પોતાના પ્રતાપ વડે રાજ્યશાસન અને પ્રજાપાલન કરી
છે, તેમના ગૌરવની સીમા નથી. સીતાદેવી પણ આજે તેજ
વડે ગૌરવાન્વિત થઈ રહ્યાં છે. તેઓ રાજ-રાણીના પદ ઉપર
. છતાં પણ શું તેમને જરાયે અહંકાર છે કે? શું સીતાદેવીના
ામાં કાંઇ પણ પરિવર્તન થયું છે કે! બાલ્યાવસ્થાથી તે આજ
ત તેમના જીવન ઇતિહાસના પ્રત્યેક બનાવો જેમણે ધ્યાનપુર્વક
ા છે તેઓજ એ પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી શકશે. અવસ્થામાં
ર્તન થવા છતાં સીતાજીના જીવનમાં કાંઈ પણ પરિવર્તન થયું
. એક સમયે રાજપુત્ર વધુ જાનકીજી જેમ નમ્ર અને શ્વસુર-
પ્રત્યે સેવા પરાયણ હતાં તેજ પ્રમાણે આજે રાજરાણી સીતા-
પણ નમ્ર, અહંકાર રહિત, અને ગુરૂજનોની સેવામાં તત્પર
. સીતાદેવી પ્રાતઃકાળમાં દેવીપુજન સમાપ્ત કરી સાસુઓની
કરતાં. તેઓ રાજરાણી હતાં તેથી અત્યારે રાજકુટુંબનાં
ધાત્રી દેવીરૂપ હતાં. એક વિશાળ રાજ સંસારને સુવ્ય-
થત રૂપે ચલાવવા માટે જે જે સદ્‌ગુણની આવશ્યકતા હોય છે

તે સર્વ સદ્દગુણ સીતાદેવીમાં વિદ્યમાન હતા. તેઓ સર્વને સુખી અને સર્વનું કલ્યાણ ઇચ્છતાં. તેઓ સામાન્ય દાસીનો સુદ્ધાં તિરસ્કાર કરતાં નહિ પણ તેનો સહોદર ભગિની સમાન આદર કરતાં. પોતે રાજરાણી છે એમ કહી તેઓ કદી પણ અહંકાર કરતાં નહિ તેમ છતાં એટલું તો સત્ય છે કે: તેઓ પતિના સૌભાગ્યને લીધે જ પોતાને સૌભાગ્યવતી, પતિના યશવડેજ પોતાને યશવતી અને પતિના ગૌરવ વડેજ પોતાને ગૌરવાન્વિત માનતાં હતાં. પતિદેવ મહાન્ રાજ્યભાર વહન કરી રહ્યા છે તેથી તેઓ પોતાનું સર્વ કર્તવ્ય કર્મ ઉત્તમ રૂપે પાલન કરવા સમર્થ થાય તે સંબંધી સીતાજી સર્વદા યત્ન કરી રહ્યાં હતાં. રામચંદ્રજી પ્રાતઃકાળથી અર્ધો દિવસ પર્યંત રાજ્યકાર્ય તપાસતા અને બાકીનો અર્ધો દિવસ અંતઃપુરમાં જ વ્યતીત કરતા, સીતાદેવી બહુમૂલ્ય વસ્ત્રાલંકારવડે સુસજ્જિત થઇ પ્રેમ ભર્યા પતિદેવ સાથે મેળાપ અને વાર્તાલાપ કરતાં. તેમજ નાના પ્રકારના આનંદજનક પ્રસંગોમાં ગુંથાઇ સમય નિર્ગમન કરતાં.

આ પ્રમાણે અનેક દિવસો વીતી ગયા. એક દિવસ રામચંદ્રજીએ સીતાજીનું પાણ્ડુ વર્ણનું સુન્દર મુખમણ્ડલ જોયું તે ઉપરથી તેઓ તેમને ગર્ભવતી સમજી શક્યા. આ સમયે તેમના આનંદની સીમા રહી નહિ! તેમણે લજ્જાથી નીચું જોઇ રહેલાં પ્રિય સીતાજીને અતિશય પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડી પ્રશ્ન કર્યો. કે: " "પ્રિયે! તમારામાં ગર્ભવતી જેવાં સમસ્ત લક્ષણ જોવામાં આવે છે. આ સમયે તમારા કલ્યાણનાં ક્યાં સાધનો હું તૈયાર કરૂં તે મ્હને કહો." દેવી જાનકી લજ્જાયમાન થઇ શરીર સંકોચતાં સ્મિતહાસ્ય કરી બોલ્યાં: "નાથ! આ સયયે સર્વ પવિત્ર ઋષિ આશ્રમોનાં દર્શન કરવાની મ્હને તીવ્ર ઇચ્છા થઇ છે, જે ફળ ફૂળ મૂળ આહારી તેજસ્વી ઋષિયો ગંગા કિનારે બિરાજી તપસ્યા કરી રહ્યા છે, તેમનાં દર્શન કરવા મન આતુર થઇ રહ્યું છે. વિશેષ નહિં તો એક રાત્રિ પણ તેમનાં તપોવનમાં જઇ નિવાસ કરવા ઇચ્છા થઇ છે, એજ મ્હારૂં કલ્યાણ સાધન, અને એજ મ્હને પ્રિય છે. "

સજ્જન વાંચક ! એક વખત સીતાદેવીની આશ્રમ-દર્શન કરવાની લાલસા પ્રત્યે દૃષ્ટિ ફેરવો. પતિ સાથે ચૌદ વર્ષ પર્યંત વનવાસ, અસંખ્ય આશ્રમ પર્યટન અને ઋષિ કન્યા અને ઋષિ પત્નીઓ સહિત નિવાસ અને વિચરણ કરવા છતાં પણ જાનકી દેવીના હૃદયમાં તૃપ્તિ થઈ નહતી ! રાજ સંસારના સુખ ભોગમાં પણ તેઓ ઉત્તમ પ્રકારના મિષ્ટાન્ન રાજભોગ પ્રત્યે આસક્તિ નહિ દર્શાવતાં ઋષિજનોને પ્રિય એવાં ફળ-મૂળ તથા યવ આદિ ભોજ્ય પદાર્થો પ્રત્યે આકર્ષાયાં હતાં ! કુદરતી સૌન્દર્ય પ્રત્યે પ્રેમ એ સીતાજીના ચરિત્રમાં એક અદ્‌ભુત વિશેષત્વ હતું, પરન્તુ હાય ! એથીજ તે મન્દભાગિનીના સર્વનાશનું સાધન તૈયાર થયું.

પ્રિયતમા સીતાદેવીની સરલ આગ્રહમય પ્રાર્થના સાંભળી મહારાજ રામચંદ્રજી અતિશય આનંદ પામ્યા. બીજે જ દિવસે સીતાજીને તપોવન તરફ મોકલવાનું વચન આપી તેમણે અન્ય ગૃહમાં પ્રવેશ કર્યો.

---

## त्रयोदश अध्याय.

### जानकीजी-देशनिकाल ।

મહારાજ રામચંદ્રજી પ્રજાને પોતાનાં સન્તાનવત્ માની રાજકાર્ય ચલાવી રહ્યા હતા. તેમના રાજત્વકાલમાં પ્રજાજનો પરમ સુખપૂર્વક દિવસો નિર્ગમન કરતા હતા. તેઓ સત્ય પ્રિય, ધર્મ પરાયણ, અને જિતેન્દ્રિય હતા. તેમનું ચરિત્ર, જ્યોતિર્મય સફેદ નિષ્કલંક પુષ્પના જેવું પવિત્ર અને નિર્મલ હતું. જે જે સદ્‌ગુણોને લીધે મનુષ્ય અન્યજનોને અતિશય પ્રિય થઇ પડે છે, તે સર્વ સદ્‌ગુણ રામચંદ્રજીના ચરિત્રમાં વિદ્યમાન હતા, પ્રજાજનો તેમને પિતાના જેવા જાણતા અને દેવતાની પેઠે તેમનું

પુજન કરતા. રામચંદ્રજી સર્વદા તેમને હિતકર થઈ પડે એવાં
કરીને ધર્મ અને યશ પ્રાપ્ત કરતા. રામચંદ્રજી શુદ્ધ સ્વભાવના
ન્યાયી હોવા છતાં પણ એક વિષય પ્રત્યે તેમનામાં વિલક્ષણ
ળતા જોવામાં આવતી. જનસમાજને પ્રિય રાખવાની વૃત્તિ તેમ
પ્રબળ હતી. રામચંદ્રજી તેજસ્વી પુરૂષ હતા, તેમનામાં અ
બાહુબળ હતું, ભય કોને કહે છે તે તો તેઓ જાણતા જ નહિં.
જ પોતાના રાજત્વ કાલમાં અનેક દેશ જીતી લઇ પોતાના
સાથે જોડી દીધા હતા, તેથી પ્રજાજનો દ્વારા તેમને ભય પા
કાંઇ પણ કારણ ન હતું. જે સ્થળે કોઇ ભયનો સંભવ ન હે
સ્થળે પ્રજા-પીડક રાજાઓ, ઇચ્છા થતાં જ સ્વેછાચારી થઈ
અને તે નાના પ્રકારના અત્યાચાર પણ કરી શકે છે, પરન્તુ
ચંદ્રજી તેવી પ્રકૃત્તિના નૃપતિ નહતા. તેઓ પ્રજાજનો ઉપર
સ્નેહ દર્શાવતા, અને તેમને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્ર
કાર્યમાં યથાર્થ સહાયતા કરતા. રામચંદ્રજી પોતાને માત્ર રાજ
અધીશ્વર માનતા નહતા. તેઓ તો પોતાને ધર્મ-રક્ષક પણ
સામાન્ય રીતે જ પ્રજાજનો રાજાનું અનુકરણ કરતા જણા
તેથી જ રામચંદ્રજી પોતે ધર્મ પરાયણ અને સદાચારણ સ
હતા. તેમ જ રાજકુટુંબીજનો પણ શુદ્ધ ચારિત્ર્ય અને પવિ
રક્ષણ કરી શકે તેવો સર્વદા યત્ન કરતા. રાજચારિત્રમાં કોઇ
વાદની આશંકા જણાતાં જ તેઓ અતિશય શંકાગ્રસ્ત
કારણ કે એવા અપવાદ દ્વારા પણ સંસારમાં ધર્મનો પ્રભાવ
થઇ શકે. રામચંદ્રજીની આવી ધર્મભીરૂતા કદી પણ દૂષ
કહેવાય. તેને માટે તો તેમની અતિશય પ્રશંસા જ કરવ
પરન્તુ ધર્મનો જય કરવાની ઇચ્છા હોય ત્યારે તો સત્યને પ્રા
પદ આપવું જોઇએ. મિથ્યા અપવાદના ભયથી સત્ય અને
શ્રદ્ધાના મસ્તક ઉપર પગ મૂકવો એ કેટલું ન્યાયયુક્ત કહી શ
વાંચકોએ જ વિચારી લેવું. પ્રજાજનોને પ્રિય થવાની લા

રામચંદ્રજી જેવા સત્યવ્રતધારી રાજા કદાચ પોતાના સત્ય-વિશ્વાસથી દૂર થઇ કોઇ મહાન્ અન્યાય કાર્ય કરે તો તે તેમની પ્રકૃતિ અનુસાર દુર્બળતા કહેવાય એમાં સંદેહ શો? સત્ય છે કે: કોઇ મહાન્ ઉદ્દેશ્ય સાધ્ય કરવા માટે જ તેઓ એવી દુર્બળતાનો આશ્રય ગ્રહણ કરે છે પરન્તુ તેમ થવા છતાં પણ તે દુર્બળતા જ છે એમાં તો કોઇ શંકા કરી શકે એમ નથી. એવી દુર્બળતાને વશ થઇને જ મહારાજ રામચંદ્રજીએ એક અન્યાયી કાર્ય કરી દીધું હતું.

ગર્ભવતી સીતાદેવીએ ઋષિ-આશ્રમમાં નિવાસ કરવાની અભિલાષા દર્શાવ્યાથી રામચંદ્રજીએ આનંદપૂર્વક તેમ કરવાનું વચન આપ્યું હતું. સીતાજી સાથે વાર્તાલાપ કર્યા પછી તેમણે રાજમહાલયમાં પ્રવેશ કરી શુભેચ્છક જનો સાથે વાર્તાલાપ કરવા માંડયો. ભદ્રનામા નામક એક મનુષ્ય સાથે વાતચિત કરતાં કરતાં તેઓ જાણી શકયા કે: તેમનું બાહુબળ, રાવણ-વધરૂપી દુઃસાધ્ય કાર્ય, પોતાના પરાક્રમથી સીતાજીનો ઉદ્ધાર, અલૌકિક ધર્મપરાયણતા, અને અતિ ઉત્કૃષ્ટ રાજશાસન પ્રણાલી એ સર્વ સંબંધી પ્રજાજનો તેમની અતિશય પ્રશંસા કરે છે પરન્તુ રાવણદ્વારા હરણ કરવામાં આવેલાં પરગૃહ નિવાસી સીતાજીનો, જરા પણ સંકોચ વગર તેમણે સ્વીકાર કર્યો છે તેથી તેઓ નાના પ્રકારની નિન્દા કરી રહ્યા છે. સીતાજીને ગ્રહણ કર્યા તેથી પ્રજાજનો કહે છે કે: "રામચંદ્રજીના હૃદયમાં સીતાજીના સહવાસની ઇચ્છા કેટલી પ્રબળ છે તે આપણે કહી શકીએ એમ નથી. રાવણ સીતાજીને બળપૂર્વક ઉચકી ગયો હતો, તેણે તેમને લંકામાં લઇ જઇ અશોક-કાનનમાં રાખ્યાં હતાં. સીતાજી રાક્ષસોને વશ હતાં. શામાટે રામચંદ્રજી સીતાજી પ્રત્યે તિરસ્કાર દર્શાવતા નથી? તે આપણે શું જાણીએ? રાજાનાં આચરણનું પ્રજા અનુકરણ કરે છે હવે તો સ્ત્રીનાં ચરિત્રમાં એવો દોષ જણાય તો આપણે પણ તે સહન કરવો પડશે."

એ સાંભળી રામચંદ્રજીના મસ્તક પર એકાએક વજ્રપાત થયે

હોય તેમ થયું. સીતાજી સંબંધી પ્રજાજનોમાં આવી માન્યતા રામચંદ્રજીના મનમાં અતિશય સંતાપ ઉપજ્યો. તેમણે શું જનોને વિદાય કરી તત્ક્ષણાત્ ભરત અને લક્ષ્મણને બોલાવવા કને મોકલ્યો. રામચંદ્રજી પોતાને હતભાગ્ય માની ચોધાર આ રડવા લાગ્યા. વિશુદ્ધ સ્વભાવનાં સીતાદેવીના પવિત્ર ચારિત્ર તેમને અચલ શ્રદ્ધા હતી પરન્તુ અલ્પબુદ્ધિના પ્રજાજનો તેમનું સમજી શક્યા નહિં, તેથી તેમના નિષ્કલંક ચરિત્રમાં કલંક છે! અરેરે! એ કલંક શીં રીતે દૂર કરવું? રામચંદ્રજી આ સમસ્ત સંસારને અંધકારમય જોવા લાગ્યા, તેઓ બોલવા કે: "આ જીવનમાં હવે મ્હને સુખ ક્યાંથી? મ્હેં કઇ અશુભ પ્રજા પાલનરૂપી કઠોર વ્રતને આલિંગન કર્યું હશે? રાજ્યના ઘર થઇ યથાર્થ રૂપે પ્રજાપાલન કરવા માટે તો પતિવ્રતા નિર સીતાનો ત્યાગ કર્યા સિવાય બીજો કયો ઉપાય છે? પરંતુ પ્રકારે શુદ્ધાચરણી, પતિપ્રેમી સાધ્વી સીતાનો ત્યાગ કરૂં? મ્હારી પ્રતિમા પ્રિયતમા સીતાનો ત્યાગ કરી હું એક ક્ષણ પણ જીવન કરી શકું નહિં! હાય! મ્હારૂં મૃત્યુ કેમ ન થયું? જાનકીનો કરી હું કયે મુખે રાજર્ષિ જનક સાથે વાર્તાલાપ કરીશ?" પ્રમાણે ચિન્તા કરતા કરતા રામચંદ્રજી સીતાજીના શોકમાં થઇ હાહાકાર કરતા આક્રંદ કરવા લાગ્યા!

આ સમયે ભરત અને લક્ષ્મણ દૂર ઉભા હતા. તેઓ ચંદ્રજીના ઉપરોક્ત મનોભાવ જોઇ અતિશય વ્યાકુલ થયા અતિશય ઉદ્વેગ ભરિત ચિત્તે તેમના સમક્ષ જઇ ઉભા. તેમને રામચંદ્રજી અધિક વેગપૂર્વક આંસુ સારવા લાગ્યા. ક્ષણ કાલ બહુ કષ્ટે આત્મસંયમ કરી બન્ને બંધુઓ સમક્ષ તેમણે સીતા ચઢેલા કલંકની સમસ્ત વાર્તા કહી સંભળાવી. તેમણે લક્ષ્મણને "વત્સ! મહાત્મા ઇક્ષ્વાકુના વંશમાં મ્હારો જન્મ થયો છે. ર પણ મહાત્મા જનકના વંશમાં જન્મ્યાં છે. લક્ષ્મણ! તું તો

છે કેઃ રાવણે દણ્ડકારણ્યમાંથી સીતાજીનું હરણ કર્યું હતું તેથી મ્હેં તેનો વધ કર્યો છે. તે સમયે મ્હારા મનમાં વિચાર ઉત્પન્ન થયો હતો કેઃ સીતા બહુ દિવસ પર્યંત લંકામાં હતાં તેથી હું તેમને શી રીતે ગ્રહણ કરૂં ? તે પછી સીતાજીએ મ્હારી ખાત્રીને માટે તમારા અને દેવતાઓના સમક્ષ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. તે સમયે દેવતાઓએ ઋષિઓ સમક્ષ કહ્યું હતું કેઃ સીતા પાપરહિત–પવિત્ર–છે. મ્હારો અંતરાત્મા પણ જાણતો હતો કેઃ સીતાજી સત્ ચરિત્રનાં છે. તે પછીજ મ્હેં સીતાજી સહિત અયોધ્યામાં ગમન કર્યું છે, પરન્તુ પ્રજાજનો તરફથી સીતાજી માટે કલંક વાર્તા સાંભળી મ્હારૂં હૃદય ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય છે !"

રામચંદ્રજીનાં નેત્રોમાંથી અનરગળ અશ્રુધારા વહેવા લાગી. સીતા–કલંક માટે તેમના મનમાં જે દારૂણ સન્તાપ ઉત્પન્ન થયો હતો તેનો ઉલ્લેખ કરતાં પુનઃ બોલ્યા કેઃ "કલંકના ભયથી સીતા તો શું પણ હું તમારો સુદ્ધાં ત્યાગ કરી શકું ? આ સમયે હું જન–કલંકરૂપી શોક સાગરમાં ડૂબી રહ્યો છું. એના જેવું ભયંકર દુઃખ મ્હેં જીવનમાં કદી પણ સહન કર્યું નથી. ભાઇ ! તમે કાલે પ્રાતઃકાલમાં એક રથમાં બેસી સીતા તરફ જાઓ અને તેમને કોઇ અન્ય પ્રદેશમાં મૂકી આવો. ગંગાને પેલે કિનારે તમસાને તીરે મહાત્મા વાલ્મિકીનો દિવ્ય આશ્રમ છે. ત્યાં કોઇ પણ નિર્જન સ્થાનમાં જાનકીજીને મૂકી આવો. મ્હારી આજ્ઞા પાલન કરો. તમે જાનકીને માટે મ્હને કાંઇ પણ ભલામણ કરશો નહિ. જો તમે મ્હને આ કાર્ય કરતાં રોકશો તો હું અતિશય ગુસ્સે થઇશ. તમે એકદમ જાઓ. સારૂં નરસું વિચાર કરવાની આવશ્યકતાજ નથી. જો તમે મ્હારા મતને મળતા હો તો મ્હારા માનનું રક્ષણ કરો, અને સીતાનો પરિત્યાગ કરી આવો. પૂર્વે સીતાજીએ ગંગા કિનારે આવેલા સર્વ આશ્રમોનાં દર્શન કરવાની અભિલાષા પ્રકટ કરી હતી. આ સમયે તેમના તે મનોરથ પૂર્ણ કરો."

આ પ્રમાણે બોલતા રામચંદ્રજીએ અતિશય અશ્રુ વિસર્જન કરતાં કરતાં સ્વગૃહમાં પ્રવેશ કર્યો. તેમના બંધુઓએ પણ શોકભરિત ચિત્તે અન્યત્ર ગમન કર્યું.

રાત્રિ વીતી પ્રભાત થયું. તેજક્ષણે દુઃખી લક્ષ્મણે સુમન્ત્રને રથ તૈયાર કરવાની આજ્ઞા કરી. રથમાં સીતાજીને વહન કરવા યોગ્ય અશ્વ જોડવામાં આવ્યા અને તેમને બેસવા યોગ્ય એક સુકોમળ આસન પાથરવામાં આવ્યું. સીતાદેવી નિશ્ચિત ચિત્તે એક ગૃહમાં બિરાજ્યાં હતાં. લક્ષ્મણે ત્યાં જઈ તેમને પ્રણામ કર્યાં અને નમ્રતા ભરેલે સ્વરે કહ્યું: " દેવિ ! મહારાજે તમારી પ્રાર્થના સ્વીકારી છે. તમને ગંગા કિનારે ઋષિયોના આશ્રમમાં લઇ જવાનો મ્હને આદેશ થયો છે. મહારાજની આજ્ઞાથી હું તમને ઋષિ સેવિત અરણ્યમાં સત્વર લઇ જઇશ." પતિની આટલી બધી કૃપા જોઇ સીતાજીને અતિશય આનંદ થયો. તેમણે આનંદ ભરેલે ચિત્તે મહામૂલ્યવાન વસ્ત્રો અને નાના પ્રકારના રત્નો સાથે લઈ લક્ષ્મણને કહ્યું કે: "વત્સ! આ સર્વ મહામૂલ્ય વસ્ત્ર અને અલંકારો હું મુનિ પત્નીઓને દાન કરીશ." લક્ષ્મણે તેમના કથનનું મુખેથી સમર્થન કર્યું ખરૂં પરંતુ સરલ હૃદયનાં સીતાજીએ ભાવી દુર્દશાનું સ્મરણ કરી મનમાં ને મનમાં અતિશય ક્લેશ પામ્યા ! ગમે તે પ્રકારે તેમણે ચિત્તને વશ રાખી પૂજ્ય સ્વભાવનાં જાનકી સાથે રથમાં આરોહણ કર્યું. અયોધ્યા નગરીના બાહ્ય વિભાગમાં ધાન્યતૃણ પરિપૂર્ણ સુન્દર લીલાં ક્ષેત્રો, કુસુમપૂર્ણ વૃક્ષ લતા, વન, ઉપવન, ઉદ્યાન, સરોવર, વગેરે પ્રકૃતિ દેવીની અપૂર્વ સુન્દરતા તેઓ પ્રફુલ્લ ચિત્તે નિહાળવા લાગ્યાં અને પ્રિયતમ પ્રાણનાથનો અપાર સ્નેહ અને કરૂણા સંબંધી વિચાર કરતાં આનંદ પામવા લાગ્યાં. આ સમયે સીતાજીનું જમણું નેત્ર એકાએક ફરકયું,સર્વ અંગ કમ્પી ઉઠયું. તેમનું મસ્તક ફરવા લાગ્યું. તેમની દષ્ટિએ જગત્સંસાર જાણે અંધકારમય જણાવા લાગ્યો. ક્યા કારણથી તેમનું મન આટલું બધું ઉદ્વિગ્ન થયું તેની તેમનેજ સમજણ પડી નહિ. લક્ષ્મ-

મુખ સ્હામે જોવાથી તેઓ વિશેષ ઉત્કંઠિત થયાં. પતિવ્રતા
ાએ આર્યપુત્ર સંબંધી અમંગળ આશંકા કરતાં કહ્યું:
સ! મ્હારૂં મન અતિશય ઉદ્વિગ્ન થાય છે. હું પૃથિવી શૂન્યકાર
છું. તમારા બંધુ રામચંદ્રજી કુશળ તો છેને? મ્હારાં સાસુઓ
કુશળ તો છેને? ગ્રામ અને નગરનિવાસીજનો ઉપર કોઈ વિપદ્
માવી પડી નથીને?" જાનકીની આટલી બધી ઉત્કંઠા જોઇ
ણ તેમને આશ્વાસન આપવા લાગ્યા, તેમ છતાં જાનકી
ા ચિત્તે, બે હાથ જોડી દેવતાઓ સમક્ષ સર્વ માટે કુશળ
ા કરવા લાગ્યાં.

ગોમતી કિનારા પરના આશ્રમમાં રાત્રિ વ્યતીત કર્યા પછી
દિવસે મધ્યાન્હને સમયે લક્ષ્મણ ગંગાકિનારે આવી પહોંચ્યા.
ગંગા દર્શન કરતાંજ લક્ષ્મણ અતિશય વિહ્વળ થઇ પડયા.
! અત્યાર સુધી પરાણે રોકી રાખેલો શોક વેગ ઉછળી ઉઠયો.
સમયે તેઓ કોઈ પણ પ્રકારે પોતાના મનોભાવ ગુપ્ત રાખી
નહિ. સરલ સ્વભાવનાં સીતાદેવી દિયરજીને અશ્રુપાત કરતા
અતિશય શોક નિમગ્ન થયાં. અને કોઇ એક મહા ભયંકર
આવી પડયાની આશંકા કરી દિલગીર થવા લાગ્યાં. સીતા-
આગ્રહપૂર્વક લક્ષ્મણને રોદન કરવાનું વારંવાર કારણ પુછ્યું
તેમણે કંઈ પણ ઉત્તર દીધો નહિં, ત્યારે તેમણે કહ્યું: "વત્સ!
મે અધીરા થશો નહિં. તમે મ્હને ગંગા પાર લઈ જાઓ અને
ાઓનાં આશ્રમ દર્શાવી દો. હું તેમને મ્હારાં વસ્ત્રાલંકાર દાન
પછી તેમના આશ્રમમાં એક રાત્રિ આશ્રય લઇ તેમને નમ-
કરી પુનઃ અયોધ્યા આવીશ. સાંભળો, કમળલોચન રામચંદ્ર-
દર્શન કરવા માટે મ્હારૂં મન અતિશય ચંચળ થયું છે."

અશ્રુપૂર્ણ નેત્રે લક્ષ્મણ નાવિક સહિત એક નૌકા લઇ આવ્યા
સીતાદેવી સહિત તેમાં બેસી ગંગાજીને પેલે પાર ગયા. સીતા-
ાૈકામાંથી ઉતર્યાં તે સમયે લક્ષ્મણ પોતાનું ભાન ભૂલી ગયા.

તેઓ બાળકની પેઠે ઉચ્ચ સ્વરે રોદન કરતા કરતા જાનકીજીના ચરણમાં પડયા અને બોલ્યાઃ "દેવિ ! અત્યાર પહેલાં મ્હારૂં મૃત્યુ કેમ ન થયું ? ત્હમે મ્હને ક્ષમા કરો. આવું નિંદાજનક કાર્ય કરવું મ્હારે માટે ઉચિત નહતું. મ્હારો અપરાધ માનશો નહિ." આ વાક્ય ઉચ્ચાર કરતાં તેઓ અતિશય વિહ્વલ થઇ ગયાં. લક્ષ્મણને આ પ્રમાણે વિલાપ કરતા જોઇ સીતાજી અતિશય વ્યાકુળ થયાં. તેમણે કહ્યુંઃ "વત્સ ! હું કાંઈ પણ સમજી શકતી નથી. મહારાજ તો કુશળ છે ને ? શું તેમણે કોઇ અપ્રિય આદેશ મ્હને સંભળાવવાની તમને આજ્ઞા કરી છે ? તમે જરાપણ વિલંબ કરશો નહિ. જે હોય તે સર્વ કહી સંભળાવો. નાના પ્રકારની ઉત્કંઠાઓથી મ્હારૂં મન અતિશય ચંચળ થઇ રહ્યું છે."

ત્યારપછી ઘણા યત્ને લક્ષ્મણે ગદ્‌ગદ્‌ કણ્ઠે કહ્યુંઃ "દેવિ તમે રાક્ષસ ગૃહમાં નિવાસ કર્યો હતો તેથી પ્રજાજનોને મુખેથી તમારી નિન્દા સાંભળી મહારાજ અતિશય શોક વિહ્વલ થયા છે અને તમને ગંગા કિનારે આવેલા આ આશ્રમ નજીક મૂકી આવવાની મ્હને આજ્ઞા ફરમાવી છે. તમે મ્હારા સમક્ષજ નિર્દોષ સાબિત થયાં છો. તથાપિ પ્રજા કલંકના ભયથી મહારાજે તમારો ત્યાગ કર્યો છે. તેમણે તમારામાં કાંઇપણ દોષ જોયો છે એવું સમજશો નહિં. દેવી! થોડે વેગળે મહર્ષિ વાલ્મીકિનો આશ્રમ છે. એ મહર્ષિ, મ્હારા પિતા રાજા દશરથના પરમ બંધુ છે. તમે તેમના જ ચરણની છાયાનો આશ્રય ગ્રહણ કરો. મહારાજે મ્હને જ એ નિષ્ઠુર આજ્ઞા પાલન કરવા નિમ્યો છે પરન્તુ અત્યાર પહેલાં જ જો મ્હારૂં મૃત્યુ થયું હોત તો મ્હારે આ શોચનીય દૃષ્ય જોવું પડત નહિ. આર્યે ! હું જ્યેષ્ઠબંધુની આજ્ઞાને વશ છું. મ્હારો અપરાધ ધ્યાનમાં લેશો નહિ !" એમ કહી લક્ષ્મણ મુક્તકણ્ઠે રૂદન કરવા લાગ્યા.

લક્ષ્મણને મુખેથી ઉપલા શબ્દો સાંભળી જનકનન્દિની સીતાજી કેટલીક ક્ષણપર્યંત મૂઢની પેઠે ઉભાં જ રહ્યાં. ત્યાર પછી મૂર્છા પામી

ાવિ પર ઢળી પડયાં ! થોડી વાર પછી ભાન આવતાં જળ ભરેલે દીન વચને બોલ્યાં કે: "લક્ષ્મણ ! વિધાતાએ મ્હને દુઃખ ભો- ા માટેજ ઉત્પન્ન કરી છે. હું કેવળ દુઃખનુંજ મુખ જોયાં કરૂં એમાં વિધાતાનો દોષ શો? મ્હેં પૂર્વ જન્મે અનેક પાપ કર્મ છે, અનેક પતિવ્રતા કામિનીને પતિ-વિયોગ દુઃખ દીધાં છે, જ હુંઆજે પતિવ્રતા અને શુદ્ધ આચરણની હોવા છતાં મ્હારા દેવે મ્હને ત્યજી દીધી છે. હાય ! પ્રથમ તો મ્હેં પતિદેવની પાસે ને વનવાસનાં સર્વ કષ્ટ સહન કર્યાં છે, પરન્તુ આજે તો હું લી છું. શી રીતે આ આશ્રમમાં નિવાસ કરી શકીશ ? કદાચ ને કષ્ટ આવી પડશે તો તે હું કોને કહીશ? મુનિયો જો મ્હારા ાનું કારણ પૂછશે તો હું તેમને શો ઉત્તર દઇશ? તેઓ મ્હને મહાન્ અપરાધી-પાપિણી સમજશે એમાં સંદેહ નથી! હાય ! રા ગર્ભમાં રામચંદ્રજીનો વંશધર સન્તાન છે, જો તે ગર્ભ નષ્ટ ાની શંકા ન હોત તો આજે હું તમારા સમક્ષજ મ્હારો તિર- સ્યુક્ત પાપી-દેહ વિસર્જન કરી દેત ! લક્ષ્મણ ! તમારો અપરાધ ા. તમે તમારા જ્યેષ્ઠ બંધુની આજ્ઞા પ્રમાણે વર્તો છો. તમે આ બેનીને અહિં પડતી મૂકી અયોધ્યા ચાલ્યા જાઓ. ત્યાં જઈ ુઓના ચરણમાં મ્હારા ભક્તિપૂર્ણ પ્રણામ નિવેદન કરજો. ત્યાર ા ધર્મનિષ્ટ મહારાજ રામચંદ્રજીના કુશળ સમાચાર પૂછી મ્હારા ામપૂર્વક કહેજો કે: "હું પવિત્ર આચરણની તમારા પ્રત્યે વિશુદ્ધ ક્તમાન, અને નિત્ય તમારી હિતકારિણી છું તે તમે સારી પેઠે ણો છો. વળી પ્રજાજનોની નિન્દાના ભયથી તમે મ્હારો ત્યાગ છે તે હું પણ જાણું છું. તમેજ મ્હારી પરમ ગતિ છો. તમારા ર જે કલંક આવે છે તે દૂર કરવાનો મ્હારે યત્ન કરવો જોઇએ." મણ તમે એ ધર્મ પરાયણ રાજાને વળી એમ પણ કહેજો કે: ામે તમારા બંધુઓ પ્રત્યે જેવો પ્રેમભાવ દર્શાવો છો તેવોજ પુર- ાસીજનો પ્રત્યે દર્શાવજો. એજ તમારો પરમ ધર્મ છે. તેમ કર-

વાથીજ તમને પરમ કીર્તિ પ્રાપ્ત થશે. મહારાજ! મ્હારા પ્રાણ જશે તોપણ મ્હને જરાયે શોક થશે નહિં, પરન્તુ પુરનિવાસી-પ્રજાજનો દ્વારા તમને જે કલંક મળ્યું છે તે ટાળવા તમારે બનતો યત્ન કરવો જોઇએ. પતિ એજ સ્ત્રીઓનો પરમ દેવતા છે. પતિ એજ સ્ત્રીઓનો બંધુ છે, અને પતિ એજ સ્ત્રીઓનો મહાન્ ગુરૂ છે, માટેજ પોતાના તુચ્છ પ્રાણનું બલિદાન આપતાં પણ જો પતિનું કલ્યાણ થતું હોય તો તેજ સ્ત્રીઓનું અવશ્ય કર્તવ્ય છે. લક્ષ્મણ! આ જન્મે હું પતિનું સહવાસ-સુખ પ્રાપ્ત કરવા સમર્થ થઈ નથી એ ખરૂં, પરન્તુ બીજે જન્મે રામચંદ્રજી મ્હારા પતિ થાય અને તે સમયે તેમની સાથે કદી પણ મ્હારો વિયોગ ન થાય તે માટે આજથી હું કઠોર તપસ્યા કરીશ. વત્સ! તમે મ્હારા વતી રામચંદ્રજીને મ્હારો એટલો સંદેશો નિવેદન કરજો." એમ કહી સીતાદેવી અશ્રુપાત કરતાં પુનઃ બોલ્યાં: "વત્સ! હું ગર્ભિણી છું. આજે તમે મ્હારાં સર્વ ગર્ભ-લક્ષણ જોતા જાઓ."

લક્ષ્મણે ઉદાસ ચિત્તે, ઉતરેલે ચ્હેરે સીતાદેવીના ચરણમાં પ્રણામ કર્યા. શોકને લીધે તેઓ શબ્દોચ્ચાર કરી શક્યા નહિં. તેમણે મુક્ત કણ્ઠે રૂદન કરતાં કરતાં તેમની પ્રદક્ષિણા કરી અને થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યાઃ "દેવિ! તમે મ્હને શું કહ્યું? આ જન્મમાં મ્હેં કદી પણ તમારૂં રૂપ જોયું નથી. પ્રણામ કરતી વખત મ્હેં માત્ર તમારાં ચરણ જોયાં છે. અત્યારે તમે રામ-વિયોગી છો, તેથી આ વનમાં હું તમારા રૂપનું દર્શન કેવી રીતે કરૂં?"

એમ કહી લક્ષ્મણે જાનકીને પ્રણામ કર્યા અને રૂદન કરતા કરતા નૌકામાં બેઠા. થોડી વારમાંજ નૌકા ગંગાને બીજે કિનારે જઇ પહોંચી. સીતાદેવીનાં દર્શન થતાં હતાં ત્યાં સુધી લક્ષ્મણે તેમના સ્હામે સજળ નેત્રે જોયાં કર્યું, જાનકીજી પણ પુનઃ પુનઃ લક્ષ્મણને જોયા કરતાં હતાં. લક્ષ્મણ અદૃશ્ય થયા તેજ ક્ષણે જાનકીજી હાહાકાર કરતાં રડવા લાગ્યાં. તેમના રૂદન-ધ્વનિથી વૃક્ષલતા સ્તબ્ધ થઇ



सीता-वालिमकी-आश्रममां.

[ पृष्ठ २१२.

ગયાં. સર્વ મૃગ, દર્ભના અંકુરો ચરતા બંધ પડી તેમના સ્હામે સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યા. મયુરોએ નૃત્ય બંધ કર્યું. વનસ્થળમાં એક ભયંકર કરૂણ સ્વર વ્યાપી રહ્યો.

કેટલાક ઋષિકુમારો વનમાં ભ્રમણ કરતા હતા. તેઓ સીતાજીનો રૂદન ધ્વનિ સાંભળી તેમની દિશામાં જઇ પહોંચ્યા. ત્યાં રૂદન કરતાં જાનકીને જોઇ તેમને કોઇ દેવકન્યા સમજી તેમણે વાલ્મીકિ ઋષિને એ સમાચાર કહી સંભળાવ્યા. તુરતજ મહર્ષિએ ધ્યાનસ્થ થઇ ક્ષણ વારમાં સર્વ બનાવ જાણી લીધો, અને ઉતાવળે પગલે અનાથ સીતાજી સમક્ષ જઇ પહોંચ્યા. સીતાદેવીને જોતાંજ વાલ્મીકિએ મધુર શબ્દે કહ્યું: "વત્સે! તમે રાજા દશરથનાં પુત્રવધુ છો, રામચંદ્રજીનાં પ્રિય રાણી છો, અને રાજર્ષિ જનકની કન્યા છો. તમે નિર્વિઘ્ને આવ્યા છો ને? તમે આવવાનાં હતાં તે હું યોગબળથી જાણી શક્યો હતો. તમારા આવવાનું કારણ પણ હું જાણી શકયો છું. તમે વિશુદ્ધ-સ્વભાવનાં છો તે પણ હું જાણું છું. તમે પાપરહિત છો તે પણ તપોબલને પ્રભાવે હું જાણી શકયો છું. હવે તમે શાંત થાઓ. હવે પછી તમારે મ્હારી સમક્ષ નિવાસ કરવો પડશે. મ્હારા આ આશ્રમથી થોડે દૂર તપસ્વીઓ તપ અનુષ્ઠાન કરી રહ્યા છે. તેઓ તમારા ઉપર કન્યા જેટલો સ્નેહ રાખી નિત્ય તમારૂં પાલન કરશે. હવે તમે નિશ્ચિંત થઇ અર્ધ્ય ગ્રહણ કરો. તમારા જ ઘરની પેઠે મ્હારા આ આશ્રમમાં નિવાસ કરો. જરા પણ દિલગીર થશો નહિં."

મહર્ષિનાં એ વાકય સાંભળી જાનકીજીએ તેમને ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં અને કહ્યું: "તપોધન! હું તમારા જ આશ્રમમાં નિવાસ કરીશ." એમ કહી સીતાદેવી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. વાલ્મીકિ, તપસ્વી મહાત્માઓ સમક્ષ જઇ પહોંચ્યા. તેમણે જાનકી તેમને સોંપ્યાં. જાનકીજીનો પરિચય મળ્યાથી પૂજ્ય સ્વભાવના તપસ્વીઓ અતિ આનંદ પામ્યા, અને તેમના સુખ સ્વચ્છંદ માટે બનતા યત્ન કરવા લાગ્યા. તેમના સત્કારથી આનંદ પામી દેવી જા-

નકી તપસ્વી વેશ ધારણ કરી તેજ આશ્રમમાં નિવાસ કરવા લાગ્યાં
ચન્દ્રશૂન્ય પૃથિવી જેમ અમાવાસ્યાના ઘોર અંધકાર વડે આચ્છાદિ
જણાય છે તેજ પ્રમાણે પતિના વિરહમાં સીતાદેવી પણ શોક વ
આચ્છાદિત થઇ દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

## चतुर्दश अध्याय ।

### सीता-स्वर्गारोहण ।

શ્રી રામચન્દ્રજીએ કેવળ પ્રજા-જનોના કલંક-ભયને લીધેજ સી
તાદેવીને અરણ્યમાં મોકલી દી
હતાં પરન્તુ તેમ છતાં તેમણે એક ક્ષણ પણ સીતાજીને પોતા
હૃદય રાજ્યમાંથી વિસાર્યાં ન હતાં. પ્રિયતમા જાનકીજીના ગુણ ઉ
રામચંદ્રજી મોહ પામ્યા હતા. તેઓ વિશુદ્ધ સ્વભાવનાં અને પવિ
આચરણનાં હતાં તે માટે તેમને જરા પણ શંકા ન હતી. એ
બીજાના વૃદ્ધિ પામતા પ્રેમને લીધે તેઓ અછેદ્ય પ્રીતિ બંધન
બંધાયાં હતાં. સીતાજીની પતિ પરાયણતા, સુશીલતા અને સરલ
નિહાળી રામચંદ્રજી તેમના પ્રત્યે અતિશય આકર્ષાયા હતા, તે
પ્રમાણે સીતાદેવી પણ રામચંદ્રજીને પોતાના ઇશ્વર સમજી તેમનું પૂજ
કરતાં હતાં. પ્રજાને સંતોષ આપવા માટે કરૂણાપાત્ર પતિવ્રતા જન
તનયાનો ત્યાગ કરી રામચંદ્રજી શોકમગ્ન થયા, તેમજ પોતા
ભાવિ વિધિ-લેખની અતિશય નિન્દા કરતા કરૂણ સ્વરે વિલાપ કર
લાગ્યા. ગર્ભવાન, સુકુમારી, પતિવ્રતા રમણીને વિના દોષે વનવા
મોકલવાથી રામચંદ્રજીના હૃદયમાં કોઇ પણ પ્રકારે શાંતિ થઇ નહિ
ઉલટું તેઓ સેંકડો વિંછીના ડંખ જેટલું અસહ્ય દુઃખ ભોગવ
લાગ્યા. એ લોક-નિન્દક નિષ્ઠુર કાર્યને માટે તેમના મનમાં દારૂ
સન્તાપ ઉત્પન્ન થયો. તેઓ આહાર નિદ્રા ત્યાગ કરી અંતઃપુર

કેવળ અવિરલ અશ્રુધારા વર્ષાવવા લાગ્યા. તેઓ રાજકાર્યમાં ધ્યાન આપવાની જરાયે ઇચ્છા દર્શાવતા નહિ! આ પ્રમાણે ત્રણ દિવસ વ્યતીત થઇ ગયા! ચોથે દિવસે લક્ષ્મણ શૂન્ય રથ લઇને અયોધ્યા આવી પહોંચ્યા. લક્ષ્મણને મુખેથી સીતાજીનો સંદેશો અને પતિભક્તિ તથા બીજુ સર્વ વૃત્તાન્ત સાંભળી રામચંદ્રજી હાહાકાર કરતા રડવા લાગ્યા. આ સમયે કોઇ તેમને છાના રાખવા સમર્થ ન હતું. જ્યેષ્ઠ બંધુને આ પ્રમાણે ક્લેશ કરતા જોઇ લક્ષ્મણે કહ્યું: " પ્રભો! જે પ્રજા–પાલનરૂપી કર્તવ્ય કર્મને લીધે તમે આ ભયંકર કૃત્ય કર્યું છે તેજ રાજધર્મમાં હવે મન પરોવો. સ્ત્રી, પુત્ર, પરિવાર એ સર્વે અનિત્ય છે. એમની સાથે વિયોગ થવો શક્ય છે, તેથી હવે તમે શોક ત્યજી દો. તમારા જેવા સત્પુરૂષ આવા વિષય ઉપર કદી પણ મોહ પામતા નથી. તમે જે કલંકના ભયથી આર્યાનો ત્યાગ કર્યો છે તેજ તમે શોકવિહ્વલ થશો તો પુનઃ જાગ્રત થશે. તમે ધૈર્ય બળ વડે દુર્બળ બુદ્ધિનો ત્યાગ કરો, હવે શોક કરશો નહિ!"

લક્ષ્મણનાં ઉપલાં વચનોથી રામચંદ્રજીને આશ્વાસન મળ્યું! તેઓ ધૈર્ય ધારણ કરી પુનઃ રાજકાર્યમાં ધ્યાન આપવા લાગ્યા. તેઓ નિત્ય નાના પ્રકારનાં હિતકર કાર્યોમાં ગુંથાઇ રહેતા ખરા પરન્તુ સીતાદેવીની પવિત્ર મૂર્તિ તેમના હૃદયમાંથી એક ક્ષણ પણ ભૂલાતી નહતી! સીતાજીના વિરહમાં તેઓ પ્રાતઃકાલના ઝાંખા ચંદ્રની પેઠે અતિશય તેજહીન થઇ ગયા. તેમના હૃદયમાં પુનઃ કોઇ પણ પ્રકારે પૂર્વના જેવો આનંદ ઉત્પન્ન થયો નહિ. તેમને પોતાનું જીવન અતિશય ભારયુક્ત જણાવા લાગ્યું. જનક તનયાના અલૌકિક ગુણ જેમ જેમ તેમના સ્મરણમાં આવતા ગયા તેમ તેમ તેનું મન અતિશય શોકમગ્ન થતું ગયું! ગમે તેમ પણ હવે માત્ર પ્રજાપાલન સિવાય રામચંદ્રજીને આ સંસારમાં નિવાસ કરવા માટે બીજુ કોઇ બંધન નહતું. તેમણે આત્મસુખને જલાંજલિ આપી હવે કેવળ રાજ્ય શાસનમાં જ ચિત્ત પરોવ્યું! રામચંદ્રજીની ઉત્તમ શાસન પદ્ધતિને

લીધે સર્વ રાજ્ય અતિશય સમૃદ્ધિશાળી થઇ ઉઠયું! પ્રજાજનો સદાચાર સમ્પન્ન અને ધર્મપરાયણ થયા. કોઇ પણ મનુષ્ય ઉચ્છૃંખલ નહતું. તેમના પ્રતાપથી શત્રુ વર્ગનો ઉચ્છેદ અને મિત્રોમાં વૃદ્ધિ થઇ હતી. કોઇ પણ મનુષ્ય અકાલ મૃત્યુના મુખમાં પડતું નહતું. રાજ્યમાં સર્વત્ર સુખ અને શાંતિ પ્રસરી રહી હતી. સીતાદેવીનો ત્યાગ કર્યા પછી દ્વિતીય પત્ની ગ્રહણ કરવાનો વિચાર સુદ્ધાં રામચંદ્રજીએ કર્યો નહિં. જનક-તનયાના અસામાન્ય પાતિવ્રત્ય ગુણથી વશીભૂત થઇ રામચંદ્રજીએ તેમની સુવર્ણ-પ્રતિમા બનાવી તેને પોતાની સાથે લઇ યજ્ઞકાર્ય પરિપૂર્ણ કર્યું હતું. અભાગિની સીતાદેવી, પોતાના ઉપર પ્રિયતમના આટલા બધા પ્રેમની વાર્તાઓ સાંભળી, તપસ્વિઓના આશ્રમમાં અવિરલ અશ્રુધારા વિસર્જન કરતાં.

આ પ્રમાણે સીતાદેવી ઝાકળથી કરમાયલા કમળની પેઠે, તેજહીન ચંદ્ર કિરણોની પેઠે, ધૂળથી આચ્છાદિત થયલા સુવર્ણ-અલંકારની પેઠે વાવંટોળીયાથી ઘેરાયલા પ્રભાતની પેઠે, અને વાદળાંથી ઝાંખી થયલી ચાંદનીની પેઠે અતિ શોચનીય થઇ તેજ આશ્રમમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. તેઓ મનમાં નિત્ય રામચંદ્રજીનું ધ્યાન ધરતાં. રામચંદ્રજી એજ તેમનું ધ્યાન, રામચંદ્રજી એજ તેમનું જ્ઞાન, અને રામચંદ્રજી એજ તેમના વિચાર હતા. રામચંદ્રજીના વિચાર કર્યા સિવાય તે ક્ષણ પણ જીવન ધારણ કરી શકે એમ નહતું! પતિએ લોકાપવાદના ભયથી તેમનો ત્યાગ કર્યો હતો તે કારણથી સીતાજીને કિંચિત્ પણ દુઃખ થતું નહતું. તેમને આટલું બધું દુઃખ સહન કરવું પડે છે. તેનું કારણ તેમનાં અનેક જન્મનાં કર્મ જ છે. એ તેઓ દૃઢરૂપે માનતાં હતાં. પતિ એજ તેમના હૃદય દેવતા હતા. સીતાદેવી પોતાના હૃદયના એ આરાધ્ય-દેવતાને પોતાની મુક્તિનું કારણ માનતાં, અને તેમના કલ્યાણ માટે હૃદયમાં સર્વદા પ્રભુ પ્રાર્થના કરતાં.

રામચંદ્રજીએ ત્યાગ કર્યો તે સમયે સીતાદેવી ગર્ભવતી હતાં, એ પ્રથમ જ લખવામાં આવ્યું છે. ક્રમે દશ માસ પરિપૂર્ણ થયા.




सीतादेवी-लव, कुश.

JOSHI ART PRINTING WORKS FORT BOMBAY.

તેમના ગર્ભમાંથી યથા સમયે દેવકુમાર જેવા એક પછી એક બે પુત્રનો જન્મ થયો. એ સમાચાર સાંભળતાં મહર્ષિ વાલ્મીકિને અતિશય આનંદ થયો. તેજ દિવસે રાજકુમાર શત્રુઘ્ન લવણ નામક એક મહાદુષ્ટ રાક્ષસનો વધ કરવા સૈન્ય સહિત ગમન કરતાં કરતાં વાલ્મીકિના આશ્રમમાં આવી રાત્રિ નિર્ગમન કરતા હતા. રામચંદ્રજીના બે કુમારનું જન્મવૃત્તાંત સાંભળી તેમને પણ અતિશય આનંદ થયો. જે પુત્રનો પ્રથમ જન્મ થયો હતો તેના દેહને વાલ્મીકિની આજ્ઞાથી વૃદ્ધા સ્ત્રીઓએ કુશના અગ્રભાગ વડે સ્વચ્છ કર્યો હતો, તેથી વાલ્મીકિએ તેનું નામ કુશ પાડયું. બીજાપુત્રનો દેહ, કુશનો લવ અર્થાત્ અધોભાગ દ્વારા સ્વચ્છ કરવામાં આવ્યો તેથી તેનું નામ લવ પાડયું. બે પરમ સુન્દર પુત્ર પ્રાપ્ત કર્યાથી સીતાદેવીના નેત્રમાં આનંદાશ્રુ આવ્યાં. લવ અને કુશ, એ બન્ને ઋષિ પત્નીઓની સેવા શુશ્રુષાથી દિનપર દિન સીતાદેવીના આનંદમાં વૃદ્ધિ કરવા લાગ્યા. મહર્ષિ વાલ્મીકિએ તેમના સર્વ પ્રકારના સંસ્કાર પરિપૂર્ણ કર્યા હતા. રાજકુમારોનું વય-વૃદ્ધિ પામતું ગયું તેમ તેમ તેઓ બાલક રામચંદ્રજીના જેવા તેજસ્વી જણાવા લાગ્યા. તેની આકૃતિ–પ્રકૃતિ અને સર્વ શરીરાવયવ સર્વાંશે રામચંદ્રજીના જેવા જ થયા. તેઓ તપસ્વી–કુમારની પેઠે વેશ ધારણ કરતા ખરા પરન્તુ મહર્ષિ વાલ્મીકિએ તેમને ક્ષત્રિયને ઉચિત એવું સર્વ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું. તેમને રાજધર્મ તેમ જ ક્ષાત્ર ધર્મ બન્ને શિખવ્યા હતા. તેમને ધર્મશાસ્ત્ર ઉપરાંત અશ્વારોહણ ધનુર્વિદ્યા, વગેરે ક્ષાત્રધર્મને ઉચિત વિદ્યાઓ શીખવી હતી.

સીતાજીનો ઉદ્ધાર કરી રામચન્દ્રજી અયોધ્યાના રાજસિંહાસન પર આરૂઢ થયા પછી એક વખત મહર્ષિ, દેવર્ષિ નારદ સાથે વાર્તાલાપ કરતાં જાણી શક્યા કે: "મહાત્મા રામ એજ જગત્‌માં શ્રેષ્ટ પુરૂષ અને સર્વગુણ સમ્પન્ન રાજા છે. દેવર્ષિ નારદના ઉપદેશ અનુસાર વાલ્મીકિ, પવિત્ર રામ–ચરિત્ર, છંદોબદ્ધરૂપે રચી તૈયાર કરવા પ્રવૃત થયા હતા. આ સમયે તે મહાકાવ્ય પરિપૂર્ણ થયેલું હોવાથી

પોતાના બન્ને પ્રિય શિષ્ય લવ અને કુશને તે શિખવી દીધું! એક દિવસ લવ કુશ, વાલ્મીકિના આશ્રમમાં એકત્ર થયલા ઋષિઓ સમક્ષ મધુરવીણા જેવા કણ્ઠવડે રાગરાગિણીમાં રામાયણ ગાવા લાગ્યા. એ સાંભળી ઋષિઓ મોહિત થયા. ગાયન શ્રવણ કરતાં કરતાં કોઇએ ઉભાં થઇ લવકુશને એક કલશની ભેટ આપી. કોઇએ વલ્કલ આપ્યાં, કોઇ ઋષિએ કૃષ્ણાજિન, કોઇએ કમણ્ડલુ, કોઇએ યજ્ઞસૂત્ર, કોઇએ આસન, કોઇએ કૌપીન, કોઇએ કુઠાર, અને કોઇએ કાષ્ટ બાંધવા માટે દોરી તેમને અર્પણ કરી. કોઇ ઋષિએ કેવળ "સ્વસ્તિ" અને "દીર્ઘાયુરસ્તુ" કરી હાથ ઉંચા કરી સ્નેહમયી દૃષ્ટિએ તેમને આશીર્વાદ દીધા. મહર્ષિ વાલ્મીકિ રચિત સમગ્ર રામાયણ બે બાળકોના અમૃત-કણ્ઠમાંથી ગવાતું સાંભળી એકત્ર થયલી ઋષિમણ્ડલી પોતપોતાના મનમાં જ આનંદ અનુભવવા લાગ્યા. તેઓ બોલવા લાગ્યા કે: "વાલ્મીકિના રામાયણનું મૂલ્ય જગત્‌માં અંકાઇ શકે એમ નથી. એના બદલામાં રત્ન-ગર્ભા સાગરો સાથે પૃથિવી આપવામાં આવે તોપણ તેનું ઉચિત્ મૂલ્ય કહેવાય નહિ." સરલ હૃદયના બ્રહ્મ પરાયણ ઋષિયોના આનંદ ઉદ્‌ગાર એજ તેનું યોગ્ય મૂલ્ય!

મહર્ષિ વાલ્મીકિના યત્નથી લવ-કુશ એ બન્ને પલ્લવિત તરૂણ વૃક્ષની પેઠે દિનપર દિન વૃદ્ધિ પામવા લાગ્યા. ક્રમે ક્રમે તેઓને બારમું વર્ષ બેઠું. એક દિવસ ગોમતી કિનારે નૈમિષારણ્યમાં મહારાજ રામચન્દ્રજી દ્વારા રચાયલા મહાન્ અશ્વમેધ-યજ્ઞનાં દર્શન કરવા માટે મહર્ષિ વાલ્મીકિજીને શિષ્યો સહિત આમંત્રણ થયું. મહર્ષિ શિષ્યો સહિત યથા સમયે યજ્ઞ સ્થળમાં ઉપસ્થિત થયા. તપસ્વી-વેશધારી લવ-કુશ પણ તેમની સાથેજ ગયા હતા. વાલ્મીકિએ બન્ને કુમારને નજીક બોલાવી કહ્યું કે: "વત્સ! જાઓ, તમે પવિત્ર ઋષિ ક્ષેત્રમાં, વિપ્રાલયમાં, રાજમાર્ગમાં અભ્યાગત રાજાઓના ગૃહમાં, રાજદ્વારમાં, યજ્ઞસ્થાનમાં અને મૂખ્ય કરીને દીક્ષિત ઋષિઓ સમક્ષ પરમ ઉત્સાહપૂર્વક સમગ્ર રામાયણ કાવ્ય ગાઇ સંભળાવો. મહાકાવ્ય

ગીત શ્રવણ માટે બેઠેલા ઋષિઓમાં જો કદાચ મહારાજ રામચન્દ્ર તમને આમંત્રણ કરે તો તમે ત્યાં જઇને કાવ્ય-ગાન કરજો. તેમાં ઘણા શ્લોકો છે માટે તમને જેમ શિખવ્યું છે તે પ્રમાણે તમે પ્રતિદિન વિશ સર્ગનું જ ગાન કરજો. ધનની તૃષ્ણામાં જરાપણ લોભાશો નહિ! જેઓ ઋષિ આશ્રમમાં નિવાસ કરી ફળમૂલનો આહાર કરતા હોય તેને ધનનું શું પ્રયોજન હોય? જો રામચન્દ્રજી તમને પૂછે કે તમે કોના પુત્ર છો તો કહેજો કેઃ "અમે વાલ્મીકિના શિષ્ય છીએ." લ્યો, આ તમારી મધુરવીણા ગ્રહણ કરો. વીણાના મધુર સ્વર સાથે તમે તાન, લય સહિત આનંદ ભરિત ચિત્તે ગાન કરજો. સાંભળો, રાજા એ ધર્મ અનુસાર સર્વનો પિતા છે. તમે તેમનું અપમાન નહિં કરતાં આદિકાણ્ડથી ગાન શરૂ કરજો."

ગુરૂદેવ વાલ્મીકિજીનો ઉપદેશ ગ્રહણ કરી લવ અને કુશ, મુનિ બાળકના જેવો વેશ ધારણ કરી સુમધુર કણ્ઠવડે વીણા સાથે ગાન ગાવા લાગ્યા. બાળક, વૃદ્ધ, વનિતા સર્વે પવિત્ર રામ કથા શ્રવણ કરી મુગ્ધ થયાં. બન્ને ભાળકનો અપૂર્વ વેશ અને રામચન્દ્રજીના જેવું અલૌકિક રૂપ જોઇ અને તેમનો સુમધુર કણ્ઠસ્વર સાંભળી સર્વે વિસ્મય પામ્યાં. જે સ્થળે તેમણે ગાન આરંભ કર્યું તે સ્થળે હજારો મનુષ્યો એકત્ર થઇ ગયાં. ઋષિમંડલી અને અભ્યાગત રાજાઓ તેમનું સંગીત સાંભળી આનંદભેર તેમને ધન્યવાદ આપવા લાગ્યા. થોડી ક્ષણમાં જ આ અપૂર્વ મુનિ બાળકની આ વાત મહારાજ રામચન્દ્રજીને કાને પહોંચી. તેમણે તુરતજ તેમને સભામાં તેડાવી તેમનો અને રામાયણ-કાવ્ય રચનાર મહર્ષિ વાલ્મીકિનો પરિચય પૂછ્યો. લવ અને કુશે વાલ્મીકિજીના ઉપદેશ અનુસાર સર્વ પ્રશ્નના ઉત્તર દીધા. ત્યારપછી મહારાજની આજ્ઞા પ્રમાણે બન્ને કુમારોએ આદિકાણ્ડથી ગાયન શરૂ કર્યું. સભામાં બિરાજેલા સર્વજનો શાંત ચિત્તે અમૃતમયી રામકથા શ્રવણ કરવા લાગ્યા. બન્ને બાળકોને જોઇ રામચન્દ્રજી પોતાના હૃદયમાં એક અપૂર્વ આશ્ચર્ય ભાવ અનુ-

ભવવા લાગ્યા. તેમનાં સુકુમાર દેહ અને અંગપ્રત્યંગ જોઈ રામચન્દ્રજી અતિશય વ્યાકુળ થયા. પૂજ્ય સ્વભાવનાં પ્રિય જનકતનયા એકાએક તેમના સ્મરણ પટ ઉપર ઉદય પામ્યાં. તેમણે એ બન્ને બાળકોને ગર્ભ-પુત્ર માન્યા અને તે અનાથિનીનો દુઃખ પૂર્ણ જીવન ઇતિહાસ યાદ કરી અનરગળ અશ્રુપાત કરવા લાગ્યા. હૃદયનો આવેગ સમાવવા અશક્ત થવાથી રામચન્દ્રજીએ તે દિવસે સભા વિસર્જન કરી. બાળકોનું રૂપ, આકૃતિ, ઇસારત અને ચેષ્ટા રામચન્દ્રજી જેવાં જ અવલોકન કરી સભામાં બેઠેલા સર્વે સભાજનો અતિશય આશ્ચર્ય પામ્યા.

આ પ્રમાણે કુશ-લવ નિત્ય રામકથા ગાવા લાગ્યા. રામચંદ્રજીએ તેમને અરાડ હજાર સુવર્ણ-મોહોર આપવાની આજ્ઞા ફરમાવી પરન્તુ બાળકોએ તે દ્રવ્ય ગ્રહણ કર્યું નહિ! તેમણે રામચંદ્રજીને કહ્યુંઃ "મહારાજ! અમે વનવાસી છીએ. વન ફળ-મૂળનો આહાર કરી દિવસો નિર્ગમન કરીએ છીએ. અમારે દ્રવ્યનું પ્રયોજન શું?" એ સાંભળી રામચન્દ્રજીએ વિશેષ આશ્ચર્ય પામી તેમનો પરિચય પુછયો. બાળકોએ પોતાને વાલ્મીકિના શિષ્ય જણાવ્યા, પરન્તુ ગાયન સમયે રામચન્દ્રજી તેમને સીતાજીના ગર્ભ-પુત્ર સમજી શકયા હતા. કૌશલ્યા આદિ વૃદ્ધ રાજ-માતાઓ અને લક્ષ્મણે પણ તેવું જ અનુમાન કર્યું હતું. તત્ક્ષણાત્ રામચન્દ્રજીએ કેટલાક દૂતને સભામાં બોલાવી કહ્યું કેઃ તમે ભગવાન્ વાલ્મીકિ સમક્ષ જઇ કહો કેઃ "જો જાનકીજી સતચરિત્રવાન હોય, જો તેમનામાં કોઇપણ પ્રકારનું પાપ ન હોય તો મહર્ષિના આદેશથી તેઓ અત્રે આવે અને આત્મશુદ્ધિ કરે. પ્રજાજનો દ્વારા મ્હારા પર જે કલંક ચઢાવવામાં આવ્યું છે તે ટાળવા માટે જાનકીજીએ કાલે પ્રાતઃકાલમાં સભામાં હાજર થઇ પ્રતિજ્ઞા કરવી જોઇએ. આ સંબંધી મહર્ષિનો અભિપ્રાય અને આત્મશુદ્ધિ સંબંધી જાનકીજીની ઇચ્છા યથાર્થરૂપે જાણી લઇ તમે સત્વર આવી પહોંચો."

દૂતોએ વાલ્મીકિ સમક્ષ જઈ રામચન્દ્રજીની ઇચ્છા નિવેદન કરી. મહર્ષિએ ઉત્તર દીધો: "રામચન્દ્રજીની ઇચ્છા પ્રમાણે જ થવું જોઇએ. સ્ત્રીઓને માટે તો પતિ એજ તેનો દેવતા છે, તેથી રામે જેમ કહ્યું છે તેમજ જાનકીજીએ કરવું જોઇએ." દૂતોએ મહર્ષિનો આ ઉત્તર રામચન્દ્રજીને જણાવ્યો. તેઓ મહર્ષિના ઉત્તરથી આનંદ પામ્યા અને ઋષિયોને તથા અભ્યાગત રાજાઓને બીજે દિવસે સભામાં હાજર રહેવા નિમન્ત્રણ કર્યું.

રાત્રિ વીતી પ્રભાત થતાંજ મહારાજ રામચન્દ્રજીએ યજ્ઞસભામાં હાજર થઈ ઋષિઓને તેડવા મોકલ્યું. વશિષ્ઠાદિ મહર્ષિઓ, ઋષિઓ અને બ્રાહ્મણો પોતપોતાના નિશ્ચિત આસને બિરાજ્યા. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો પોતપોતાને સ્થાને બેઠા. સુગ્રીવાદિ વાનરો, વિભીષણાદિ રાક્ષસો, અને સર્વ પ્રજાજનો, ઉત્સુક ચિત્તે આગ્રહપૂર્ણ હૃદયે સભા સ્થળમાં ઉપસ્થિત થયા. આજે વનવાસ થયલાં રાજ-રાણી સીતા-દેવી સર્વ સભાજન સમક્ષ પ્રતિજ્ઞા લઇને આત્મશુદ્ધિ કરવાનાં છે. મહારાજ રામચન્દ્રજી, લોકાપવાદના ભયથી જે રમણી-શિરોમણિ પતિવ્રતા જનકનન્દિનીનો ત્યાગ કર્યો છે, તેને આજે સર્વના સમક્ષ વિશુદ્ધ-પવિત્ર-સાબિત કરી પુનઃ ગ્રહણ કરવાના છે. કોઇ સીતા-દેવીના અલૌકિક પતિ-પ્રેમની પ્રશંસા કરી રહ્યા છે, કોઇ રામ-ચન્દ્રજીના પ્રગાઢ પ્રેમની પરિચય-સ્વરૂપિણી જાનકીની સુવર્ણ-પ્રતિમા સંબંધી વાર્તાલાપ કરી રહ્યા છે! કોઈ મહારાજ રામચંદ્રજીની-પ્રજાજનોને સંતોષનંદ આપવાની ઉદાર વૃત્તિનાં ગૌરવગાન કરી રહ્યા છે. એ જ સમયે શાન્તમૂર્તિનાં મહાન્ તેજસ્વી મહર્ષિ વાલ્મીકિ સીતાદેવી સહિત ધીમે ધીમે સભાગૃહમાં પધાર્યા. સર્વ સભાજનો શાન્ત સ્તબ્ધ થયા હતા. કોઇ પણ સ્થળે શબ્દ સંભળાતો નહતો! વાલ્મીકિ આગળ આગળ ચાલી રહ્યા છે, સીતાજી રામચંદ્રજીનું હૃદયમાં ધ્યાન ધરતાં ધરતાં બે હસ્ત જોડી અશ્રુપૂર્ણ નેત્રે નીચે મુખે તેમની પાછળ પાછળ ચાલી રહ્યાં છે. તેમણે ભગવાં

વસ્ત્રો ધારણ કર્યાં છે. પહેરવેશ તપસ્વીના જેવો છે. તેમનું વદન મણ્ડલ અલૌકિક પવિત્રતા પૂર્ણ છે. જાણે તેમાંથી એક દિવ્યજ્યોતિ નિઃસરી રહી છે. એ ભગવાં વસ્ત્રધારી, ધ્યાનપરાયણ, આશ્રમનિવાસી કઠોર વ્રતધારી, નીચે મુખે ચાલતાં, જ્યોતિર્મયી જાનકીદેવીના દર્શન કરતાં જ સર્વ સભાજનો શોક અને દુઃખથી અતિશય વ્યાકુલ થઇ તુમુલ કોલાહલ કરી ઉઠયા. એ સમયે કોઈ રામને, કોઇ સીતાને અને કોઇ એ બન્નેને ધન્યવાદ આપવા લાગ્યા. મહર્ષિ વાલ્મીકિ જાનકી સહિત સભામાં પ્રવેશ કરી બોલવા લાગ્યાઃ "રાજન્! આ તમારાં પતિવ્રતા ધર્મચારિણી સીતા. લોકોના કલંક-ભયથી તમે એનો મ્હારા આશ્રમ નજીક ત્યાગ કર્યો હતો. હવે તમે એને આજ્ઞા આપો કે જેથી એ પોતાની આત્મશુદ્ધિની તમને ખાત્રી કરી આપે. આ બે જોડીઆ બાળકો લવ અને કુશ જાનકીના ગર્ભથી ઉત્પન્ન થયા છે. હું સત્ય કહું છું કેઃ એ તમારા ઔરસ પુત્ર છે. મ્હેં કદી પણ અસત્ય કહ્યું હોય એવું મ્હારા સ્મરણમાં નથી. મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ રાખો. એ બન્ને તમારા જ પુત્રો છે. મ્હેં દીર્ઘ કાળ પર્યંત તપસ્યા કરી છે. જો જાનકીજીના ચરિત્રમાં કાંઇ પણ દોષ થયો હોય તો મ્હારી સમસ્ત તપસ્યા નિષ્ફળ થાય. જાનકીને પંચેન્દ્રિય અને મનદ્વારા શુદ્ધ આચરણના જાણીને વનમાંથી લઈ આવ્યો છું. હવે એ પતિપરાયણ-પતિવ્રતા-સતી તમારા મનમાં આત્મશુદ્ધિ ઉત્પન્ન કરશે. હું દિવ્યજ્ઞાનથી કહું છું કેઃ જાનકી શુદ્ધ સ્વભાવનાં છે. પવિત્ર આચરણનાં છે. તમે એમને પવિત્ર જાણવા છતાં માત્ર લોકકલંકના ભયથી એમનો ત્યાગ કર્યો છે."

વાલ્મીકિજીનાં એ વચનો સાંભળી રામચંદ્રજીએ બે હાથ જોડી કહ્યુંઃ "ભગવન્! તમારા વિશ્વાસુ કથનથી જો કે જાનકીજીને શુદ્ધ સ્વભાવનાં હું માનું છું, પરંતુ તમે કહો છો તેમ જ થાય તો ઠીક. પૂર્વે લંકામાં દેવતાઓ સમક્ષ જાનકીજીની પરીક્ષા થઈ હતી. એમણે ત્યાં પ્રતિજ્ઞા લીધી હતી તેથી જ મ્હેં એમને ગ્રહણ કર્યાં હતાં પરંતુ

લોકાપવાદ બહુ ભયંકર છે. એજ કારણથી મ્હેં જાનકીનો ત્યાગ કર્યો છે. હું એમને પવિત્ર, પાપરહિત જાણું છું છતાં માત્ર લોકાપવાદના ભયથી જ મ્હેં એમનો ત્યાગ કર્યો છે તેથી તમે મ્હારૂં રક્ષણ કરો. આ બે બાળકો લવ અને કુશ મ્હારાજ પુત્રો છે, એ હું જાણું છું. હવે પવિત્રાચરણી જાનકી ઉપર મ્હારી પૂર્વવત્ પ્રીતિ થાય એ જ પ્રાર્થના છે."

આ સમયે એકાએક દિવ્ય સૌગંધયુક્ત મનોહર વાયુ વહન થવા લાગ્યો. વાયુના સ્પર્શ સુખથી સભામાં બિરાજેલા સર્વ સભાજનો આનંદિત, શાંત અને સ્થિર થયા. એ જ સમયે ભગવાં વસ્ત્રધારી સીતાદેવી બે હાથ જોડી નીચે મુખે બોલ્યાં? "જો મ્હેં રામચંદ્રજી સિવાય બીજા કોઈ પણ પુરૂષને મનમાં સ્થાન ન આપ્યું હોય તો મ્હારા તે પુણ્ય-બળથી પૃથિવીના બે વિભાગ થાઓ, હું તેમાં પ્રવેશ કરીશ. જો મ્હેં મન, વાણી, કર્મપૂર્વક રામચંદ્રજીનું જ પૂજન કર્યું હોય તો તે પુણ્યબળથી પૃથિવીના બે વિભાગ થાઓ. હું તેમાં પ્રવેશ કરીશ. હું રામચંદ્રજી સિવાય બીજા કોઇનું ચિન્તન કરતી નથી, જો એ કથન સત્ય હોય તો દેવી પૃથિવીના બે વિભાગ થાઓ. હું તેમાં પ્રવેશ કરીશ."

સીતાદેવીના એ વાક્યો પૂર્ણ થતાં ન થતાંજ એકાએક પૃથિવીના બે વિભાગ થયા. તેમાંથી એકાએક અલૌકિક જ્યોતિ-કિરણો ઉત્પન્ન થવા લાગ્યાં. તે કિરણોની વચમાં જણાય છે કેઃ અનેક નાગદેવતાએ મસ્તક ઉપર એક દિવ્ય સિંહાસન ધારણ કર્યું છે, તેના ઉપર જ્યોતિર્મયી વસુન્ધરા દેવી બિરાજ્યાં છે! દેવી વસુન્ધરાએ બે હાથ લાંબા કરી સીતાદેવીને ગ્રહણ કરી તે દિવ્ય સિંહાસન ઉપર બેસાડયાં. તેજ ક્ષણે સિંહાસન પૃથિવીના ગર્ભમાં ઉતરી પડયું. આ સમયે સ્વર્ગમાંથી અકસ્માત્ દુન્દુભિનાદ થવા લાગ્યો. દેવતાઓ સતી સીતાજીને ધન્યવાદ આપવા લાગ્યા અને તેમના ઉપર અંતરીક્ષમાંથી અવિછિન્ન પુષ્પ વૃષ્ટિ થવા લાગી. સભામાં

બિરાજેલા ઋષિયો અને રાજાઓ, વિસ્મયચકિત નેત્રે એ અદ્દભુત વ્યાપાર જોવા લાગ્યા. સ્વર્ગ અને મર્ત્યમાં એક આશ્ચર્યકારક-એક તુમુલ કોલાહલ મચી રહ્યો. સ્થાવર જંગમ જાણે મોહાચ્છન્ન થઇ રહ્યાં! પતિવ્રતા સીતાદેવીનો પૃથિવી-પ્રવેશ જોઇ રામચન્દ્રજી સ્તબ્ધ થઇ ગયા. તેઓ શોક અને મોહતાપથી અતિશય જર્જરિત થઇ ગયા. માતૃવિયોગને લીધે કુશ અને લવે રોદન ધ્વનિથી સભાસ્થળ પરિપૂર્ણ કર્યું. તેમના કરૂણકણ્ડમાંથી નિકળતો વિલાપ ધ્વનિ સાંભળી સર્વ નેત્રમાંથી અશ્રુપાત થવા લાગ્યો.

આ પ્રમાણે આપણા જગત્પૂજ્ય સીતાદેવીએ, સુખ દુઃખમય વિચિત્ર બનાવોના મધ્યમાં જીવન-વ્યતીત કર્યું અને આ સંસારમાં અલૌકિક પતિવ્રતરૂપી અક્ષય-કીર્તિ-સ્તમ્ભ સ્થાપન કરી અનન્ત ધામમાં ગમન કર્યું. તેમના જીવનરૂપી નાટકના છેલ્લા બનાવની સાથે સાથેજ આપણો આ પવિત્ર ઇતિહાસ સંપૂર્ણ થવા આવ્યો છે. સીતાદેવી સ્વર્ગરોહણ કરી ગયાં, પછી રામચન્દ્રજી સંસારમાં વિશેષ દિવસ દેહ ધારણ કરી રહ્યા નહિ. સીતાજીના જીવન સંબંધી જાણવા જેવો વાલ્મીકી રામાયણને આધારે આટલો વિષય વાંચક સજ્જનો સમક્ષ નિવેદન કરી અમે પણ આ સ્થળેજ વિરમીએ છીએ.





## ઉપસંહાર.



સીતાજીના દુઃખમય જીવનનો અંત આવ્યો. આ સ્થળે તેમના અલૌકિક ચરિત્ર અને ગુણાવલી સંબંધી કંઇક ઉલ્લેખ કરીશું,

સીતા એ જગત્માં એક અપૂર્વ સૌંદર્યવતી, સાક્ષાત્ દેવી હતાં. બ્રાહ્મમુહૂર્તમાં, શાંત ઉષઃકાલમાં, અલૌકિક રંગવાળા ગગનપટ પર, શુભ્ર જ્યોતિ-પ્રાતઃ તારક જેમ સુન્દરતા વિસ્તારે છે, અને પવિત્ર તથા પ્રીતિપ્રદ જોવામાં આવે છે, તેજ પ્રમાણે મહર્ષિ વાલ્મીકિ-રચિત પ્રતિભા સમ્પન્ન સીતા ચરિત્ર તેથી પણ વિશેષ સુન્દર, પવિત્ર અને પ્રીતિપ્રદ છે. એ ચરિત્રની તુલના બીજા કોઇ પણ નારી-ચરિત્ર સાથે થઇ શકે તેમ નથી, તેમ જ એવું અપૂર્વ નારી-ચરિત્ર બીજા કોઈ પણ દેશમાં જોવામાં આવતું નથી. સૌન્દર્ય અને સ્નિગ્ધતામાં, માધુર્ય અને પવિત્રતામાં, અને ગૌરવ તેમજ મહિમામાં તે જગત્માં એક અદ્વિતીય છે. સીતાચરિત્રની ગહનતામાં ઉતરતાં જ આપણે આત્મભાન ભુલી જઇએ છીએ અને તેની અપૂર્વતા જોઇ આપણે વિસ્મય પામીએ છીએ! એક બાલિકાને યોગ્ય સરલતા અને પાતિવ્રત્ય, યુવતીને યોગ્ય પ્રેમ અને કર્ત્તવ્યજ્ઞાન, પ્રૌઢાને યોગ્ય સ્થિરતા અને ગંભીરતા, ગૃહલક્ષ્મીને યોગ્ય ધર્મપ્રાણતા અને સુકોમળતા, તપસ્વિનીને યોગ્ય સંયમ અને કઠોરતા, ઋષિ કન્યાને યોગ્ય માધુર્ય અને સ્નિગ્ધતા અને વીરાંગનાને યોગ્ય તેજસ્વીપણું અને નિર્ભયતા, એ સર્વ—સીતાદેવીના ચરિત્રમાં સમાન ભાવે જોવામાં આવે છે. આ પ્રમાણે ભિન્નભિન્ન સદ્ગુણનું અપૂર્વ સંમિલન, બીજી કોઇપણ નારીના ચરિત્રમાં કદી પણ થયું છે કે કેમ તે અમે કહી

શકતા નથી. વળી આ દેશમાં સીતાદેવી પહેલાં અને પછી, જે જે અસાધારણુ સદ્‌ગુણુ સમ્પન્ન નારીયોનો જન્મ થયો છે તેમાંની કોઇ-પણુ નારી, ચરિત્ર ગાંભીર્યમાં અને ગુણુ વૈચિત્ર્યમાં સીતાદેવીની સમાન થઇ શકે એમ નથી. સીતાદેવી એ પોતાના અલૌકિક ચરિત્ર–ગૌરવથી ગૌરવાન્વિત અને નિર્મળ પુણ્ય તેજઃ વડે દીપાયમાન થઈ રહ્યાં છે. સત્ય કહીએ તો તેઓજ રમણી કુલ શિરોમણિ છે તેથીજ તેમની તુલના થઇ શકે એમ નથી અથવા તેમની તુલના માત્ર તેમની સાથેજ થઇ શકે !

સીતાજીના અંતઃકરણુની સ્વાભાવિક પવિત્રતા અને વિશુદ્ધતા એજ તેમના અલૌકિક માહાત્મ્યનું મૂલ કારણુ છે. સીતાજીનું મન અને બુદ્ધિ, તેમના જન્મથીજ નિર્મલ, નિષ્કલંક અને સરલ હતાં. નિર્મળ જ્યોતિ વડે પ્રકાશિત, પ્રફુલ્લિત થવાની તૈયારી કરી રહેતું શ્વેત પુષ્પ જેમ પવિત્ર અને મનોહર હોય છે તેજ પ્રમાણે સીતાજીનું સુકોમલ મન પવિત્ર અને મનોહર હતું. સીતાજીનું મન પવિત્ર હતું તેથીજ તેમની બુદ્ધિ સરલ હતી. તેથીજ તેમનાં બન્ને નેત્રોમાંથી સ્નિગ્ધ જ્યોતિ પ્રકટ થતી હતી, તેથીજ તેમના મુખમણ્ડલપર દિવ્ય જ્યોતિ ક્રીડા કરતી હતી. તેથીજ તેમનામાં મ્હારૂં—ત્હારૂં, કિંવા ભેદાભેદનું જ્ઞાન નહતું. જગતમાં જે કાંઇ સુન્દર અને પવિત્ર જણાતું તેના પ્રત્યે તેમનો અતિશય પ્રેમ હતો. તેથીજ બાલિકા સીતા, પિતાને ઘેર નિવાસ કરતાં હતાં તે સમયે અભ્યાગત ઋષિયોને મુખેથી પવિત્ર આશ્રમોનાં વૃત્તાન્ત સાંભળી મુગ્ધ થયાં હતાં. તેઓ તપસ્વિ–કન્યાઓ સહિત નિવાસ અને અનેક વનમાં વિચરણુ કરી પુષ્પો એકત્ર કરવાનો આગ્રહ દર્શાવતાં, અને શાંત સ્વભાવના હરિણુ–બાળકો સાથે ક્રીડા કરવા અતિશય ઉત્સુક થઇ રહ્યાં હતાં. એજ કારણુથી સીતા, વૃક્ષલતા પ્રત્યે પ્રેમ દર્શાવતાં, પુષ્પ–દર્શન કરવા ચ્હાતાં, પશુપક્ષીઓ પ્રત્યે દયા દર્શાવતાં, સખીઓ ઉપર પ્રીતિ અને દાસદાસીઓ ઉપર સ્નેહ રાખતાં. એજ કારણુથી સીતા મધુર ભાષિણી, આનન્દ-

અને ચમત્કારિણી હતાં. એજ કારણથી તેમનું સાધારણ સૌ-
ંકડોગણું વૃદ્ધિ પામ્યું હતુ અને તેમાં દૈવિરાજ્યની અસ્પષ્ટ
ેખાતી હતી. તેમનું હૃદય સ્વચ્છ અને નિર્મલ હોવાથીજ તેમાં
અપવિત્રતાની છાયા સુદ્ધાં જોવામાં આવી નથી. તેમાં તો
ર પુણ્ય-પ્રભાનાંજ દર્શન થતાં. એજ કારણથી સીતા, સત્
મને સતપ્રસંગ ગ્હાતાં અને શ્વેત-કેશના ઋષિઓ તથા પૂજ્ય-
નકને સુખેથી નાના પ્રકારના હિતોપદેશ શ્રવણ કરવા ઇચ્છતાં,
રણથીજ સીતા, પ્રકૃતિ દેવીનું સૌન્દર્ય નિહાળવા અતિશય
ર્શાવતાં, તેઓ પિતાને ઘેર પણ અરણ્ય નિવાસી વનદેવી જેવાં
હતાં. બાલિકા સીતાના એ અસાધારણ સદ્દગુણ જોઈને જ
મહર્ષિયો સીતા સંબંધી કેટલાએ ઉચ્ચ અભિપ્રાય દર્શાવતા.
યોગ્ય પતિ નાહ મળવાથીજ રાજર્ષિ જનકે હરતું ધનુષ્ય ભંગ
ા સાથેજ સીતાજીનાં લગ્ન કરવાંની કઠોર પ્રતિજ્ઞા લીધી હતી.

સીતાજીએ મહાન્ ગુણો સાથે જન્મ ગ્રહણ કર્યો હતો ખરો,
તેનું સૌભાગ્ય તો એટલુંજ કે રાજર્ષિ જનકના રાજ-ઉદ્યા-
મનું લાલન-પાલન કરવામાં આવ્યું હતું. ધર્મના વાયુથી તથા
ના શિશિર-સિંચનથી વૃદ્ધિ પામી સ્નિગ્ધ દેખાતી લતિકાની
ત્ર-પલ્લવથી તેઓ સુશોભિત થયાં હતાં. રાજર્ષિજનકનું ઉચ્ચ
ધર્મપ્રેમ, નિસ્પૃહતા અને કર્તવ્ય નિષ્ઠા, એ સર્વની પ્રતિભા
ા સીતાના નિર્મળ હૃદયમાં પડી હતી. સીતા પોતેજ શુદ્ધ
નાં હોવા છતાં પણ પિતાના અલૌકિક ધર્મ-જીવન ને તેમનું
રચવામાં યોગ્ય સહાયતા કરી હતી. ચંદ્રનાં કિરણોથી જેમ
પુષ્પ-કલિકાઓ વિકાસ પામે છે તેજ પ્રમાણે ધર્મના ઉજ્વળ
ડે સીતાની સર્વ નિર્મલ મનોવૃત્તિયો, તેમના વયની વૃદ્ધિ
પ્રફુલ્લિત થઈ સ્વર્ગીય શોભાના રૂપમાં બદલાઇ ગઇ હતી.

લાવણ્યમયી જાનકીદેવીએ જે સમયે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો
ા સમયે બાલિકાને ઉચિત એવી સરલતા અને યુવતીને

ઉચિત એવી ગંભીરતા, એ બન્નેએ એકત્ર થઇ તેમને સુરબાલાના જેવાં સૌન્દર્યવાન બનાવ્યાં હતાં. સીતા જાણે એક અલૌકિક જ્યોતિર્મયી, જાણે એક જ્વલંત પ્રકાશ ન હોય! યોગ્ય પતિને હસ્તે સમર્પણ ન થાય તો તે પ્રકાશ મલિન થઇ જાય–એ જ્યોતિ ઓલવાઇ જાય! તેથીજ જનકની ચિન્તાનો પાર ન હતો. સૌભાગ્ય બળવડે સીતાને યોગ્ય એવો પતિ પ્રાપ્ત થયો. પવિત્ર સ્વભાવના રામચંદ્રજી સાથે સીતાજીનાં લગ્ન થયાં. રામચંદ્રજી સત્યપરાયણ, શાન્ત પ્રકૃતિ, અને તેજસ્વી હતા. તેઓ સોળ વર્ષના બાળક હોવા છતાં તેમનું પરાક્રમ સિંહ સમાન હતું. તેમનામાં પર્વતના જેવું અચલ ગાંભીર્ય હતું, દાવાનલશિખાના જેવો તેમનામાં ઉત્સાહ હતો, પૃથ્વીના જેવી ક્ષમા, મહર્ષિના જેવી સત્યનિષ્ઠા અને ધર્મપ્રેમ હતો. ચરિત્રનું તેજ અને દૃઢતા જાણે તેમના મુખમંડલ ઉપર સંચિત થઇ રહ્યાં હતાં. આટલી અલ્પ વયમાં રાજકુમાર રામચંદ્ર સર્વ જનપ્રિય થયા હતા. તેમના પવિત્ર ચરિત્રના ગુણથી ઋષિઓ તેમના પ્રત્યે અતિશય પ્રેમ દર્શાવતા હતા. તેઓ સ્વાભાવિક રીતેજ પુણ્ય-તેજ વડે પ્રકાશી રહ્યા હતા. એ જ્યોતિષ્માન મહાપુરૂષ સાથે જ્યોતિર્મયી સીતાદેવીનાં લગ્ન થયાં. જ્યોતિએ જ્યોતિને આલિંગન કર્યું. પ્રકાશ પ્રકાશમાં ભળ્યો. બે પ્રકાશનું મિલન થયું. અહા! કેવું અપૂર્વ સંમિલન! કેવું સુન્દર! કેવું પવિત્ર! આવું સુંદર–સંમેલન પૂર્વે કદી પણ થયું ન હતું! સહજમાં એ દિવ્ય સંમિલન થઇ ગયું. કોઇ પક્ષ તરફથી કિંચિત્ પણ પ્રયાસ કરવામાં આવ્યો ન હતો! બન્ને ધર્મપ્રેમી, બન્ને વિશુદ્ધ સ્વભાવનાં, બન્નેનાં હૃદયમાં કોટિ ચન્દ્ર–પ્રકાશ દેદિપ્યમાન થઇ રહ્યો હતો. બન્નેને સત્ય પ્રત્યે પ્રીતિ અને સાધુતા પ્રત્યે વિશ્વાસ હતો. બન્નેના એકજ વિચાર, એકજ આકાંક્ષા અને એકજ યત્ન કરતા. બન્નેનાં એક મન, એક પ્રાણ, એક હૃદય, બન્ને એક અજ્ઞાત, અલક્ષિત મહાજ્યોતિ તરફ અગ્રસર થવા વ્યાકુલ થઈ રહ્યાં હતાં. બન્ને જાણે આ પાપ–તાપમય સંસારનો ત્યાગ કરી

કોઇ એક દૈવી રાજ્યમાં વિચરણ કરતાં. બન્ને જાણે દિવ્ય લોકનિવાસી હતાં. કોણ જાણે કયા મહદ્ ઉદ્દેશ્યના સાધન માટે તેમણે પૃથિવીપર જન્મ ગ્રહણ કર્યો હતો! બન્ને જાણે મૃત્યુલોકનાં માનવીઓને પતિવ્રતપણું, પતિ-પ્રેમ, દામ્પત્યધર્મ શિખવવા માટેજ જન્મ્યાં હતાં! બન્ને જાણે આનન્દ-રાજ્યની પ્રજા હતાં. જાણે જગતમાં આનન્દજ્યોતિ વિસ્તારવા માટેજ તેમણે જન્મ ગ્રહણ કર્યો છે! બન્નેએ એક બીજાને ઓળખ્યાં હતાં. હૃદય-મિલન પણ સંપૂર્ણરૂપે થયું હતું. એનુંજ નામ આધ્યાત્મિક-મિલન-એનું નામ આધ્યાત્મિક-પ્રેમ. એ મિલનનું નામજ સત્ય-વિવાહ! એ પ્રેમનું નામજ દામ્પત્ય-પ્રેમ! ધન્ય એ પતિ-પત્નીને! ધન્ય એ પ્રેમને! ધન્ય એ જીવનને! ધન્ય એ સીતા! ધન્ય એ રામ!

રાજર્ષિ જનકને ઘેર લાલન-પાલન થવું એ જેમ સીતાજીનું મહદ્ સૌભાગ્ય તેમ રામચંદ્રજી જેવું દુર્લભ પતિ-રત્ન પ્રાપ્ત થવું એ સીતા માટે તેથી પણ અધિક સૌભાગ્યની વાર્તા હતી. પિતાના સ્નેહજળથી સિંચન થયેલી જે લતા અંકુરિત અને પરિવર્દ્ધિત થઇ હતી તે પતિદેવના સ્નેહજળથી સિંચાઇ પલ્લવિત, કુસુમિત બની લાવણ્યમયી થઇ હતી. બ્રહ્મનિષ્ઠ જનકને ઘેર સીતાજીના ચરિત્રમાં જે ઝાંખી જ્યોતિ પ્રકાશિત થવાની તૈયારી હતી તે જ્યોતિ દેવ સમાન પતિના કૃપાબળથી સમ્પૂર્ણરૂપે પ્રકાશિત થઇ સીતાને અલૌકિક મહિમાવડે મહિમાન્વિત અને સ્વર્ગીય ગૌરવવડે ગૌરવાન્વિત કરી રહી હતી. પિતાને ઘેર નિવાસ હતો તે સમયથી સીતાજીના અંતઃકરણમાં રહેલો જે પ્રકાશ, વૃક્ષ, લતા, પુષ્પફલ, વન-ઉપવન, પશુપક્ષી, પિતામાતા, દાસદાસી અને નરનારી, એ સર્વે ઉપર પતિત થઈ તેમને દૈવી શોભાયુક્ત કરતો તે પ્રકાશ, પતિગૃહે ગયા પછી સેંકડો ગણો વૃદ્ધિ પામી રામચંદ્રજીના અંતરૂઆત્મામાં ઓતપ્રોતરૂપે પ્રકાશિત થઇ રહ્યો હતો, એટલુંજ નહિં પણ તેજ પ્રકાશ તેમના અંતઃકરણમાંથી જગત્ બ્રહ્માંડ ઉપર સુસ્નિગ્ધ કિરણધારારૂપે વર્ષી

રહ્યો હતો. સૂર્યનાં કિરણો જાણે ચંદ્રમંડલ ઉપર પડી સુશીતલ જ્યોત્સ્ના જાળ રૂપે પૃથ્વીપટને આલોકિત કરી રહ્યાં હતાં. રામચંદ્રજી ઉપર અતિશય પ્રેમ રાખવાથી સીતાજી જાણે સાક્ષાત્ દેવી થઈ રહ્યાં હતાં! વિશ્વ બ્રહ્માણ્ડ જાણે દેવતાઓના રાજ્ય જેવું બદલાઇ ગયું હતું! સ્વર્ગનાં દ્વાર જાણે ખુલ્લાં થઇ ગયાં હતાં! સૌન્દર્યધારા જાણે પ્રવાહિત થવા લાગી હતી. આકાશ જાણે સ્વર્ગીય સંગીતથી પરિપૂર્ણ થયું હતું! સીતાજીના હૃદયમાં જાણે સેંકડો વીણા વાગવા લાગી હતી. સીતાજીનાં દિવ્ય ચક્ષુ જાણે ઉઘડી ગયાં હતાં. સીતાજી જાણે સૌન્દર્યની મધ્યમાં પણ એક અપૂર્વ સૌન્દર્ય નિહાળવા લાગ્યાં. પ્રકૃતિ દેવીએ જાણે નવીન વેશ ધારણ કર્યો હતો. જાણે અનન્ત પવિત્રતા રૂપી સાગરમાં સીતાજી સ્નાન કરી રહ્યાં હતાં. જાણે અનન્ત સૌન્દર્ય સાથે સીતાજીનું સંમિલન થયું હતું. સીતાજીનો આત્મા જાણે વિશ્વમય થઇ ગયો હતો. આટલા બધા દિવસ પછી સીતાજીને જાણે હવે પૂર્ણ તૃપ્તિ થઇ હતી. સીતાજીનું જીવન જાણે હવે વાસ્તવિક રીતે ધન્ય થઇ ગયું. આ સમયે સીતાજી પણ જાણી શક્યાં હતાં કે: "પિતા, માતા, અને પુત્ર એ સર્વ માત્ર પરિમિત વસ્તુનુંજ દાન કરી શકે છે, પરન્તુ જગત્માં પતિ સિવાય અપરિચિત પદાર્થનો દાતા બીજો કોઇ છેજ નહિ." તેથી **સીતાજીએ પતિ નેજ પોતાના આરાધ્ય દેવ માન્યા હતા. તેજ કારણથી પતિએજ સીતાજીનો ધર્મ, પતિ એજ સીતાજીનું સ્વર્ગ અને પતિ એજ સીતાજીની મુક્તિ થઈ રહી હતી. અરે! એજ કારણથી સીતાજીએ પતિને દેવ માની તેમની કાય-મનોવાક્યપૂર્વક સેવા કરી હતી. ધન્ય એ પતિ-પ્રેમ!**

એજ દેવતા સમાન પતિ આજે વનવાસમાં જવા તૈયાર થયા હતા. પતિ સ્વગૃહમાં નિવાસ કરે કિંવા વનમાં ગમન કરે, તો પણ તેજ સીતાજીના એક માત્ર દેવ હતા. તેજ તેમની મતિ-ગતિ હતી. "પતિનો સહવાસ એજ સ્વર્ગ અને વિયોગ એજ નરક." પતિ

સિવાય પતિવ્રતાને સુખ અને સુખ–સાધન બીજું કયું હોઇ શકે ? તેથીજ જ્યારે રામચંદ્રજીને વનવાસનો આદેશ થયો ત્યારે સીતાજીને માટે પણ તેવુંજ ભાવી આલેખાયું છે એવી સીતાજીની સરલ યુક્તિ સર્વના સાંભળવામાં આવી હતી. રામચંદ્રજીએ તેમને વનવાસનો ભય સમજાવ્યો હતો, પરંતુ તેઓ સમજી શક્યા નહિ કેઃ તેમના સહવાસથી અરણ્ય એ સીતાને માટે પિતૃગૃહ કરતાં પણ અધિક સુખકર થશે અને પ્રકૃતિ દેવીની પ્રિય દુહિતા સીતા અરણ્યને કેવા મનોહર રાજ્ય–ઉદ્યાનના રૂપમાં બદલી નાંખશે! રામની સાથે તપસ્યા થવી જોઇએ પછી તે અરણ્ય હો અથવા સ્વર્ગ હો, સીતાજી કોઇ પણ સ્થળે સંકોચ માને તેમ નથી. અરણ્યનું કષ્ટ તે સીતાજીને મનથી કષ્ટરૂપ નથી. તેમણે રામને કહ્યું હતું કેઃ “જે સમયે હું તમારી પાછળ પાછળ ગમન કરીશ, તે સમયે અરણ્ય–માર્ગ મ્હને સુખ–શય્યા જેવો લાગશે. તે માર્ગે ગમન કરવાથી મ્હને જરાયે થાક લાગશે નહિ! કાંટાવાળાં અનેક વૃક્ષો અને લતાઓ મ્હને રૂ અને મૃગચર્મના જેવાં સુંવાળાં લાગશે. પ્રબળ વાયુવેગથી ઉડતી ધૂળથી હું ઢંકાઇ જઇશ તો તે પણ મ્હને અતિ ઉત્તમ ચન્દન જેવી પ્રિયકર લાગશે. અરણ્યવાસ મ્હને અપ્રીતિકર થશે નહિ!” સીતાજીએ પતિ સાથે ઋષિ–આશ્રમોમાં પર્યટન કરવાની કેટલીએ વાર ઇચ્છા દર્શાવી હતી. પ્રકૃતિ દેવીની દુહિતા સીતાએ પતિનાં બન્ને ચરણો ગ્રહણ કરી પ્રકૃતિ–દેવીએ સ્વહસ્તે ઉગાડેલાં ઉદ્યાનોમાં નિવાસ કરવાનો કેટલીએ વાર આગ્રહ કર્યો હતો. પતિ સાથે પ્રવાસ કરતાં કરતાં કેટલીએ નદ–નદીઓ, ગિરિ ગુહાઓ, વન ઉપવનોનાં દર્શન કરવાની સીતાએ ઇચ્છા દર્શાવી હતી. તેમને અરણ્ય નિવાસ કરવા માટે અણગમો ન હતો. જો રામચંદ્રજી તેમને પોતાની સાથે લઇ જવા ના કહેત તો સીતાજી વિષપાન કરી પ્રાણત્યાગ કરવા પણ તૈયાર થયાં હતાં! કેવો દૈવિ પતિપ્રેમ!

પતિ એજ જે સ્ત્રીનું એક માત્ર સુખ થઇ પડયું છે તેને માટે

રાજ્ય–ઐશ્વર્ય આદિ સર્વ પદાર્થો ક્ષુદ્ર છે. એવા ક્ષુદ્ર પદાર્થોનો ત્યાગ કરવો એ કાંઇ આશ્ચર્યકારક નથી. એ આત્મત્યાગ કહેવાય નહિ. જે સાચું સુખ અને આનન્દ છે તેનો ત્યાગ કરવોજ એ સાચો આત્મત્યાગ કહેવાય. જે સ્ત્રી પોતાના પતિ કરતાં ધનરત્નને શ્રેષ્ઠ માને છે અર્થાત જેઓ એવી વૈભવી વસ્તુઓને શ્રેષ્ઠ માને છે તેઓ કદાચ એના ત્યાગને આત્મત્યાગ કહી શકે, પરંતુ સીતાદેવી પોતાની આગ્રહપૂર્ણ પ્રાર્થનાવડે પતિ સાથે વનવાસ જવાની આજ્ઞા મેળવી શક્યાં ત્યારે પછી તેમને માટે ત્યાગ જેવી બીજી કઇ વસ્તુ રહી ? અનેક વૈભવરૂપી સુખ ત્યાગ કરવાની વાત દૂર રહી. તેઓ તો અરણ્યમા પતિદેવની સાથે નિવાસ કરી સત્ય સુખભોગનાં અધિકારી થયાં હતાં. **પતિ એજ સીતાજીનું સુખ હતું,** તેથીજ સીતાજી એ પતિવ્રતા સ્ત્રીઓમાં અગ્રગણ્ય છે. **તેથીજ જગતમાં તેમની તુલના અન્ય કોઇ પણ સ્ત્રી સાથે થઇ શકે એમ નથી.**

**સીતાજીનો આત્મા રામચંદ્રજીના આત્મા સાથે એક** રૂપ–તદ્રૂપ થયો હતો, તેથી સ્વાભાવિક રીતેજ તેઓ વનવાસી પતિના સુખ દુઃખમાં સમાન ભાગ લેવા વ્યાકુલ થયાં હતાં. તેમણે પતિ સાથે અનેક વનમાં પર્યટન કર્યું છતાં **તેમને જરા પણ ક્લેશ થયો નહિ.** ઉલટું એક વખત પતિદેવના પ્રેમમય સુખ સ્હામે અને એક વખત પ્રકૃતિ દેવીના સૌન્દર્ય સ્હામે દ્રષ્ટિપાત કરી પોતાના હૃદયમાં અતિશય આનંદ ઉપભોગ કરતાં હતાં. આ પ્રમાણે અનેક દિવસ અરણ્યમાં પર્યટન કર્યા પછી તેમણે પંચવટી વનમાં એક પર્ણકુટીર બનાવી ત્યાં સુખ પૂર્વક નિવાસ કર્યો હતો. પંચવટીનુ સ્થાન એ જાણે પ્રકૃતિદેવીનું લીલાભૂમિ હતું. તેમજ નદ–નદી, વન–ઉપવન, ગિરિ–ઝરણાં, અને મૃગ તથા પક્ષીઓથી અપૂર્વ શોભાયમાન હતું. આ મનોહર સ્થાનમાં સીતાજી પતિ સહવાસમાં અને દિયરની સંભાળમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. રામચંદ્રજી જે સ્થાનમાં નિવાસ કરતા તે સ્થાન સીતાજી માટે સ્વર્ગ સમાન

જણાતું પરંતુ પંચવટીનું સ્થાન તો તેમને સર્વ કરતાં વિશેષ સુખ-
કર જણાવા લાગ્યું હતું. જ્યોતિર્મયી જાનકી, જ્યોતિષ્માન્ રામચં-
દ્રજીની સાથે એક મન, એક પ્રાણ અને એક હૃદય થઈ જગત્માં,
ચર્મ ચક્ષુથી અગોચર એવા કેટલાએ અદ્દભુત વ્યાપાર નિહાળતાં
હતાં ! જડ જગત્માં પણ જે મહાજ્યોતિ ઓતપ્રોત વિરાજી રહી
છે તેમાં રામ અને સીતાનો જ્યોતિર્મય નિર્મળ આત્મા વિચરણ
કરવા લાગ્યાં, તેથીજ સીતાજી પતિ સાથે આનંદપૂર્વક પર્વત
ઉપર નિર્ભય ચિત્તે આરોહણ કરતાં, અરણ્યમાં નિર્ભય ચિત્તે પર્યટન
કરતા. પુષ્પો વીણતાં, ચૂંટતાં, હંસ સારસવડે ગર્જી રહેલા ગોદા-
વરી તીર પર ભ્રમણ કરતાં, કમળવડે સુશોભિત થઇ રહેલાં સ્વચ્છ
સરોવરમાં સ્નાન કરતાં. તેમાંથી સ્વહસ્તે કમળો તોડી લાવતાં અને
ગિરિ-ઝરણાં, વન ઉપવન જોઈ અતિશય આનંદ પ્રાપ્ત કરતાં. તેથી
જ સીતાજી પુષ્પ-સૌન્દર્ય પર મોહ પામતાં, બાલિકાઓ સાથે
સખિત્વ બાંધતાં, મૃગ બાળકો સાથે ક્રીડા કરતાં, હરિણીઓ સહિત
ભ્રમણ કરતાં, પક્ષીઓને બોલાવતાં, અને વનસ્થળને આનન્દ ધ્વનિ
વડે પરિપૂર્ણ કરતાં. સીતાએ જાણે પવિત્રતાની જવલંતમૂર્તિજ હતી.
સીતા જાણે સુન્દર વનદેવીજ હતાં, તેથીજ તેમને જોઈ હરણ હરિ-
ણીઓએ ભય ત્યાગ કર્યો હતો, તેથીજ હરિણી-બાળકો સીતાજીની
પાછળ પાછળ દોડતાં હતાં. સીતાજીની કરતાલીનો શબ્દ સાંભળી
મયુરીઓથી વિંટાયલા મયુરો પર્ણકુટીરનાં આંગણાંમાં નૃત કરતા.
કેટલાંએ મિષ્ટ મનોહર કણ્ઠનાં પક્ષીઓ પર્ણકુટીર સમક્ષ આવેલાં
વૃક્ષની શાખાઓમાં બેસી મધુર ગાન ગાઇ અમૃત ધારા વર્ષાવતાં
અને રાજહંસો ડોકી નીચે નમાવી ધીમે સ્વરે કલરવ કરતા કરતાં
સીતાજીની પાછળ પાછળ ગમન કરતા. સીતાજીનાં દર્શન થતાં જ
વનભૂમિના વૃક્ષો પરની પુષ્પકલિકાઓ વિકસી જતી. લતિકાઓ આનંદ
પૂર્વક ડોલી રહેતી, વૃક્ષો ખડખડ શબ્દ નાદપૂર્વક આનંદ ધ્વનિ પ્રકટ
કરતાં. ન્હાનાં વૃક્ષો કરતાલી દઇ નૃત્ય કરી ઉઠતાં અને કાનનભૂમિ

પ્રકાશમય થઈ જતી ! જાણે સીતાજ સર્વનું જીવન, જાણે સીતાજ સર્વની શોભા અને જાણે સીતાજ પ્રકૃતિદેવીની જ્યોતિર્મય મૂર્તિ હતા ! સીતા જાણે પુષ્પના સૌન્દર્યમાં, પત્રના કૌમાર્યમાં, પલ્લવની સ્નિગ્ધતામાં, લતિકાની કોમળતામાં, હરિણીની શાન્ત ભાવનામાં, કોકિલના કૂજનમાં, મયૂરના કેકારવમાં, હંસના કલરવમાં, કાનનની કમનીયતામાં, ગિરિના ગાંભીર્યમાં, ઝરણાના ઉલ્લાસમાં અને નદીના કલ્કલ ધ્વનિમાં ઓતપ્રોત ભાવે વિદ્યમાન જણાતાં ! તેથીજ તે અપૂર્વ સૌન્દર્યનું હરણ થવાથી પંચવટી–કાનન અંધકારમય થઇ રહ્યું હતું અને રામ ઉન્મત્તની પેઠે વૃક્ષ, લતા, પુષ્પ, ફલ, વન, ઉપવન, ગિરિ, ઝરણાં, મૃગ, પક્ષી, આદિ સર્વે સીતાજીના સમાચાર પૂછવા લાગ્યાં હતાં. સીતાજીની ગેરહાજરીમાં સર્વના મન ખિન્ન, આનન્દરહિત અને વિષાદયુક્ત થયાં હતાં. એ સમયે રામચંદ્રજી જગત્‌ને અંધકારમય જોવા લાગ્યા. જાણે રામચંદ્રજીનો જીવન–દીપક એકાએક ઓલવાઇ ગયો ન હોય !

પાપી–રાક્ષસ રાવણે પુણ્યમયી સીતાદેવીનું હરણ કર્યું. રાવણે અગ્નિને વસ્ત્રમાં બાંધવાનો યત્ન કર્યો. અમાવાસ્યાના ગાઢ અંધકારે જ્યોતિર્મય પ્રભાને ઓલવી નાંખવાનો યત્ન કર્યો ! અધર્મે ધર્મને સિંહાસન ભ્રષ્ટ કરવાનો યત્ન કર્યો ! પરન્તુ પરિણામે પુણ્યે પાપને દૂર કરી નાંખ્યું. અંધકારમાં જ્યોતિપ્રભા વિશેષ ઉજ્વળ થઇ અને ધર્મે અધર્મને ચૂર્ણ વિચૂર્ણ કરી નાંખ્યો. રાવણે ધન, રત્ન, રાજ્ય અને ઐશ્વર્ય વગેરે સર્વસ્વ સીતાજીના ચરણ સમક્ષ સમર્પણ કરવા કબૂલ કર્યું પરન્તુ પતિ એજ જેનો ધર્મ અને ધર્મ એજ જેનું માત્ર સુખ–સાધન છે તેને ત્રિલોકનાં ઐશ્વર્ય સમર્પણ કરવામાં આવે તોપણ તે સર્વ તિરસ્કારપાત્ર અને તુચ્છ સમજાય છે. બાલ્યાવસ્થામાં અને યુવાવસ્થામાં સીતા–ચરિત્રમાં જે સ્નિગ્ધ–જ્યોતિ જોવામાં આવતી તે રાક્ષસોના ત્રાસથી પ્રચણ્ડરૂપ ધારણ કરી અગ્નિ–શિખાની પેઠે પ્રજળી ઉઠી ! સીતાજી શત્રુના મકાનમાં હોવા

છતાં પણ નિર્ભય અને સિંહણની પેઠે તેજસ્વિની થઇ સમય વ્યતીત કરતાં. તેમની એવી તેજસ્વિની મૂર્તિનાં દર્શન કરવાથીજ પામર રાવણનું હૃદય કમ્પી ઉઠયું હતું. રાવણમાં એટલું પણ સામર્થ્ય ન હતું કે: સીતાજીનું મૂકેલું એક તણખલું દૂર કરી તે તેમના એક વાળને પણ સ્પર્શ કરી શકે! એજ તેમના ધર્મ-તેજનો પ્રભાવ હતો. સીતાજી અશોક કાનનમાં રાક્ષસીઓથી વિંટળાઇ તપસ્વિની પેઠે કેવળ રામચંદ્રજીના ધ્યાનમાંજ નિમગ્ન થઇ રહ્યાં હતાં. શરીરથી તો પતિ-પત્ની એ બન્ને જૂદાં પડયાં હતાં પરન્તુ પતિદેવના આત્માથી તો તેઓ એક ક્ષણ પણ જૂદાં રહ્યાં ન હતાં. રાક્ષસરાજ રાવણના હજારો યત્નો નિષ્ફળ ગયા હતા. અંતે પતિદેવદ્વારા થયેલી અગ્નિ-પરીક્ષામાં પણ તેઓ સંપૂર્ણરૂપે પસાર થયાં હતાં. ધન્ય એ નારી જીવન! ધન્ય એ પવિત્રતા!

રાક્ષસના ગૃહમાંજ સીતાજીની અગ્નિ પરીક્ષા કરવામાં આવી હતી. રાણવનો પ્રાણ-નાશ થયા પછી રામચંદ્રજીએ લોકાપવાદના ભયથી સીતાજીની જે અગ્નિ-પરીક્ષા કરી હતી તેની તુલનામાં આ પરીક્ષા સર્વોત્તમ હતી. પાપ અને લોભ સાથે ભયંકર સંગ્રામ કરવું એજ સાચી અગ્નિ પરીક્ષા છે અને તે પરીક્ષામાંથી પસાર થવું એતુંજ નામ ચરિત્ર-બલ. એ ચરિત્ર-બલનો મુળ પાયો ધર્મ ઉપર રચાય છે. સીતાજી ધર્મ-તેજથી સવદા તેજસ્વિની હતાં, તેથીજ સૂર્યનાં કિરણોની પેઠે રાવણ તેમને સ્પર્શ કરી શકયો ન હતો. સીતાજી, મન, પ્રાણ, વચનપૂર્વક નિર્મળ અને વિશુદ્ધ હતાં. પાપ તેમને કોઇ પણ પ્રકારે સ્પર્શ કરવા સમર્થ થયું ન હતું, તેથીજ અગ્નિ પણ તેમને દગ્ધ કરવા સમર્થ થયો નહિ! અગ્નિની મકદૂર શી કે તે તેજ-પ્રદીપ્ત, ધર્મરક્ષિત સીતાજીને દગ્ધ કરે? વિશ્વ પિતાના સમગ્ર વિશ્વરાજ્યમાં સાધુતા અને પવિત્રતાને દૈવી સહાયતા મળે છે. તેથીજ સાક્ષાત્ અગ્નિદેવે, સીતાજીનો હસ્ત પોતાના હસ્તમાં લઇને, તેમના અલૌકિક ચારિત્ર-મહિમાનું કીર્તન કરતાં કરતાં રામના

હસ્તમાં અર્પણ કર્યો ! આ સમયે રામચંદ્રજીના સમસ્ત સંશયો દૂર થયા. પુણ્યજ્યોતિ સાથે પુણ્ય જ્યોતિનું પુનઃ મિલન થયું. પતિદેવે સીતાજીનો પ્રેમપૂર્વક આદરસત્કાર કર્યો. તેમને પત્નીરૂપે સ્વીકાર્યાં. સીતાજી પણ પરમ-દેવતા-પતિના ચરણતલમાં સ્થાન પ્રાપ્ત કરી સમસ્ત દુઃખજ્વાલા ભૂલી ગયાં. પતિ-પત્ની એક થયાં. પ્રેમની ધારા વહેવા લાગી. જાણે નારી જીવન સાર્થક્ય થયું !

હવે સીતાજી રાજરાણી થયાં. રાજ-રાણી થવા છતાં પણ તેઓની ભાવનામાં ફેરફાર થયો ન હતો. મ્હોટા રાજમહાલયમાં પણ સામાન્ય જીવોને અદૃષ્ય એવું સ્વર્ગીય રાજ્ય સીતાજી ભોગવી રહ્યાં છે. આ સ્થૂલ વિશાલ વિશ્વ બ્રહ્માણ્ડના મધ્યમાંજ અદૃષ્ય સ્વર્ગ રાજ્ય છે. સીતાજી તેમાં બિરાજ્યાં છે. સીતાજીનો શરીર વગરનો આત્મા તેમાં બિરાજ્યો છે. સીતાજીનો શરીર વગરનો આત્મા તેમાં વિલીન થઈ રહ્યો છે ! અહા ! કેવું સુન્દર, કેવું મનોહર, કેવું પવિત્ર ! રાજરાણી સીતાદેવી, આવા દિવ્ય-ધામમાં નિવાસ કરી રહ્યાં છે છતાં લૌકિક કર્તવ્ય પાલનમાં જરા પણ વિમુખ નથી. રામચંદ્રજી મહાન્ રાજ્ય કાર્યભાર વહન કરી રહ્યાં છે. તે ભાર ઓછો કરવા સીતાજી યત્ન કરી રહ્યાં છે. સુન્દર રૂપે પ્રજાપાલન કરી શકાય તેવા યત્ન કરવા સીતાજી સદા ઉત્સુક જણાતાં, પરન્તુ રાજસંસારનો બાહ્યાડંબર અને કૃત્રિમતાની મધ્યમાં સીતાજીનો આત્મા વિશેષ વિકાશ પામી શકતો ન હતો, તેથીજ સીતાજી પ્રસંગોપાત્ શાન્તિમય પવિત્ર ઋષિ આશ્રમોનાં દર્શન કરવાની ઇચ્છા પ્રકટ કરતાં. એજ કારણથી તેઓ ગર્ભવતી થયા પછી પતિદેવના અંતીમ પ્રશ્નના ઉત્તરમાં તેમણે અંતે એક રાત્રિને માટે પણ ઋષિ-આશ્રમમાં નિવાસ કરવાની અભિલાષા દર્શાવી હતી.

સીતાજીનું ભાગ્યચક્ર હવે ફરવા લાગ્યું ! રામચંદ્રજીએ લોકાપવાદના ભયથી સીતાજીને અરણ્યમાં દેશનિકાલ કર્યાં. પતિસહવાસ રૂપી આનન્દ દૂર થતાંની સાથેજ જાનકીજી જગત્-સંસારને અંધ-

કારમય જોવા લાગ્યાં. પ્રેમમય પ્રાણનાથના એવા નિર્દય વ્યવહારથી જાનકીજીને બહુ દુઃખ થયું; પરંતુ તે માટે તેમને તેમણે કાંઇ પણ દોષ દીધો નહિ! સીતાજી સમજી શક્યાં હતાં કે: "એમાં પતિ દેવનો કિંચિત્ પણ દોષ નથી, જે કાંઇ દોષ છે તે તેમના ભાગ્યનોજ છે. જે કાંઈ દોષ છે તે તેમનાં અનેક પૂર્વ જન્મના કર્મજ છે! મ્હારા ઉપર કલંક ચઢવાથી પતિદેવ દુઃખી થયા છે. તેમના નિષ્કલંક કૂળમાં કલંક લાગ્યું છે. એ કલંક દૂર કરવા માટે જો મ્હારે પ્રાણ વિસર્જન કરવાની આવસ્યકતા હોય તો તેમ કરવા હું સર્વદા તૈયારજ છું." એમ વિચારી તેમણે લક્ષ્મણને કહ્યું હતું કે: "**પતિ એજ સ્રીયોનો પરમદેવતા છે. પતિ એજ સ્રીયોનો બંધુ છે અને પતિ એજ સ્રીયોનો ગુરૂ છે. માટે જો પત્નીના તુચ્છ પ્રાણ અર્પણ કરવાથી પણ પતિનું કલ્યાણ થતું હોય તો તેજ સ્રીયોનું કર્તવ્ય છે.**" જોકે સીતાજીનો દેહ પતિદેવ દ્વારા ત્યજાયલો હતો પરંતુ તેમનો આત્મા તો તેમની સાથે એકત્રજ હતો. જોકે આ જન્મે સીતાજીને પતિદેવના સહવાસનું સુખ પ્રાપ્ત થયું નહિ એ ખરૂં પરન્તુ બીજે જન્મે તેમની સાથે વિયોગ ના થાય તે માટે ઘોર તપસ્યા કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી હતી. તેમના અંતઃકરણમાં દબાઇ રહેલી તેજસ્વિતા, આ સમયે સૂર્યનાં તેજસ્વી કિરણોની પેઠે ઝળકી ઉઠી. સીતાજીના હૃદયમાં પતિ સંબંધી જે સામાન્ય વાસના છુપાઈ રહી હતી તેજ પ્રજ્વલતા તેજવડે તેઓ ભસ્મીભૂત થઇ ગયાં. આ સમયે સીતાજીના મનથી વિશ્વ સંસાર જ્યોતિર્મય જણાતો. તેમાં કેવળ રામ અને સીતાનોજ નિવાસ હતો. આ સમયે સીતાજી, અસાધારણ ગુણજ્ઞ પ્રજાવત્સલ રામચંદ્રજી રૂપી પતિ દેવતાના ધ્યાનમાં નિમગ્ન થયાં હતાં. આજે સીતાજી સાચાં તપસ્વિની બન્યાં હતાં. પરમદેવતા, પરમગુરૂ પતિદેવના બન્ને ચરણ હૃદયમાં ધારણ કરી, તપસ્યા કરતાં કરતાં દેહપાત કરવાની સીતાજીએ પ્રતિજ્ઞા લીધી.

આ પ્રમાણે બાર વર્ષ વીતી ગયાં. લવ–કુશનો પરિચય થય પછી પવિત્ર ચરિત્રનાં સીતાજીને પુનઃ સ્વીકારવાની રામચંદ્રજીએ અભિલાષા દર્શાવી, પરન્તુ પ્રજાજનોની શંકા દૂર કરવા માટે તેમણે ભર સભામાં પોતાની પવિત્રતા સંબંધી ખાત્રી કરી આપવી જોઈએ ઋષિ વાલ્મીકિએ રામચંદ્રજીની એ ઇચ્છા સીતાજીને નિવેદન કરી સીતાજીએ પરમદેવતા પતિની આજ્ઞા પાલન કરવા ઇચ્છા દર્શાવી અલૌકિક–જ્યોતિર્મયી દેવી જાનકીએ વાલ્મીકિની પાછળ પાછળ રાજસભામાં પ્રવેશ કર્યો. તેમનાં દર્શન કરતાંજ તુચ્છ મનના, ક્ષુદ્ર વિચારના પ્રજાજનોએ લજ્જા પામી મુખ નીચું કર્યું! પવિત્રતાની સજીવ મૂર્તિરૂપી સીતાજીનાં દર્શન થતાંજ પ્રજાજનોના હૃદય કમ્પાયમાન થયાં. તેમનો દેહ રોમાંચ થયો. રામચંદ્રજીએ સીતાજીને તેમના ચરિત્રની વિશુદ્ધતા માટે પ્રતિજ્ઞા લેવાની આજ્ઞા કરી. સીતાજી બીજી કોઇ પણ દિશામાં દૃષ્ટિપાત કરતાં નથી. તેઓ પોતાના બન્ને પગ સ્હામે જોઇ રહ્યાં છે. પવિત્ર ચરિત્રમાં શંકા કેવી? અહા! પતિવ્રતા અબળાથી શંકા કેમ સહન થાય વારૂ? સીતાજીના પ્રાણથી તે સહન થયું નહિ! તેમણે બે હાથ જોડી, મસ્તક નમાવી, નીચે મુખેજ કહ્યું " જો મ્હેં રામચંદ્રજી સિવાય બીજા કોઇને પણ મનમાં સ્થાન ન આપ્યું હોય તો તે પુણ્ય–બળથી પૃથિવી દેવીના બે વિભાગ થાઓ હું તેમાં પ્રવેશ કરીશ. જો મ્હેં શરીર, મન, વાણીથી રામચંદ્રજીનું જ પૂજન અર્ચન કર્યું હોય તો તે પુણ્ય–બળથી પૃથિવી દેવીના બે વિભાગ થાઓ, હું તેમાં પ્રવેશ કરીશ. હું રામચંદ્રજી સિવાય બીજા કોઇ પ્રત્યે મોહ પામી નથી. જો મ્હારૂં એ કથન સત્ય હોય તો તે પુણ્યના બળથી પૃથિવી દેવીના બે વિભાગ થાઓ. હું તેમાં પ્રવેશ કરીશ." અહા! શો સતીત્વનો પ્રભાવ? સતી સીતાજીની પ્રાર્થના નિષ્ફળ થઇ નહિં. જોતજોતામાં પૃથિવીના બે વિભાગ થયા તેમાંથી એકાએક અલૌકિક જ્યોતિઃપુંજ નિકળવા લાગ્યો, જ્યોતિર્મયી સીતાદેવી તેજ જ્યોતિમાં વિલીન થઇ કોણ જાણે ક્યાંયે અદૃષ્ય થઈ ગયાં!

વાંચક સજ્જન ! એ જ્યોતિર્મયી દેવીને અમે જે રૂપે ઓળખ્યાં હતાં તે રૂપમાં સમજાવવાનો અમે યત્ન કર્યો છે. એ દેવી, ધર્મનાં જ્યોતિર્મય-સૂક્ષ્મ અણુઓથી રચાયાં હતાં. તે ધર્મનું બીજું નામ પાતિવ્રત્ય છે. એમનું અલૌકિક પવિત્ર ચરિત્ર અમને ધર્મને માર્ગે આકર્ષી જાઓ. એમના નિર્મળ આત્માનાં સ્નિગ્ધ કિરણો અમારા તપેલા પ્રાણને સુશીતલ કરો, અમારૂં હૃદય-ક્ષેત્ર સ્વર્ગરાજ્યના રૂપમાં બદલાઈ જાઓ. તે અમારા મુક્તિ-માર્ગમાં સહાયક થાઓ એમની પવિત્ર જ્યોતિથી અમારૂં ગૃહ પરિપૂર્ણ થાઓ. તેઓ અમારાં નારી રત્નોનું કલ્યાણ કરો !



વાંચક બ્હેનો ! સીતાજીનું પવિત્ર-ચરિત્ર સ્ત્રી માત્રને પવિત્ર પતિવ્રત-ધર્મ શીખવે છે ! અનેક કષ્ટ સહન કરવા છતાં પણ સ્ત્રીએ પતિવ્રત-ધર્મ છોડવો ન જોઇએ એજ શીખવે છે ! પતિદેવ તરફના તિરસ્કાર અને અપમાન છતાં પણ પતિવ્રત ધર્મ છોડવો ન જોઈએ ! સંકષ્ટ સમયે સહન શક્તિ રાખવી અને ઇશ્વરની પ્રાર્થના કરતાં રહી પતિદેવની સેવા કરવી એજ આર્ય નારીનો સનાતન પવિત્ર ધર્મ છે ! દેવિઓ ! આર્ય લલનાઓ ! તમે પણ સીતાજી જેવાં પતિવ્રતા થાઓ ! તમને અનેક લોભ-લાલચ મળે છતાં ધર્મભ્રષ્ટ ન થાઓ ! તમે પણ ઇતિહાસના પૃષ્ઠ પર અમર થાઓ અને પ્રત્યેક નર-નારી, પ્રાતઃકાલમાં તમારૂં પવિત્ર નામ ઉચ્ચારે એવા સદ્દગુણ ધારણ કરો. ભગવાન તમને સદ્દબુદ્ધિ આપે અને તમે શ્રેષ્ઠ નારી રત્ન બનો એજ અમારી પ્રભૂ પ્રાર્થના છે.

जय ! पत्नीव्रतधारी रामनो जय ।

जय ! पतिव्रता सीतानो जय ।

"સીતાદેવી" પુસ્તકનાં ગ્રાહકોને માટે વિનામૂલ્યે ભેટ.

# સ્ત્રી-સદ્બોધ।

"સુંદરીસુબોધ" માસિકપત્રમાં
કેટલીક સ્ત્રી-લેખિકાઓ દ્વારા
લખાયલા લેખોનો સંગ્રહ.

प्रकाशक,
डाह्याभाई रामचन्द्र म्हेतां
अमदावाद.

# પ્રાર્થના ।

"સ્ત્રીસુબોધગ્રંથમાળા"ના સહાયક ભાઇશ્રી વિઠ્ઠ
રણછોડદાસ ઝવેરીની શુભેચ્છા હતી કેઃ **સીતાદેવી** પુસ્તકની સ
સર્વ સ્ત્રીઓને સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે એવા લેખો આ
આવે તો સારૂં. એ ઇચ્છાને માન આપી ગુજરાતના સુવિ
"સુંદરીસુબોધ" માસિક પત્રના તંત્રી ભાઇશ્રી રામમોહ
જશવંતરાયની સલાહ અને આજ્ઞાથી "સુંદરીસુબોધ"ના
અંકોમાં જૂદા જૂદા ઉપયોગી વિષય પરત્વે લખાયલા-પ્રકટ
ઇનામી વગેરે લેખો આ સાથે પ્રકટ કરવામાં આવે છે.

વાંચક ભાઇઓ અને બ્હેનો તેનો ઉપયોગ કરશે તો સ
લેખક-પ્રકાશક, સર્વનો પરિશ્રમ સફળ થશે.

૧૯૭૫.
ગણેશ ચતુર્થિ.
અમદાવાદ.

સેવક,
ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેત

# પાતિવ્રતા ગુણાનુવાદ.

૧. માતા-પિતાના અને પતિના, એમ ત્રણે વંશના પુરૂષો પતિવ્રતાના પ્રભાવે સ્વર્ગનાં સુખ ભોગવે છે.

૨. જેને ઘેર પતિવ્રતા સ્ત્રી હોય છે, તેની માતાને, તેના પિતાને, તેના પતિને ધન્ય છે.

૩. રૂપ અને લાવણ્યવાળી સ્ત્રીઓ કદી ઘેર ઘેર જોવામાં આવે પણ પતિવ્રતા તો પરમેશ્વરની કૃપાથીજ પ્રાપ્ત થાય.

૪. ગૃહસ્થાશ્રમનું અને સંસારસુખનું મૂળ સ્ત્રી છે. ધર્મલાભ મેળવવાને અને વંશવૃદ્ધિ અર્થે સ્ત્રી આવશ્યક છે.

૫. જે સ્ત્રી પોતાના પતિનું લેશ પણ અપમાન નહિ કરતાં, તન-મન-વચનથી તેના પ્રત્યે પૂર્ણ ભક્તિ રાખે છે, તે સ્વર્ગમાં પોતાના પતિ સાથે રહે છે અને મહા પુરૂષો તેને પતિવ્રતા કહી ધન્યવાદ આપે છે.

૬. જે સ્ત્રી પ્રસન્ન મનથી નિરંતર પોતાના સ્વામીની સેવા તથા ઘરનું કામકાજ પ્રીતિ પૂર્વક કરે છે અને વિનય વિચાર જાળવે છે તેને ધર્મભાગી ( ધર્મમાં ભાગ લેનારી ) જાણવી.

૭. જે સ્ત્રી પવિત્ર, ચતુર, પતિને અનુકૂળ અને મધુર ભાષિણી છે, તેનેજ લક્ષ્મી જાણવી. જગતમાં પૂજાતી લક્ષ્મીને લક્ષ્મી જાણવી નહિ.

૮. જે સ્ત્રી સદા પ્રસન્ન રહે છે, નમ્ર રહે છે, અને રસોઇ કરી કુટુંબને પોષે છે, તેને ધર્મલાભ થાય છે.

૯. જે સ્ત્રી પોતે રૂપાળી, તરૂણ, ગીત ગાવામાં અને નૃત્યમાં કુશળ છે, છતાં પોતાના સાધારણ ગુણવાળા પતિ પ્રત્યે અભાવ કે અણગમો બતાવતી નથી, તે ખરેખર પતિવ્રતા છે.

૧૦. જે સ્ત્રીએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, તથા જેણે ક્રોધ અને મોહ જીતી લીધા છે, જે પોતાના પતિને પ્રીતિપ્રાત્ર થઇ પોતાની સોક્યની સાથે પણ હળીમળી રહે છે, તે કુટુંબનું અને જગતનું કલ્યાણ કરનાર દેવી છે. સૌ. મનહર મહેતા.

# *સ્ત્રી-કર્त्तव्य.

લેખકઃ બ્હેન શ્રી ત્રીજીભાઈ ભાણુજી.—જામનગર.

## માબાપની છોકરીઓ તરફની વર્તણુક.

**સ્ત્રી--કર્ત્તવ્યનો** અર્થ ( સ્ત્રી=નારી+કર્ત્તવ્ય=કામ. ) નારીઓનાં કામ.

માબાપોએ છોકરીઓને ભણાવી ગણાવી હોંશિયાર બનાવી દુનીઆદારીનાં કામમાં કુશળ કરવી એ માબાપનો ધર્મ છે. કારણ કે દુનીઆમાં છોકરાને ભણવાની જેટલી જરૂર છે, તેટલી છોકરીઓને છે, કારણ કે જો દંપતી સારાં અને સદ્દગુણી હશે તોજ તેનો ઘરવ્યવહાર સારી રીતે ચાલશે. પુરૂષને જેમ બહારથી કમાઇ લાવવાની જરૂર છે તેવી રીતે તે નાણાંનો બરાબર ઉપયોગ કરવાને સ્ત્રીને ભણવાની જરૂર છે. સ્ત્રી છે, તે ઘરનો પ્રધાન છે, અને તે પ્રધાનની પદવી ભારે જોખમદાર છે. માટે માબાપોએ તેને કેળવવા પુરતું લક્ષ આપવું જોઇએ. કેળવણી પામેલ છોડીઓ માબાપને પણ સામો દિલાસો આપી પોતાનાં કર્ત્તવ્યો-ફરજોમાં તત્પર રહે છે.

ભણેલી છોકરી માબાપને કોઇપણ રીતે તેની મરજી વિરૂદ્ધ દુભવશે નહિ. માબાપ જે શીખામણ આપશે તે તે ધ્યાનમાં રાખશે. જુઓ ભણેલી છોકરીને જ્યારે તેનાં વહાલાં માબાપથી છૂટું પડવાનો વખત આવે છે. કે જે વખતને સહન કરવો તે કાંઇ નાની સુની વાત નથી, ત્યારે તે સુશીલ બાળા જાણે છે, કે હવે લગ્ન થએ સાસરે જવુંજ પડશે, અને તેમાં ચાલે તેમ નથી, તેથી બીલકુલ ક્લેશ કરતી નથી, અને પોતાના માબાપને સામી ઉલટી પોતે ધીરજ આપે છે.

*[ કાઠિઆવાડ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં તા. ૨૭—૧-૨૫ને રોજ સન્નારીઓની સભા સમક્ષ વાંચી સંભળાવેલો નિબંધ. ]

એક કવિ તેવી ભણેલી છોકરી પાસે સાસરે જતી વખતે પોતાની મા આગળ બોલાવે છે કે—

" માડી તું મારી છોડને શોક નકામો,
છોડીને સાસરા વિણ ક્યાં વિસામો ?
સાસરી તો સર્વ સ્ત્રીને શિર સરજી,
એમાં સુખ શોભા સકળ સુંદરજી.
ચાલી આવી રીત એતો ધર ધરજી. માડી તું.

આ પ્રમાણે સાસરે જતી છોડીને માટે માતા પોતાથી પોતાનું વ્હાલું બાળક છૂટું પડતું હોવાથી તત્કાળ દુઃખી બની હોય છે ને રૂવાં એકદમ ખડાં થાય છે, અને પ્રેમના ઉભરાથી તેના મુખમાંથી શાબાશ, શાબાશ, એવો શબ્દ નીકળે છે અને પોતાની પુત્રિ માટેની જવાબદારી સમજતાં ત્હેને ત્હેના કર્ત્તવ્યનું સર્વ ભાન કરાવી બોધ દે છે કેઃ—સુતા ! મારી પાસેથી તથા સ્કૂલ તરફથી તને જે કેળવણી મળી છે તે બરાબર સફળ કરી છે. મારી માતાની ફરજ પ્રમાણે મારે તને જે બે બોલ કહેવા ઘટે છે તે હું તને સંક્ષેપમાં કહું છું, તે તું બરાબર તારા મનમાં છાપી રાખજે.

## સાસરવાસમાં પ્રથમ પગલાં.

પ્રથમ સાસુને પગે લાગી હું જે આજે ભેટ તને આપું છું તે નમ્રતાઇથી સાસુ સસરા વિગેરે આગળ ધરજે. પોતાથી નાની નણંદ તથા દિયર દેરાણી પ્રત્યે હસ્તું વદન રાખી પ્રીતિ દર્શાવવી. આપણે સવળા પ્રત્યે પ્રીતિ દર્શાવવી, અને આપણા સદ્‌ગુણથી તેમની પ્રીતિ મેળવી લેવી.

## પતિ પ્રત્યે કેવી રીતે વર્તવું.

આપણા રીત રિવાજ પ્રમાણે જરા પણ આનાકાની કર્યા વગર પતિની પાસે જવું. તેમની સાથે વાર્તાવિનોદ કરી તેમના આખા દિવસમાં શ્રમિત થએલા તન–મનને રાહત આપી તેમના ચ્હાઈ ગયા

પછીજ તારે સૂઇ જવું. તેમના ઉઠયા પહેલાં જરા પણ અવાજ કર્યા વગર ધીમેથી ઉઠી નાહી ધોઇ તેમને માટે દાતણ પાણી તૈયાર રાખવાં. ત્યાર પછી તે ઉઠે અને દાતણ કરી રહે એટલે નાહવાની સામગ્રી હાજર રાખવી. અને નાહ્યા પછી જે કાંઇ નિત્ય નિયમ વ્રતનો હોય તે માટેની સર્વ સામગ્રી એક મુકરર સ્થળે મુકી શું રસોઇ કરવી છે ? એમ તેની આજ્ઞા મેળવી સ્વચ્છતાથી બધી રસોઈ તૈયાર કરી, પોતાના પતિને આનંદથી જ જમાડવા. પતિને પોતાની રસોઈ હસ્તે વદનેજ પોતે પીરસવી. જો પોતાને ઘેર રસોઇઆ હોય તો પણ પતિને જમવા માટેનું ભાણું પોતેજ પીરસવું. જમતાં જમતાં આનંદની વાતો કરવી અને તેને જમવામાં વિશેષ સ્વાદ પડે તેમ કરવું. મનુષ્યને ભલે સુકો રોટલો મળ્યો હોય તો પણ તે ઘરમાં જો આનંદ અને સંપ હોય છે તો બહુ મીઠો લાગે છે, અને કુસંપ તથા શોક હોય છે તો સ્વાદિષ્ઠ ભોજન અને પકવાન પણ ઝેર સમાન થઇ પડે છે, માટેજ સ્ત્રીએ પતિને જમવા વખતે તેની મરજી સાચવવાની બહુ જરૂર છે. અને તે જમે ત્યાં સુધી આનંદ ઉપજાવે એવી વાતો ધીમે સાદે કરવી. જમી ઉઠે એટલે તરત તેને માટે પાન બીડી એલચી વગેરે પોતાના હાથેજ તૈયાર કરેલો મુખવાસ પોતેજ હસ્તે વદને આપવો. પછી પતિ જ્યારે બહાર જાય ત્યારે કદાચ ઉતાવળથી છત્રી વગેરે તે ભુલી ન જાય તેની સંભાળ રાખવી, અને પતિની પાછળથી ગેરહાજરીમાં કયાંય ઘર છોડી વગર કામે જવું નહિ. ઘરનું કામકાજ કરવું, અને નવરાશ મળે ત્યારે શીવવું, ભરત ભરવું કે કંઇ પણ ચીતરવું અથવા તો સારાં સારાં પુસ્તકો વાંચવાં. સાંજે પણ પતિ ઘેર આવે ત્યારે તેની આગળ મુજબ આસના-વાસના કરવી, અને વાળુ કરાવી, પોતે કરી રાત પડે એટલે થોડી ઘણી વિનોદની વાતો કરી પતિનું મન પ્રસન્ન કરી સૂઇ જવું. આવી રીતે પતિની સેવા કરવી તે ઇશ્વરનીજ સેવા છે તેમ માની લેવું. તેને વિષે એક કવિ ગાય છે કેઃ—

( ગાયન. )

શાણી સખી સ્ત્રીઓનો સંસાર સાર, એક પ્રભુ પતિને પ્રમાણજો.
પ્રભુમાં ને પતિમાં લગાર ભાર, ભામિનિઓ ભેદ નહિ જાણજો.

( સાખી )

ગંગા યમુના નર્મદા, આદિ તીર્થ સમાન;
પ્રેમદાને પતિ ચરણનું, પુજાનું જળ પાન.
તનમન ધન અર્પણ કરી, સર્વે સુંદરી સેવો પતિરે;
સુધરે આલોક ને પરલોક, પામે સદ્‌ગતિ રે.

( સાખી )

પતિ ધ્રરે નહિ પ્રેમદા, કોટી તીર્થ ફળ વ્યર્થ.
કોટિ તીર્થથી પણ પતિ, ભક્તિમાં સમર્થ.
વિજયની વાણી ધરો આ ધ્યાન.
પામો અવિચળ સતીનું માન. તન મન.

**સાસુ, સસરાજી અને નણંદ પ્રત્યે કેવી રીતે વર્ત્તવું.**

સસરાને પણ ઘરમાં ચાકર નોકર ના હોય તો પોતાના હૃદય-મણિના તે પિતા છે એમ જાણી તથા પોતાના ઘરડાં માબાપ તુલ્ય વડા છે તેમ સમજી તેમની પણ યથાયોગ્ય બનતી સેવા કરવી. તેમજ સાસુ પ્રત્યે પણ માનથી અને તાબેદારીથીજ વર્તવું. સાસુ-સસરા સાથે બહુ નરમાશથી વર્ત્તવું. જરા પણ ઉછાંછળો સ્વભાવ રાખી તેને આપણને કડવું વચન કહેવાનો વખત આપવો નહિ, અને કદાચ કહે તો સહન કરી સાંભળી લેવું. સહનશિલતા છે તે સ્ત્રીનું મોટું ભુષણ છે, અને ઉછાંછળો સ્વભાવ દુર્ગુણ છે.

ઘણી વખત વઢકણી સાસુઓને વહુનું કામ સાચું છે તોપણ તેને ટોકવાની અને વઢવાની ટેવ હોય છે, તો ડાહી વહુઓએ ઘરમાં ક્લેશ—કંકાસ ન વધારતાં યુક્તિ પ્રયુક્તિથી ગૃહ—કાર્યભાર ચલાવી પોતાની ચતુરતા દર્શાવવી. સારી સાસુઓ તો વહુને દેખી બહુજ રાજી થશે, અને તેને હોંશથી લાડ લડાવશે, અને બહાર જતી

વખતે પહેરવા ઓઢવા રીતસર પોતાની લાજ આબરૂ પ્રમાણે આપશે, તોપણ યાદ રાખવું કેઃ—

સાસરી હોય સુંવાળી ઘણેરી;
તો પણ કઠણ કહેવાય રે, આશરે ઈશ તારે.

માટે ગમે તેવી સાસરી સારી હોય તોપણ કઠણ તો ખરીજ. સારી સાસુઓનો તો હાલમાં દુકાળ પડયો લાગે છે. હાલની છોકરીઓનો ભણી ગણી સાસુ થવાનો વખત આવે ત્યારે જો કાંઇ તે દુકાળ મટે તોજ હિન્દનાં અહો ભાગ્ય અને વહુઓનાં પણ ધન્ય ભાગ્ય !

હાલની અભણ સાસુઓ વાત વાતમાં લડવાને ઉઠે છે અને વહુને ચાકરડીની માફક રાખે છે. આખો દિવસ તેની પાસે કામ કરાવે છે. વિસામાનું તો નામજ નહિ.

* * *

નણંદ જો મોટી હોય તો તેને વડીલ બ્હેન સમાન માનવી, અને નાનીને નાની બ્હેન સમાન માનવી. નણંદો સાથે જરા પણ જુદાઇ ન રાખતાં સાચાં સગપણથી વર્ત્તવું. હાસ્ય વિનોદની વાતો કરી આપણે આનંદમાં રહેવું અને તેમને પણ આનંદમાં રાખવાં. ઘરનું કામ કાજ તે ન કરાવે તો મનમાં બળવું નહિ, તેમ તેને પણ જણાવવું નહિ, અને જો આપણી દાઝ જાણી નણંદ હોંશથી કામમાં ભાગ લે તો ખુશીથી લેવા દેવો, બધાએ હળીમળીને કામ કરવું.

નાની નણંદને પોતાની નાની બ્હેન માની તેનું માથું ગુંથવું! તેને કપડાં પહેરાવવાં અને સારી મર્મ ભરેલી શીખામણો આપવી.

નણંદોમાં પણ કેટલીક નણંદ તો બહુજ કલેશી હોય છે. ભોજાઇ ઉપર પોતાના ભાઇની પ્રીતિ જોઈ અંતરમાં બળે છે, અને ભાઇને ખોટાંસાચાં ભેરવી કલહ સળગાવે છે. તેમની પ્રિતિમાં વિક્ષેપ નાંખે છે. તેઓ એમજ ધારે છે કે તેને કેમ ઘરમાં હલકી પાડવી, ભાઈ તરફની પ્રિતિ કેમ ઓછી કરવી, વગોણા કેમ બોલવાં અને

મારી શાબાશી કેમ દર્શાવવી. આખો દિવસ ભોજાઇના બાપને અબ-ભોડે છે, ગાળો દે છે અને બહુ મહેણાં મારે છે. આવી રીતે આખો દિવસ સંતાપે છે, તોપણ શાણી ભોજાઇ તે બધુંય ધીરજથી સહન કરે છે, અને મનમાં કાંઇ લાવતી નથી.

## સમોવડીઆ પ્રત્યે કેવી રીતે વર્તવું.

જેઠને વડીલ ભાઈ સમાન લેખવો, અને જેઠાણી સાથે મોટી ભોજાઇ બરાબર વર્તવું. સાથે સંપીને કામ કરવું. જરાપણ વાદ-વિવાદ કરવો નહિ, કે મેં વધારે કર્યું અને આપણને કોઇ કદાચ મોટી રીતે વઢીલે તો પણ ખમી ખાવું. જુઓ કવિ કહે છે કેઃ--

વખતે વચન કડવાં કહે તોપણ, વિનય ન તજવો તારે રે.
વનો વેરીને વશ કરે છે, મંત્ર એ મોંઘો ભારે રે. સાંભળ.

દીઅરને નાના ભાઇ સમાન ગણવો અને દેરાણીને નાની બેન સમાન ગણવી. નાનો દીઅર હોય તે ઘરમાં લાડકો હોય તો તે ઘરમાં મશ્કરી કે ઠેકડી કરે તો તે ખમવી. ખરી રીતે તો મશ્કરીની ટેવ સારી નજ કહેવાય, અને તે આપણને પસંદ પણ નજ પડવી જોઇએ, પણ સાસરીઆંને તે ગમતી હોય છે માટે તે આપણને હસે છે. તે ટેવ નાબુદ કરવામાં પોતાની ચતુરાઈ એવી વાપરવી કે સામા માણસને જરાપણ ખોટું ન લાગે, અને તેની હસવાની ટેવ નાબુદ થાય દેરાણીને પોતાની બરોબર લેખવી. તેને કદી માઠું લાગે એવું વચન કહી પોતાનું ઉપરીપણું દેખાડવું નહિ. બહાર જવું હોય ત્યારે કપડાં સરખાં પહેરવાં. કદાચ તેને આપણા જેવાં ન હોય તો આપણાં કપડાં પહેરવા આપવાં. બગડી જશે એવું સાંકડું મન રાખવું નહિ. તેમ તેને જણાવવા પણ દેવું નહિ.

## સગાં સંબંધી સાથે કેવી રીતે વર્તવું.

સારા સ્વભાવવાળાં, સારા વિચારવાળાં તથા સારા કર્મવાળાં અને વળી આપણા કરતાં મોટી ઉમ્મરનાં હોય ત્યારે આપણે ઉભા થઈ તેમને માન તથા આસન આપવું. તેમને બેસાડી પછી આપણે

બેસવું, તથા સુખના સમાચાર પુછવા. તે કાંઇ વાત કરે તો તે પ્રીતિથી સાંભળી લેવી. પોતાનો પ્રેમ બતાવવો. તેમની પાસે પાણીનો લોટો પાન સોપારી વગેરે મૂકવાં. આથી વિશેષ કરવા જેવું હોય તો ચા કરવી, અને થોડી ધીમે ધીમે આનંદની વાતો કરવી. આપણા તરફથી તેમને પુરતો સંતોષ આપવો. તેઓ કંઇ વાત કરતા હોય ત્યારે કંઇ પણ કારણ સિવાય હસવું નહિ, કે કાંઈ ઇસારત કરવી નહિ, કારણ કે તેથી પોતાની હલકાઇ જણાય છે, અને સામા માણસને બહુ માઠું લાગી જાય છે. તે જ્યારે ઉઠે ત્યારે આપણે તેની સાથે ઉઠવું અને બારણા સુધી મુકવા જવું, અને આવજો વગેરે માન ભરેલાં ઘટતાં વચન કહેવાં. આપણે ઘેર વિવાહ કે ઓચ્છવ વગેરે પ્રસંગ હોય તો તેમને જમવા જુઠવા કે ગીત ગાવાનું માનથી કહેવરાવવું અથવા પોતે જાતે તેડવા જવું અને જ્યારે તે આવે ત્યારે તેને જેને જેવું ઘટે તેવું માન આપવું. હવે જો આપણે ઘેર ગીત ગાવાનું હોય તો અને જે આપણામાં રિવાજ હોય તેમાં જરા પણ લોભ ન કરતાં પૈસા, સોપારી તથા ખારેક જે અપાતું હોય તે વિવેકથી આપવું, અને જો જમવા આવ્યાં હોય તો તેમને વિવેકથી પિરસાવવું અને તેમની સારી રીતે સરભરા કરાવવી, અને જમી રહ્યા પછી ઘેર જાય ત્યારે તેને થોડે સુધી વળાવવા જવું.

## નોકર ચાકર પ્રત્યે કેવી રીતે વર્ત્તવું.

આપણા ઘરમાં ચાકર રાખવો હોય ત્યારે આપણાથી ઉંચા કુળનાને ચાકર રાખવો નહિ, કારણ તેને ઉંચા કુળનો જાણ્યાથી આપણે હલકું કામ સોંપી શકીએ નહિ. તેમજ કદાચ તેના કુળને ન છાજતું કામ સોંપવું પડે તો તેનું મન સંકોચાય છે. વળી ઓળખીતા અને પ્રીતિવાળા માણસને પણ ચાકર રાખવો નહિ, કારણ કે તે પણ આપણો હુકમ આપણને તેના સરખાં બરાબર ગણી, બરાબર બજાવી શકતો નથી. વળી રાગી માણસને પણ

ચાકર રાખવો નહિ, કારણ કે તેનાથી વખતસર બરાબર કામ થઇ શકતું નથી અને આપણને તેની અશક્તિ જોઇ દયા આવી જાય છે. ઘણા રૂપાળા માણસને ચાકર રાખવો નહિ, કારણ કે તેને રૂપનો મદ હોય છે, તેથી આપણું કામ રીતસર કરી શકતો નથી, અને તેનામાં રજોગુણ વિશેષ હોય છે, તેથી તે ગરમ મિજાજનો હોઇ બીજાનું સહન કરતો નથી, અને આપણું પ્રસંગે અપમાન કરી નાંખે છે. આળસુ માણસ હોય તેને પણ ચાકર રાખવો નહિ. તે કામકાજમાં બરાબર કુશળ નથી હોતો તેથી આપણું કામ બરાબર નિયમિત વખતે થતું નથી, દુરાચરણી, ચોરી કરનાર, લોભી અને જુઠું બોલનારને ચાકર રાખવો નહિ, તેથી તો ઘણા ગેરફાયદા થાય છે તે આપણે સમજીજ શકીએ છીએ. સારાં લુગડાં પહેરીને વાંકો ટેડો થઇ ફરવાની ઇચ્છાવાળાને ચાકર રાખવો નહિ કારણ કે તે શોખીન હોવાથી દુરાચરણ કરવામાં ડરતો નથી. પોતાના કામમાં તે કાળજી વિનાનો હોય છે, માટે ચાકર રાખવામાં ઘણી બારીકીથી જોવાની જરૂર છે. વળી આ બધા દુરાચરણ વગરનો ચાકર પસંદ કર્યો હોય, તેના ઉપર પણ એકદમ ભરોસો ન રાખવો. ઘરનો તમામ કારભાર એકદમ એને સોંપી ન દેવો. પુરતો વિશ્વાસ બેસે ત્યાર પછી ઘટિત રીતે વર્તવું.

હવે જે ચાકર રાખ્યો હોય તેની સાથે મર્યાદાથીજ રહેવું. તેને ઘટે તેવું માન આપવું. હુંકારા ટુંકારા કરવા નહિ, વળી તેની સાથે બીલકુલ હસવાની ટેવ રાખવી નહિ. આપણું જરા પણ કોઇ દિવસ અપમાન ન થાય એવી રીતે આપણે પોતેજ માર્ગ અખત્યાર કરવો. એકદમ તેના દેખતાં ઘરની કાંઈ પણ ખાનગી વાત કરવી નહિ. તેની સાથે કામસર કામ લેવું, અને ન્યાયથી વર્ત્તવું. ખાવા પીવાની બાબતમા ભેદ ન રાખવો. નિયમિત વખત પ્રમાણે એને તેની નોકરીની ફરજ પરથી છૂટો કરવો. સૂવા બેસવાનું તેનું તદ્દન જુદુંજ રાખવું. મોડી રાત સુધી તેને કામ કરાવ કરાવ ન કરવું,

અને ઉજાગરા ન કરાવવા. વાતવાતમાં તેને તરછોડવો નહિ. ચાલતાં સુધી ચાકર પાસે રસોઇ વગેરે કરાવવી નહિ. પોતાથી બને તો પોતેજ કરવી.

## આડોશીપાડોશી સાથે કેમ વર્ત્તવું.

આડોશીપાડોશી સાથે બહુજ સભ્યતાથી વર્ત્તવું. તેમાંથી કોઇ આપણે ત્યાં નવરાશને વખતે બેસવા આવે તો તેમને સારી રીતે વાતો કરી આનંદ પમાડવા. કોઇની કુથલી કરવી નહિ. તેમની સાથે અમસ્તા ગપાટા મારી વખત કાઢી નાખવો નહિ. પાડોશીની નાની વહુ દીકરીઓ હોય તો તેને સારી શીખામણ આપવી. કોઇ ખરાબ માણસ ફળીઆમાં રહેતું હોય તો તેની સામું બીલકુલ બોલવું નહિ, પાડોશમાં ક્યાંય કડવાશ વાપરવી નહિ કે કોઇ આપણી ખરાબ વાત છાની રીતે કરે તેમ વર્ત્તવું નહિ. જેવું જેને ઘટે તેવા વિવેકથી સર્વને બોલાવવું.

## નાતજાત સાથે કેવી રીતે વર્ત્તવું.

કુટુંબમાં અને સગાં સંબંધમાં વિવેક વાપરવાના પ્રસંગો હર હમેશ આવે છે, પણ નાતજાતમાં વિવેક વાપરવાનો પ્રસંગ કદાપિજ આવે છે. તેવે વખતે બહુ ગંભીરાઇથી વર્ત્તવાની જરૂર છે, નાત છે તે માણસને બહુ અગત્યની છે. લોકો કહે છે કે નાત છે તે માથાનો મુગટ છે. 'નાતે તરવું અને નાતે મરવું' એ કહેવત ખરી છે, માટે તેની સાથે સારૂં રાખવું અને આપણે આપણા વખાણ કઢાવવા એ કાંઇ નાની સુની વાત નથી. જે શાણી સ્ત્રી હોય છે તે બીલકુલ નાતને પોતાને વિષે કંઇપણ હલકું વચન બોલવાનો વખત આપતી નથી. ન્યાતમાં પુરૂષોની બધી સગવડ આપણા કુટુંબના પુરૂષોથીજ થાય છે, પણ નાતજાતનો જે વહેવાર હોય તે બધાથી આપણે ભોમીયા થઇ તે વ્યવહાર ઉપાડી લેવો જોઇએ છે. આપણાં હિંદુ કુટુંબોમાં તે બધી ખટપટ સ્ત્રીઓને શિરજ છે, માટે બધાં સગાંવ્હાલાં સંબંધી, વિગેરે સર્વનાં મન

ંતોષાય અને કોઈને વાંધો વચકો ન પડે તેમ થવું જોઇએ.

તેમાં પણ સ્ત્રીઓની સગવડ સાચવવાનું આપણે માથેજ ાય છે. બધાં ખુશી થઇ વાહ વાહ કરીને ઘેર જાય તેમ કરવું જોઇએ છે. મનુષ્ય એકલા જમવાથી રાજી થતા નથી પણ માનથી ધારે રાજી થાય છે. આપણામાં કહેવત છે કે 'માન ભલા કે ાન' તો કહે માન, પાન નહિ. પાન સૌની શક્તિ પ્રમાણે સૌ ૌને ઘેર મળી રહે પણ માન છે તેજ મોટી વાત છે. માટે સહુ ાઇને ઘટતું માન આપવામાં ખામી રાખવી નહિ. કારણ જો ાતજાતમાં આપણું સારૂં બોલાય તો આપણી પ્રતિષ્ટા સારી જામે . આપણા છોકરાઓને લોકો કન્યા હોંશથી આપવા આવે છે, ્થા દીકરીઓને સારાં ઘરનાં માગાં આવે છે, માટે મનુષ્ય માત્રને ાતજાત સાથે સારી રીતે વર્ત્તવાની જરૂર છે.

## ઘરમાં કામકાજને માટે કેવો વિવેક વાપરવો.

ઘરનું કામકાજ હમેશનું છે કોઇ દિવસ થોડું અને કોઇ દિવસ ાઝું. અમુક કામ જેવાં કે રસોઇ, પાણી, દળણું વાસિદું પૂંજો ગેરે હમેશનાં કામ છે. આ બધાય કામમાં એક ધોરણ રાખવું મને તે ધોરણને આપણાથી હમેશ વાંચી શકાય એવે ઠેકાણે ટાંગવું. ા ધોરણમાં કામ, વખત, વાર અને તારીખ વગેરે નોંધવાં, ત્યાર ાછી એ ધોરણસરજ ચાલ્યા જવું. રસોઇમાં પણ અમુક ધોરણ ાખવું. તેની પણ વખત, વાર, તારીખ તથા દરેક વારની રસોઇ ગેરેની નોંધ રાખવી.

આ ધોરણ કરતી વખતે ઘરનાં તમામ માણસોની પરવાનગી ળવવી અને પછી બધાયનો મત લઇ તે ધોરણ રીતસર કરવું.

કોઈ દિવસ ઘરના માણસને તે ધારાથી વિરુદ્ધ રીતે રસોઈ નાવવાનું મન થાય તો ફીકર નહિ. તે પ્રમાણે રસોઇ કરી આપવી ણ જો ધોરણ રાખ્યું હોય તો હમેશને માટે મુંઝવણ થોડી આવે.

રસોઇનાં તપેલાં, છીબાં, કડછી, તાવેતા, ઝારા, વેલણ, ચકલો,

( આડણી ) મસોતાં, તેલ ઘીના કરસલાં વગેરે બહુ સ્વચ્છ રાખવાં જોઇએ. તમામ વાસણને કલાઇ દેવડાવવી જોઇએ. જો કલઇ ઉખડી જાય તો પછી તરતજ કલાઇ દેવડાવી લેવી. રસોઇનું પાણી ગાળીને વાપરવું. બધું સ્વચ્છ અને સુઘડ રાખવું. ઘણાં રસોડાં ગંદા હોય છે તેથી અનેક પ્રકારના રોગ તે રસોડામાં ભોજન કરનાર અને ભોજન લેનારને થાય છે. દાળ ચોખા વિગેરે સ્વચ્છ સુપડાથી ઝાટકી વીણી તેને ખૂબ મોકળે પાણીએ ધોઇનેજ રાંધવાં. દરેક જાતના મસાલામાં કંઇ જીવ જંતુ હોય નહિ તેનું ધ્યાન રાખવું. રસોઈની તમામ સામગ્રી તૈયાર કર્યા પછીજ રસોઇ આરંભવી. રસોઈ કરતાં દોડ દોડ કરવી નહિ અને રસોઇ તૈયાર થાય એટલે પાટલા, અથાણું, પાણીના લોટા વગેરે તૈયાર કરાવવાં, અને ઘરનાં માણસોને જમવાનું તૈયાર થયું છે એવી ખબર આપવી. જમવા બેસે ત્યારે સ્વચ્છતાથી પીરસવું. ઘરમાં કોઇ માંદું સાજું હોય તો તેને રૂચી પ્રમાણે અને દાક્તરની સલાહ પ્રમાણે રસોઇ કરી આપવી, અને બહુજ મધુર વચનથી તેને જમવા આપવું. તેને ખોરાક એવી રીતે આપવો કે તેને જોઇનેજ ખાવાનું મન થાય. કારણ કે પાચન ક્રિયાને હરકત પડે છે. નવરાશની વખતે અનાજ વગેરેની સંભાળ લેવી અને બીજું કામ હોય તો તે કરવું, અગર તો ભરવું, ચીતરવું કે શીવવું; અથવા તો પુસ્તક વાંચવાં. આવી રીતનાં આપણાં કામો જોઇ સર્વે ખુશ થાય છે અને આપણને વશ થઇ જાય છે. તેને વિષે એક કવિતા છે કેઃ—

કામ કર્યા તેણે કામણ કીધાં, એ કહેવત છે સાચી રે.  
દોરા ચીઠી ને છુ મંત્રાદિ કથની કપટી કાચી રે,  
વિનય વિવેકને વ્હાલ વધારી, ધારી ધીરજ ધરી કામો રે;  
સદા સુઘડતા સદ્ગુણ ગ્રહિને, નવલ કહે સુખ પામો રે. સાંભળ.

## સંતતિ કેવી રીતે ઉછેરવી.

જ્યારે સ્ત્રીને ગર્ભ રહ્યાની ખબર પડે ત્યારથી તેણે યોગ્ય

નેયમ પાળવા જોઈએ. હંમેશાં આનંદમાં રહેવું, કદી કલેશ ન
કરવો, ખોરાક નિયમસર અને સત્ત્વગુણી ખાવો. અતિશય ઉનું
ખાવું નહિ. જેમ દિવસ વધારે થાય તેમ બહુ વાંકા વળી કામ
કરવું નહિ. રાતના ઉજાગરા કરવા નહિ. જરાપણ ઉદાસમાં ન
બેસવું, તેમ રોવું પણ નહિ, તાણીને બોલવું નહિ. ભય લાગે એવે
સ્થળે જવું નહિ. તેમ ઝાઝું હસવું પણ નહિ અને બપોરનું સુવું
પણ નહિ. બહુ થાકી જઈએ એવું કામ કરવું નહિ. કાંઇ કામ
કરતા આપણને થાક લાગે તે બાબત ઘરના માણસને જણાવવું,
છતાં પણ જો આપણને કામમાં સંતાપે તોપણ બની શકે નહિ તો
ન કરવું. મતલબ કે ગર્ભની બહુજ સંભાળ રાખવી. બાળક જનમ્યાં
પછી તેને બરાબર સાચવવાની જરૂર છે. તે વખતે બાળકને જે
કરવું ઘટે તે બધુંય કરવુ, અને પછી નહવરાવી સાફ કરી ખુંચે
નહિ તેવાં બિછાનામાં સુવાડીને પછી સારા સ્વભાવવાળી સ્ત્રી પાસે
અગર તો પોતેજ ગળથુથી આપવી. ત્યારપછી બાળકને સ્તનપાન
કરાવવામાં નિયમિતપણું રાખવું. તે નાનું હોય ત્યાં લગી દૂધ કે
પાક વગેરે પાવાં નહિ. જ્યાં લગી ધાવણ પુરતું આવતું હોય ત્યાં
સુધી દૂધ બીલકુલ પાવું નહિ. જો ધાવણમાં તોટો પડે તો ગાયનું દૂધ
પાવામાં ઉપયોગ કરવો પણ ચાનો તો ચાલે ત્યાં સુધી ઉપયોગ કરવો
નહિજ. છ મહિનાનું થાય એટલે બેસતાં શીખવવું. બાળકોને યોગ્ય રમકડાં
રમવા આપવાં. દડો, લખોટા, ઘુઘરો, ઢીંગલી, ચચણીયાં વગેરે આપવાં.
રમતાં રમતાં રમકડાંને ફોડી તથા ભાંગી નાખે તો ખીજાઇ જવું નહિ.
કારણ કે બાળકમાં જીજ્ઞાસાનો તથા ભાંગવા-તોડવાનો ગુણ વિશેષ છે,
દરેક પદાર્થની અંદર શું છે તથા શેનો બનેલો છે એમ જાણવાના
હેતુથી ફોડી નાખે છે. કુળવાન માબાપે પોતાનાં છોકરાં શુદ્ધ બોલતાં
શીખે અને સારી રીતે સમજણ આવવા માડે ત્યારે તેને સારો સારો
બોધ કરવો. પરમાત્માનાં કીર્તન ગાતાં શીખવવું અને તેની વાણી
તથા મન દોષ રહિત કરવાં. તેમની પાડોશી પ્રત્યે પણ સારી વર્ત-

ણુક રખાવવી. છોકરાં પોતાની આજ્ઞાનું કદાપિ ઉલંઘન કરે તો માબાપે તેને ઘટતી શિક્ષા કરવી પણ નિર્દય થઇ મારવાં નહિ કે ગાળો દેવી નહિ. બાળક આપણને કોઇ પણ પદાર્થ વિષે પૂછે તો તેને સમજાવવું. વારંવાર પૂછે તો પણ ખીજાઇ જવું નહિ. એમ તેની દરેક જીજ્ઞાસા પુરી કરવી. કારણ, તેને દુનીઆમાં બધું જાણવાનું બાકી છે, અને તે અનુભવ મેળવવા માટેજ આપણને વારંવાર પ્રશ્ન પૂછે છે. બાળકને રમતાં રમતાં કાંઇ પદાર્થ વાગી જાય તો તે પદાર્થ ઉપર હાથ અજમાવી વેર વાળવાની ટેવ પાડવી નહિ. જો તેમ કરીએ તો બાળકને મોટા થતાં એ ટેવ કોઇની સાથે વેર વાળવાની રહે, માટે એવી ટેવ પડવા ન દેવી. બાળકને ચાલણ ગાડીથી ચાલતાં ન શીખવવું. એની મેળે ચાલે તેમ કરવું. મોટી ઉમ્મર થયેથી તેને નિશાળે મોકલવાં, અને તેમનો અભ્યાસ કેમ રહે છે તેની બારીક દેખરેખ રાખ્યાજ કરવી. તેનું સગપણ બરોબર પકવ ઉમ્મરેજ કરવું. કન્યા સારી ખોળવી અને બનતા સુધી છોકરાની પસંદગીનીજ કન્યા સાથે તેન લગ્ન કરવાં. લગ્ન પ્રસંગે આપણી લાજ આબરૂ પ્રમાણે ખર્ચ કરવે નાત જાતમાં કહેણ આવવા ન દેવું, પણ સાથે ફુલણજી પણ ' થવું. વહુ દીકરીને ઘરેણાં ગાઠાં નાતના રીત રિવાજ પ્રમાણે રીતસ કરવાં. વધુ છલકાઈ જવું નહિ. જમણવાર વગેરે યોગ્ય રીતે લા૦ આબરૂ પ્રમાણે કરવાં, કારણ કે વાહ વાહ કહેવા, અને આપણું ચડાવવા ઘણા લોક આવે છે, પણ કરજ કરીને મિષ્ટાનપાણી ઉડાવ્ય ને આપ્યા બાદ તંગી વખતે મદદ કરવા કોઇ તૈયાર થતું નથી.

## ઘરના કારભારનો ભાર કયે વખતે ઉતારવો.

જ્યારે આપણે યોગ્ય ઉંમરનાં થઇએ અને દીકરા તથા તેમ વહુઓ ઘરનો કારભાર ઉપાડવા લાયક થાય અને આ બધા ર રિવાજ સમજે ત્યારે ઘરનો કારભાર તેમના ઉપર નાખી આ નિશ્ચિંતપણે રહેવું, અને આપણો વખત ઇશ્વર ભક્તિમાં ગાળ દીકરા વહુને બહુજ સારી રીતે રાખવાં. તેમને બીલકુલ વઢવું ના

હુ જો વાંકમાં આવે તો તેને ધીરજથી મીઠા વચન કહી સમજાવવું ફરીથી આમ કરશો નહિ. તેને ખોટું લાગે તેમ કહેવું નહિ, અને ને એવી રીતે કેળવવાં કે ઘરમાં કોઇ દિવસ ભૂલ ભરેલું કામ ન રે, અને ઘરની વાત ક્યાંય બહાર કરે નહિ. દીકરાને કાંઇ પણ યસન કે ખરાબ ટેવ ન પડે, હલકા માણસની સોબત ન થાય, થા બધા સાથે માયા ભાવથી વર્તે એવી ટેવ પાડવી; જો કે વખતે આપણે બધો કારભાર ઉતારી નાખવો, પણ બધેય જોતું હેવું, કે ઘરમાં કેમ ચાલે છે, લાજ મર્યાદા જળવાય છે કે કેમ મથવા ઉપજ કરતાં ખર્ચ ઓછું છે કે કેમ તે બધુંય ધ્યાનમાં ખવું. દીકરા વહુને કરકસરની ટેવ પાડવી. કરકસર એ ત્રીજો ભાઇ . તે કરકસર એવી હોવી જોઇએ કે કંજુસાઇમાં ન ખપે.

## સામાન્ય બોધ.

કેટલાક ધર્મો સર્વને માટે સામાન્ય છે. માબાપની આજ્ઞા ળવી અને તેમની સેવા બજાવવી તે આપણો ધર્મ છે. માબા-ની સેવા ઘણાએ કરી છે. મહા પ્રતાપી ભીષ્મે પોતાના બાપને ાટે આખો જન્મારો બ્રહ્મચર્ય અવસ્થામાં ગાળ્યો હતો. આથી ના બાપના આશીર્વાદથી મરજી પ્રમાણે તે પોતાની જીંદગી ટકાવી ક્યા હતા. પ્રખ્યાત શ્રવણ પોતાનાં વૃદ્ધ માબાપને ખાંધે બેસા-ને જાત્રા કરાવવા લઈ ગયો હતો અને પોતાના આંધળાં માબાપ ટેજ પ્રાણ તજ્યા હતા. એક વખતે જ્વાળામુખી ફાટયો ત્યારે માંથી લાવા રસ નીકળવા માંડયો, અને ગામમાં બધે પ્રસર્યો. તે ામના માણસ દાગીના, પૈસા તથા પોતાનાં છોકરા વગેરે જે ાતાથી ઉપડે તેટલું ખાંધે ઉપાડી દોડીને ભાગવા મંડયા પણ એક યુવાન ભાઈઓ હતા તેઓ તેવું કાંઇ પણ ન લેતાં પોતાનાં રડા માબાપનેજ ખાંધે બેસાડી ચાલ્યા. ઇશ્વરકૃપાથી તે જે હદમાં ાલ્યા તે હદ લાવા રસથી કોરી રહી, અને બાકી બધે રસ પ્રસરી ો. એવો માબાપની સેવાનો પ્રતાપ છે. માબાપની સેવાથી ગંગાજી

ઘેર આવીને નવરાવી જાય છે. માટે માબાપની સેવા કરવી ઘટે જ છે. પતિની સેવા વિષે આગળ જણાવી ગયા છીએ, પતિની સેવાનું ઈશ્વિરની સેવાથી પણ અધિક છે. આ દુનિઆમાં પતિવ્રતા સ્ત્રીઓ ઘણી થઇ ગઇ છે અને તેના અનેક દાખલા આપણે વાંચ્યા છે. છતાં થોડાંક દૃષ્ટાંત અત્રે આપવામાં આવે છે.

(૧.) સતી સીતાએ પોતાનું શિયળવ્રત જાળવવામાં અનહદ કરી બતાવ્યું છે. રાવણે તેને સમજાવવામાં અને ફોસલાવવામાં મણા રાખી નહોતી પણ સતી ડગ્યાં નહિ. ત્યાર પછી રાવણના કબજામાં આવ્યા પછી તે દુષ્ટે તેમને સંતાપવામાં પણ મણા રાખી નહિ, છતાંએ એવા દુઃખમાં પણ સતી ડગ્યાં નહિ. સતી જ્યારે રામચંદ્રજીની જીત થતાં પાછાં તેમના જીવન પ્રભુ પાસે આવ્યાં, ત્યારે રામચંદ્રજીએ તેને બહુ તાવ્યાં તેમાં પણ સતીનું સતીત્વ જણાઇ આવ્યું, અને તેઓ નમ્રજ રહ્યાં, તેમણે સતીની પરીક્ષા માટે પોતાનો દેહ અગ્નિમાં ઝંપલાવ્યો, પણ પતિવ્રતપણાને લીધે તેમને અગ્નિ કશું કરી શક્યો નહિ અને જરા પણ આંચ આવી નહિ. તેજ વખતે આકાશવાણી પણ થઇ હતી કે સતી નિર્દોષ છે.

(૨.) દ્રોપદીને દુર્યોધને ઘણાં દુઃખ આપ્યાં. પોતાના પાંચે પતિને ઘણાં દુઃખો આવી પડયાં, છતાં વનવાસમાં અને દુઃખના વખતમાં તેમનાજ સંગમાં રહી તેમની આજ્ઞાનું પાલન કર્યું અને મહાન સતી ગણાયાં તથા તેનેજ માટે શ્રીકૃષ્ણ ભગવાને અનેક વિપત્તિઓ વેઠી તેનું ભલું કર્યું.

(૩.) દમયંતીને પણ ઘણાં દુઃખ પડયાં, પોતાના પતિનું રાજપાટ જતાં તે વનમાં સાથે ગયાં હતાં—અને જ્યારે તે વનમાં ગયાં ત્યારે કળીયુગે તે બંને માણસને છુટાં પડાવ્યાં. સતી ઘણું રખડયાં અને દુઃખ પામ્યાં પણ અંતે પતિવ્રતા ધર્મને લીધે તેમનો જય થયો અને એક મહાન સતીની ગણનામાં આવ્યાં.

(૪.) અનસૂયા નામની સતી જગતમાં સૌથી મોટાં થઇ

યાં છે. તેમણે પોતાના પતિવ્રતના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ અને
હાદેવને છ છ માસના બાળક બનાવી દીધા હતા.

(૫.) નર્મદા નામની સતીએ પણ પોતાના પતિની સેવા
જાવવામાં મણા રાખી નહોતી. ઋષિના શ્રાપથી તેના પતિનું
ર્યોદય થએ મૃત્યુ થાય તેમ હતું. તેથી તેણે સૂર્યને છ માસ સુધી
ગવા દીધો નહોતો, અને છેવટે અનસુયાજીના કહેવાથી સૂર્યને ઉગવા
ધો તેથી પતિનું મૃત્યુ થયું ખરૂં પણ પતિવ્રતાના બળથી જે
ગિષ્ટ પતિ હતો તેના કરતાં પણ દેવચૂડામણીના જેવો પતિ પાણી
ાંટવાથી સજીવન થયો.

(૬) સાવિત્રિ, આ સતીએ પોતાના પતિનું આયુષ્ય ઘણું
કું હોવાથી, વડ સાવિત્રિનું વ્રત કર્યું હતું. વ્રતના પ્રતાપથી અને
તિવ્રતાના પતિ ઉપરના પ્રેમમાં તેણે પોતાના પતિનું મૃત્યુ થતાં
ણ ધર્મરાજા પાસેથી પોતાના સતીપણાને લીધે, પતિને પાછા
ળવ્યા, અને કેટલાંક વરદાન પણ મેળવ્યાં.

(૭) સુકન્યા—આ સતીને પોતાના અપરાધને લીધે અંધ
તિને પરણવું પડવું હતું. તો પણ તે વિષે બિલકુલ દિલગીરી ન
રાવતાં તેણે તેની પ્રેમથી સેવા કરી. આ સેવાના પ્રતાપથી પોતે
તિને સૂર્ય સમાન તેજસ્વી કર્યા.

(૮.) પાર્વતીજી સર્વથી મહાન્ સતી હતાં. તેમણે પોતાના
તિની આજ્ઞાનો એક દિવસ ભંગ કર્યો અને પિયર ગયાં. આખરે
ાં યજ્ઞમાં પડી દેહ ત્યાગ કર્યો. ફરી પર્વતને ત્યાં જન્મ લીધો
ને તપશ્ચર્યા કરી મહાદેવજીને જ વર્યાં.

આ પ્રમાણે સતી સ્ત્રીઓના મહિમા હજુ અહોનિશ ગવાય
, તો પતિને અનુકુળ જ વર્તવું વળી નીચ સ્ત્રીઓની સંગત
રવી નહિ. તેમજ તેમની સાથે ભાષણ પણ કરવું નહિ. ગૃહકા-
ર્યમાં ઉદ્યોગી રહેવું. ઘરેણાં, કપડાં વગેરે સાચવીને રાખવાં. કોઇની
ાંસી કરવી નહિ. કુટુંબ વર્ગમાં સંપીને રહેવું. ઘરમાં સેવક વર્ગની

સારી સંભાળ રાખી તેમને સંતોષમાં રાખવા. સેવક વર્ગના કામ પ
લક્ષ રાખવું. ઘરની ઉપજ ખર્ચનો હિસાબ રાખવો. પતિની આવ
ઉપર ધ્યાન રાખી તેના રાજીપાને અનુસરીને યોગ્ય ખર્ચ કરી ઘર
સંસાર કરકસરથી ચલાવવો. પતિવ્રતા સ્ત્રીઓનો સમાગમ રાખવે
સ્ત્રીઓનાં આખ્યાનો વાંચવાં. અભિમાન રાખવું નહિ. અલંકારો
નીતિ તથા ધર્મનાં પુસ્તકો વાંચવાની ટેવ રાખવી. દિલ ચોક્ક
રાખવું. કપટી થવું નહિ. ઓરમાન છોકરાં હોય તો તેમના ઉપ
પ્રેમ રાખવો. આ સિવાય એક શાણી મા પોતાની છોકરીને જે
નીચે પ્રમાણેની શીખામણો આપે છે તે હમેશાં ધ્યાનમાં રાખી વર્તવ

## પરણીને સાસરે જતી દીકરીને માની શીખામણ.

એક મા પોતાની વ્હાલી દીકરીને શીખામણ આપે છે કેઃ
" વહાલી દીકરી ! જ્યારથી તારૂં લગ્ન થયું, ત્યારથી તું હવે પારક
થઇ ચૂકી છું તો તું જેવી રીતે અહિં અમારી આજ્ઞા પ્રમાણે વ
છે, તેમ તારાં નવાં મા બાપ સાસુ સસરાને આધીન રહેજે. લગ્ન
વખતથી તને એક સર્વોપરી સ્વામી મળેલ છે, તેની સાથે તું હંમેશ
નમ્રતા અને પૂજ્યતાથી વર્તજે.

સ્ત્રીઓને સૌથી ઉત્તમ કલ્યાણકારી અને વખાણવા યોગ્ય વ્ર
હોય તો તે પતિની સેવાજ છે. તારે તારા નવીન ઘરમાં કોઇના પ
અદેખાઇ કરવી નહિ. અતિશય વાદ વિવાદથી દૂર રહેજે. વાદવિવા
એ સુખમાં દુઃખ નાંખનાર પ્રચંડ રાક્ષસ સમજજે. ઘરનું ખર્ચ અ
કાર્ય બહુ સાવધાનીથી ચલાવજે, બીજાને ભરોસે ઘરનું કાર્ય છોડ
દેતી નહિ. ત્હારાં વસ્ત્રાભૂષણ એવાં રાખજે કે, જેથી મર્યાદાની રક્ષ
થાય અને સ્વચ્છતા તથા સુઘડતા સચવાય.

ડાહી દીકરી ! જો કે તારી યુવાન અવસ્થા છે, તોપણ યુવ
નોની મંડળીમાં તારે ભમવું નહિ. તેમાં સામેલ થતી નહિ. વડીલો
આજ્ઞા અને સેવામાંજ તારે રહેવું. કોઇ જોશી કે યોગી જતી
તારી હાથની રેખા સરખી પણ બતાવીશ નહિ.

વહાલી બેટી ! વધારે વાતો કરવી કે, વચ્ચે વચ્ચે બડબડ કરવું
ે યોગ્ય નથી. થોડું બોલનારી થજે. પાડોશી કે કોઇની સાથે કડવાં
ચન બોલીશ નહિ. જૂઠું નહિ બોલતાં સત્યવાદી થજે.

મ્હારી વહાલી દીકરી ! તું તારા પિતાની આબરૂ, ધનનો ડોળ
અભિમાન કરીશ નહિ. કુળની પ્રતિષ્ઠામાં વધારો કરજે. ઘરની
ઘડતા અને વ્યવસ્થા જાળવવાનું કામ સંભાળથી કરજે.

ઈશ્વરની દયાથી ત્હારે પેટે જે બાળકો હોય તેમને સ્વચ્છ રાખી
મના શરીરની સંભાળ રાખજે. ઘરેણાંની લાલચે દેશમાં કેટલાંક
ાળકોનાં ખુન થાય છે, માટે બાળકોને ઘરેણાં પહેરાવી રખડતાં
કતી નહિ. ઘરેણાં પહેરાવવાથી જીવનું જોખમ થાય છે. બાળકને
ળવણી આપવાનું કામ માતાના જેવું કોઇ સરસ કરી શકે તેમ
થી; માટે બાળકને તેઓ દુનિયાને વિશેષ ઉપયોગી થાય તેવાં
ળવજે. દુઃખી સ્ત્રીઓનાં દુઃખ ઓછાં કરવાને યથાશક્તિ જે નવ-
ાશના વખતનો સદુપયોગ કરજે. ત્હારો અમુલ્ય વખત નકામો
માવીશ નહિ.

આ ત્હારી માતાનાં હિતકારી વચનો બરોબર ધ્યાનમાં રાખજે,
થી ત્હારો આ લોક અને પરલોક પણ સુધરશે.



# अपत्य संगोपन.*

## બાલ મરણનું વધતું જતું પ્રમાણ.

અપત્ય સંગોપન ( બાલ પોષણ—સંરક્ષણ ) નો પ્રશ્ન હાલમાં બહુ મહત્વનો છે. કારણ ? હાલમાં વિશેષે કરીને શહેરો તથા ગામડાઓમાં બાળકોની મૃત્યુ સંખ્યાનું અને વ્યાધિ ગ્રસ્તતાનું પ્રમાણ બહુ વધતું જાય છે. મુંબઇ, અમદાવાદ, વડોદરા, ભાવનગર વગેરે શહેરોની મ્યુનિસિપલ કમીટી પાસે આ પ્રશ્ન પ્રમુખત્વથી ઉભો છે; અને તે સંબંધી ઉપાય ચિંતન તે તે શહેરોની કમીટીમાં ચાલુ છે. ઇતર શહેરોમાં પણ બાળકોની બાબતમાં મૃત્યુ સંખ્યાનું પ્રમાણ એવુંજ નિરૂત્સાહજનક છે. તેનું મુખ્ય કારણ એ છે જે, બાળકોની જેવી માવજત થવી જોઇએ તેવી થતી નથી. બાળક સુમારે પાંચ વરસનું થતાં સુધી તેનું પોષણ અને સંગોપન વિશેષે કરી વિશિષ્ટ પદ્ધતિથી થવું જોઇએ. પરંતુ દુર્દૈવની બીના એ છે જે, હાલમાં બાળકોના સંબંધમાં તેનાં માબાપો આ મહત્વની બાબત ઉપર બહુજ બેદરકારી અને નિષ્કાળજી રાખતા હોય, તેવું નજરે પડે છે.

## સ્ત્રીઓની વધતી જતી અજ્ઞાનતા.

બાળક ચાર પાંચ વર્ષનો થાય ત્યાં સુધી તેના સંગોપનની જવાબદારી સ્વાભાવિક રીતે સ્ત્રીઓ ઉપરજ હોય છે. અર્થાત્ એ સ્ત્રીઓને તે બાબતમાં જે જ્ઞાન હોય છે, તે પ્રમાણે તે જવાબદારી તેના હાથથી સિદ્ધ થાય. સુમારે ત્રીશ પાંત્રીશ વર્ષ પહેલાં ગુર્જરાષ્ટ્રમાં ઘણાં કુટુંબોમાં, આ વિષય સંબંધી બહુ ઉપયુક્ત જ્ઞાન ધરાવનારી વૃદ્ધ સ્ત્રીઓ હતી; અને તેના અનુરોધથી તે વખતે બાળકોનું સંગોપન કાંઇક પદ્ધતિ પ્રમાણે થતું હતું. તેથી કરીને તે વખતે બાળકો પણ હાલના વખત કરતાં વધારે સૌંદર્ય યુક્ત અને સશક્ત

---

* મરાઠી ઉપરથી.

થતાં. પરંતુ ગઈ પા સદીથી આપણી સામાજિક સ્થિતિમાં અને રહેણી કરણીમાં પરિસ્થિત્યનુરૂપ પુષ્કળ ફરક પડેલો હોવાથી, હાલમાં ઘણાં ખરાં કુટુંબમાં તરૂણ અને બિનઅનુભવી સ્ત્રીઓ ઉપર અપત્ય સંગોપનની સર્વ જવાબદારી આવી પડી છે. કેટલેક ઠેકાણે આ સ્ત્રીઓ એટલી બધી અલ્પવયસ્ક દેખાય છે કે, કેટલીક બાબતોમાં તેનું પોતાનુંજ સંગોપન કરાવવા માટે અન્ય મનુષ્યની મદદ લેવાની અપેક્ષા છે. આવી તેર, ચૌદ, કિંવા પંદરથી સોળ વરસની બાલિકા અપત્ય સંગોપનનું જ્ઞાન કેટલું ધરાવતી હશે તેનો વિચાર વાંચકોએ કરવો યોગ્ય છે.

## ' જૂનું ' ગયું અને 'નવું' મળ્યું નથી !

આપણી વિલક્ષણ સમાજ રચનાથી હાલમાં ચૌદથી તે વીશ વરસની અંદરની અનેક સ્ત્રીઓ ઉપર એ અત્યંત મહત્વની જવાબદારી આવી પડે છે, અને તે કામમાં તેને સલાહ-મસલત આપવા માટે પૂર્વ પ્રમાણે માહિતગાર, પુખ્ત અને અનુભવ સંપન્ન વૃદ્ધ સ્ત્રીઓ મળવી મુશ્કેલ હોવાથી, તેમના હાથથી અપત્ય સંગોપનનું કાર્ય કુશળતાથી થતું નથી. એવી અલ્પવયસ્ક અપત્યવયી સ્ત્રીઓને પરંપરાથી ચાલી આવેલા અનુભવજન્ય જુના જ્ઞાનનો ફાયદો મળતો નથી, અને આધુનિક કાળમાં ઉપલબ્ધ થએલા શાસ્ત્રીય જ્ઞાનની પણ માહિતી હોતી નથી; તેથી હાલનાં હિન્દુ કુટુંબોમાં તરૂણ સ્ત્રીઓની આ બાબતમાં બહુ શોચનીય સ્થિતિ થતી જાય છે. યદૃચ્છાથી જે કાંઈ થાય, અથવા કર્મ ધર્મ સંયોગથી જે કાંઇ થોડી ઘણી અર્ધવટ માહિતી મળે, તેના આશ્રયથી અપત્ય સંગોપનનું કામ સ્ત્રીઓ પાસે હાલમાં થાય છે. અર્થાત્ તેનું પરિણામ નિશ્ચિતપણે સારૂં થાય છે, એવી અપેક્ષા કરવી વ્યર્થ છે. આ સંબંધી કેટલેક ઠેકાણે તો એટલી બધી શોચનીય સ્થિતિ જોવામાં આવે છે કે, તે જોઇને બાળકોને આવા માબાપના ઘેર જન્મ કેમ મળ્યો હશે, એવો પ્રશ્ન આપણા મનમાં ઉદ્‌ભવ્યા વીના રહેતો નથી !

## એ કાળજી નહિ, તો અતિ કાળજી !

માબાપોનો તેનાં બાળકો ઉપર પ્રેમ નથી, એવું નથી; ઉલટું તે જે કાંઇ પણ વિશેષ હેરાનગતી ભોગવે તો તે પણ અતિશય પ્રેમથીજ થાય છે; એવું દેખાય છે. બાળક ચાર પાંચ માસનું થાય નહિ, ત્યાં તો તેના મ્હોમાં ન્હાના મ્હોટા ચમચાઓ ગરેડા કરી પાવા, અને તેને ઠેઠ ગળા સુધી અન્ન ભરવું ! અને દિવસમાં તેણે ચાર પાંચ વખત અન્ન નહિ ખાધાથી તેને અન્ન પચતું નથી અ- થવા ભૂખ લાગતી નથી, એવી સમજુતીથી તેને કાંઇ કાંઇ પણ પાચક ઔષધ આપવું, ભારે પદાર્થ અને જડાન્ન મોમાં નાંખવું, વગેરે અનેક બાષ્કળતાના પ્રકાર જોઇને તે માતાની તથા તે બાળ- કની કોને દયા આવે નહિ ?

## અજ્ઞાનતાનું ‘ ઉંટવૈદું ’!

તેમજ માના શરીરમાં પૂર્ણ દૂધ હોય નહિ, તેથી તે બાળ- કના પોષણ સંબંધી જે શોચનીય સ્થિતિ થાય છે, તે પણ વિચા- રણીય છે ! એવી સ્થિતિ થાય છે, તે પણ વિચારણીય છે ! એવી સ્થિતિમાં શ્રીમંતોનાં બાળકો હોય તો ડૉક્ટર, દાઇ, ગાયનું પોષણ થઇ કોઇ પણ રીતે વૃદ્ધિ પામે છે; પરંતુ મધ્યમ અને કનિષ્ઠ વર્ગોમાં એવાં બાળકોની બહુ અનાવસ્થા હોય છે. એવા કુટુંબોમાં સારૂં દૂધ મેળવવાની પણ મુસ્કેલી હોય છે. એવું દૂધ મળ્યું તો તે બાળકને કેવી રીતે અને કેટલા પ્રમાણમાં આપવું, એ દૂધ પાનારને બરોબર સમજાતું નથી. બાળક રડવા લાગતાં તેને દૂધ પાવાની વૃત્તિ થાય છે, અને એ ઉપાયથી બાળકનું રોવું બંધ ન થયું, તો અફીણ મિશ્રિત બાળગુટીકા તૈયાર હોય છે ! દૂધ સારૂં ન હોય, અથવા યોગ્ય પ્રમાણમાં નહિ આવવાથી બાળકને અપચો થાય છે, તેથી તેને ઝાડો અગર મરડો થાય છે, અને તેમ થતાં તેને ઔષધ આપવું શરૂ થાય છે. અને નાના પ્રકારની પેટંટ દવાઓ અથવા ગુટિકા કિંવા અફિણ આપીને બાળકનો કોઠો બગાડી નાખવામાં આવે છે !

એ પ્રમાણે કેટલાક માસ-બાળક સાધારણતઃ હરતું ફરતું થતાં-સુધી એ પ્રકાર શરૂ રહે છે. એવાં બાળકો સશક્ત અને તેજસ્વી ક્યાંથી થાય? અર્ધમૃત પ્રમાણે જન્મભર તેની શોચનીય સ્થિતિ રહે, એ દેખીતું છે.

## બાલ પોષણના જ્ઞાનની સ્ત્રીઓને જરૂર.

આ સ્થિતિમાં સુધારણા કરવાનો મુખ્ય ઉપાય, હાલની તરૂણ સ્ત્રીઓને અપત્ય સંગોપનના શાસ્ત્રનું-નિદાન તેનાં મૂળતત્વોનું-જ્ઞાન કરાવવું, એ છે. તે જ્ઞાન તેને આપવું કે આ બાબત માંહેના અનર્થો થતા અટકશે. સ્ત્રી સુશિક્ષિત કિંવા અશિક્ષિત હોય, પણ તેને આ જ્ઞાન પ્રાપ્ત કરાવવું એ તેના પતિનું એક મહત્વનું કર્તવ્ય છે. જુની રૂઢીના જ્ઞાનનો લોપ થતો જાય છે, જેથી આ બાબતમાં નવિન શાસ્ત્રીય જ્ઞાન હાલમાં જે ઉપલબ્ધ છે તે તેણે પોતાની સ્ત્રીને આપવું જોઇએ, અને જ્યાં સ્ત્રી અને પુરૂષ ઉભય અક્ષરશૂન્ય હોય, ત્યાં તેની આસપાસના સુશિક્ષિતોએ તેમને એ જ્ઞાનથી માહીતગાર કરવાં જોઇએ.

## ચોખ્ખું દૂધ.

બાળકનાં ઉછેર અને પોષણની બાબતમાં પ્રથમ એ બાબત લક્ષમાં રાખવા જેવી છે કે, તેનાં આંતરડાંઓ અત્યંત નાજુક હોવાથી તેને જે અન્ન આપવાનું છે, તે અતિશય શુદ્ધ અને સ્વચ્છ હોવું જોઇએ. બાળકને ઉત્તમ અન્ન તો તેની માતાનું દૂધ છે. જ્યાં સુધી માતાનું પયપાન કરે છે ત્યાં સુધી તેની માતાએ ખાવાપિવાની બાબતમાં બાષ્કળપણાનું વર્તન કામનું નથી, પણ જ્યાં પોષણ માટે અન્ય દૂધનો ઉપયોગ થાય છે ત્યાં સ્વચ્છતા અને શુદ્ધતા સાચવવાની બાબતમાં બહુ લક્ષ આપવાની જરૂર છે.

## બાળકને કેવી રીતે ધરાવવું.

માતાના દૂધથી ઉછરતા બાળકનું પોષણ કેમ કરવું, તેનો પ્રથમ વિચાર કરીએ. બાળક જન્માથી બે ત્રણ દિવસ થતાં સુધી દુધનો

સ્રાવ ઓછો થાય છે, તે વખતે રોજ ચારથી છ વખત સુધી તેને ધરાવવવું; અને તે પછી દિવસમાં પ્રત્યેક બબે કલાકને અંતરે અને રાત્રીએ બે વખત, એ પ્રમાણે બાળક બે માસનું થાય ત્યાં સુધી વર્તવું. એ મુદત પછી દિવસમાં દર અઢી કલાકે અને રાત્રિએ દસ વાગ્યા પછી પ્રાતઃકાળના છ વાગતા સુધીમાં બે વખત એમ ત્રણ માસ પૂર્ણ થતાં સુધી,-તથા પછી દિવસમાં ત્રણ કલાકના અંતરે અને રાત્રીએ એક વખત એ પ્રમાંણે પાંચ માસ થતાં સુધી-એવી રીતે બાળકને ધવરાવવું. તે પછી રાત્રિએ ધવરાવવાનું બંધ કરવું.×

## અન્ન આપવાની શરૂઆત.

બાળક સાત આઠ માસનું થતાંસુધી તેને અન્ન આપવું નહિ.+ આઠમા અગર નવમા મહીનાથી દિવસમાં એક વખત, સવારે થોડો નરમ ભાત વગેરે અન્ન આપવું અને પછી જેમ જેમ વિશેષ દિવસ થતા જાય, તેમ તેમ-સુમારે માસે અગર પંદર દિવસના અંતરે બે વખત, ત્રણ વખત, એમ થોડું થોડું ખવરાવવું. ખોરાક ખવરાવવાના વધારા સાથે ધવરાવવાનું ઓછું કરતા જવું તથા બાળકનું ધાવવા તરફ દુર્લક્ષ થતાંજ ધવરાવવું બંધ કરવું.સામાન્યતઃબાળક નવ અગર દસ માસનું થતાં ધવરાવવાનું બંધ કરવામાં કશી હરકત નથી. તેમ તે મુદતમાં એક અગર બે માસ વધારવામાં કશી અડચણ નથી. બાર માસથી વિશેષ મુદત કામની નથી. બાળક એક વર્ષનું થયા પછી તેને ધવરાવવું એ મોટી ભૂલ છે.

## માતા અથવા ધાવ નીરોગી જોઇએ.

બાળક જ્યાં સુધી ધાવે છે, ત્યાં સુધી તેની માની પ્રકૃતિ તદ્દન

---

×બાળકને જન્મ્યા પછી રોજ મોટી હરડે, સંચળ, કરીઆતુ વિ. આપવામાં આવે છે તેથી તેના આંતરડાં સાફ રહે છે. માટે કોઈ અનુભવી વૈદ્યને અથવા વૃદ્ધા-ડોસી માતાઓને પૂછી-બાળકને મોટી હરડેનો જુલાબ આપતાં રહેવાથી રોગો થવાનો સંભવ ઓછો રહે છે. ડા. રા. મ્હેતા.

+ મનુસ્મૃતિના નિયમ પ્રમાણે બાળકને અન્નપ્રાશન આદિ સંસ્કાર કરાવવા પ્રત્યેક માતા પિતાએ લક્ષ્ય આપવું. ડા. રા. મ્હેતા.

ાગી રહેવી જોઇએ. જે સ્ત્રી નિરોગી હોતી નથી, તેના બાળ-
ધવરાવવું નહિ, એ બહુજ ઉત્તમ છે. ક્ષય, ક્ષીણતા, પાંડુ,
ડીનતા, અથવા એવા અનેક આનુવંશિક (વંશપરંપરા ઉતરતા)
વા જુના રોગ પૈકી કોઇ જ્યારે બાળકને ધરાવનાર તેની મા
ર ધાવ* (ધવરાવનાર અન્ય સ્ત્રી)ને થયો ત્યારે તેના સ્તનમાંથી
ન થએલ દૂધના સ્રાવનો તેણે તે બાળકનાં પોષણ માટે ઉપયોગ
ા કામનો નથી. એટલુંજ નહિ, પણ સ્ત્રી પ્રથમથી નિરોગ અને
ંત હોવા છતાં કાંઇ કારણવશાત્ બાળકને ધવરાવવાના કાળમાં
મારી થાય તો તેની પ્રકૃતિ તદ્દન પહેલાં પ્રમાણે થાય નહિ ત્યાં
તેણે બાળકને ધવરાવવું નુકશાનકારક છે.

## ગાયનું દૂધ.

જે કુટુંબમાં બાળકને પોતાની માતાનું દૂધ મળવું અશક્ય
, ત્યાં ગાયના દૂધ ઉપર બાળકનું પોષણ કરવું, એ ઉત્તમ છે.
નું દૂધ ન મળે તો ના છૂલાજે બકરીનું દૂધ લેવું. ગાયનું દૂધ
કલાક વાસણમાં રાખ્યાથી તેના ઉપરના એક તૃતીયાંસ
માં સેંકડે ૧૦ એ પ્રમાણમાં ચરબીનો ભાગ ઉત્પન્ન થાય
અને તેજ દૂધના ઉપરના અરધા ભાગમાં સેંકડે ૭૦ એ પ્રમાણે
ીનો અંશ હોય છે. આ દૂધનું નીચે પ્રમાણે મિશ્રણ કરીને તે
કને આપવું.

## દૂધમાં મિશ્રણ.

પહેલાં બે અગર ત્રણ અઠવાડીયામાં બે ઔંસ (૫ તોલા)
. કળા પ્રમાણે સેંકડે દશ પ્રમાણના ચરબીવાળા દૂધમાં ૧ ઔંસ

* માતા ના હોય તો બને ત્યાં સુધી બાળકને દુધ ઉપરજ ઉછેરવું
ા લાભદાયક છે. ધાવના ધાવણવડે બાળક ઉછેરવાથી ધાવના માનસિક
ા બાળકમાં ઉતરવાનો સંભવ છે તેજ પ્રમાણે તેના શારીરિક રોગ પણ
ને લાગુ પડે છે, માટે બને ત્યાં સુધી ધાવ ન રાખવા વિનંતિ છે.
ડા. શા. મ્હેતા.

દૂધની સાકર,* જે ઈંગ્રેજી દવા વેચનારને ત્યાંથી મળે છે, ૧ ઔંસ લાઇમ વૉટર અને ૧૭ ઔંસ ઉકળેલું સ્વચ્છ ઉનું પાણી, એ પ્રમાણે મિશ્રણ કરીને નીચેના કોષ્ટક પ્રમાણે દરેક વખતે આપવુંx.

| વયપ્રમાણ. (જન્મ પછી.) | કેટલા કલાકને અંતરે. | રાત્રીના ૧૦ પછી સવારના ૭ સુધીમાં કેટલી વાર. | ૨૪ કલાકમાં કેટલી વખત (ટંક) આપવું. | દરેક વખતમાં કેટલા ઔંસ આપવું. | ૨૪ કલાક માટે કેટલા ઔંસ આપવું. |
|---|---|---|---|---|---|
| ૨ દિવસથી ૭ દિવસ સુધી. | ૨ | ૨ | ૧૦ | ૧ થી ૧ાા | ૧૦ થી ૧૫ |
| ૨ અઠવાડીયાથી ૩ અઠવાડીયા સુધી. | ૨ | ૨ | ૧૦ | ૧ાા થી ૩ | ૧૫ થી ૩૦ |
| ૪ અઠવાડીયાથી ૫ અઠવાડીયા સુધી. | ૨ | ૧ | ૯ | ૨ાા થી ૩ાા | ૨૨ાા થી ૩૧ાા |
| ૬ અઠવાડીયાથી ૩ મહીના સુધી. | ૨ાા | ૧ | ૮ | ૩ થી ૫ | ૨૨ થી ૪૦ |
| ૩ મહીનાથી ૫ મહીના સુધી. | ૩ | ૧ | ૭ | ૪ થી ૬ | ૨૮ થી ૪૨ |
| ૫ મહીનાથી ૯ મહીના સુધી. | ૩ | ૦ | ૬ | ૫ થી ૭ાા | ૩૦ થી ૪૫ |
| ૯ મહીનાથી ૧૨ માસ સુધી. | ૪ | ૦ | ૫ | ૭ થી ૯ | ૩૫ થી ૪૫ |

આ પછી પ્રત્યેક ૩ અઠવાડીયા પછી એક એક ઔંસ, સેંકડે દશ પ્રમાણનું ચરબીવાળું દૂધ વધારવું, અને પાણીનું પ્રમાણ એક એક ઔંસ ઓછું કરવું, બાકીની વસ્તુ ઉપર પ્રમાણેજ મેળવવી.

* દૂધની સાકરને બદલે પતાસાં વાપરવાં ઘણાં સારાં છે. અંગ્રેજી ડૉકટરોના આવાં કથનો કરતાં આપણા દેશી વૈદ્યોની અથવા અનુભવી વૃદ્ધ-ડોસીઓની સલાહ લેવી ઉત્તમ છે. ડા. શ. મ્હેતા.

x આ કોષ્ટક બાળકના સંગોપન અને પોષણની અનુભવજન્ય માહિતી ધરાવનાર ડૉ૦ હોલ્ડસ નામના પ્રખ્યાત યુરોપિઅન ગ્રંથકારના ગ્રંથમાંથી લીધેલ છે.

## ભાતની કાંજી.

બાળકને પાંચમો માસ શરૂ થતાં દૂધના મિશ્રણમાં નીચે મુજબ ફેરફાર કરવો. સેંકડે સાત પ્રમાણનું ચરબીવાળું દૂધ, ૧ ઔંસ, મિલ્ક સાકર ( Milk sugar ), ૧ ઔંસ લાઇમવૉટર, અને ... ઉનું પાણી; એ પ્રમાણે મિશ્રણ કરવું, અને પછી દરેક વધતા માસે એક એક ઔંસ દૂધ વિશેષ મેળવી તેટલુંજ પાણી ઓછું કરવું. એ પ્રમાણે આઠ માસ પર્યંત કરવું. બાળક આઠ માસનું થતાં મિશ્રણમાં જે ભાગ પાણીનો મિશ્રિત કરવાનો છે, તેમાં રાંધેલો ભાત બહુજ પાણી સાથે પકવ કરીને રાબડી ( કાંજી ) જેવો કરેલો મેળવવો. જો એકંદર ૧૪ ઔંસ પાણી મિશ્રિત કરવાનું હોય તો ... ઔંસ પાણી અને ૭ ઔંસ ઉપર કહેલ ભાતની કાંજી મેળવવી. એ પ્રમાણે મિશ્રણ કરી ઉપર કહેલા કોષ્ટક પ્રમાણે બાળકને આપવી.

### કોષ્ટકનું પ્રમાણ માર્ગદર્શક છે.

ઉપરના કોષ્ટકમાં, સરાસરી દિવસમાં બાળકના પેટમાં કમીમાં કમી અગર વધારેમાં વધારે કેટલું મિશ્રણ જવું ઉપયોગી છે, તે ...ડું છે. તે ફક્ત માર્ગદર્શક સમજીને જૂદાં જૂદાં બાળક માટે ...થતિને અનુરૂપ જરૂર જણાય તેમ ફેરફાર, અનુભવી વૈદ્ય ...ા ડૉક્ટરની સલાહ પ્રમાણે, કરવામાં હરકત નથી. પરંતુ ...ન્યતઃ બાળકના પોષણનું ધોરણ ઉપરના કોષ્ટકના અનુસાર ...વું ફળપ્રદ છે.

### તાજા અને ભેગ વિનાના દૂધની જરૂર.

ઉપર જણાવેલા મિશ્રણ ઉપર જ્યારે બાળકનું પોષણ અવ...ત છે, ત્યારે તે કાર્યમાં ઉપયોગી દૂધ બહુ સારી રીતે તપા...લેવું જોઇએ. જે ગાયનું દૂધ ઉપયોગમાં લેવાનું હોય તે, ગાય ...ી છે કે નહિ ? તેની તપાસ પ્રથમ કરવી જોઇએ. તે પછી ...ખવાનાં વાસણો સ્વચ્છ જોઇએ. દૂધ દોનાર મનુષ્યે દૂધ દોતી ... પોતાના હાથ સ્વચ્છ કરવા જોઇએ. દૂધ એક વાસણમાંથી

બીજા વાસણમાં નાંખતાં પણ સ્વચ્છતા પ્રતિ લક્ષ આપવું અને તે માટે બારીક તપાસ કરવી જરૂરની છે. આ બાબતે જોવામાં નજીવી છે, પણ તે પ્રતિ દુર્લક્ષ્ય કરવાથી બહુ મોટી હાનિ થાય છે. દૂધ ટાઢું, વાશી અગર ઘણા વખત સુધી ઉઘાડા વાસણમાં રસ્તા ઉપર અગર દૂકાનો ઉપર રાખેલું હોય તેવું બાળકના પોષણ માટે કાંઈ પણ કામનું નથી. શહેરોમાં ખાસ કરીને તાજું અને ભેગ વગરનું દૂધ મેળવવા માટે અતિશય કાળજી રાખવી જરૂરની છે.

## ધારોષ્ણ અથવા ગરમ કરેલું દૂધ વાપરવું.

## દૂધ રાખવાનું વાસણ.

ધારોષ્ણ ( તરતનું દોહેલું ) દૂધ સર્વમાં ઉત્તમ છે. પણ જ્યારે તે ન મળે, તો દૂધનો ઉપયોગ કર્યા પહેલાં તેને ૧૬૦ ડિગ્રી–( ફૅરનહીટ ) સુધી તપાવવું. એવી સ્થિતિમાં તેને ૨૦ મિનિટ રાખવું. ૩૦ મિનિટ સુધી એટલી આંચ દીધા પછી તેને તુરત અતિશય ઠંડા પાણીના વાસણમાં અગર તેવીજ ઠંડીવાળી જગ્યામાં મુકી રાખવું, માત્ર તેમાં કચરો, ધૂળ, એવી ખરાબ વસ્તુ ન પડે, તે માટે કાળજી રાખવી. ધારોષ્ણ દૂધ કરતાં આ દૂધ થોડે અંશે ઓછુ ફાયદાકારક અને તે પાચન થવામાં પણ તેના કરતાં વધારે જડ હોય છે. પરંતુ ધારોષ્ણ નહિ એવા કાચા દૂધ કરતાં ઉપર પ્રમાણે ઉનું કરેલું દૂધ લેવું ઇષ્ટ છે. કારણ કે વાશી દૂધમાં એક પ્રકારના સૂક્ષ્મ જંતુ ઉત્પન્ન થાય છે તેનો દૂધ ઉનું કરવાથી નાશ થાય છે. ઉનું કરેલું દૂધ બહુ ઠંડુ થયા પછી પુનઃ તેમાં જંતુ ઉત્પન્ન થવા લાગે છે, ( આ જંતુ આંખોથી દેખાય તેવા મોટા હોતા નથી. ) માટે તે વધારે વખત રાખી મુકવું કામનું નથી અને જેટલો વખત રાખવું હોય તેટલો વખત તે સ્વચ્છ રહે તેવી તજવીજ રાખવી. સાધારણ રીતે સવારે ઉનું કરેલું દૂધ સંધ્યાકાળ પહેલાં ખલાસ કરવું અને સંધ્યાકાળે પુનઃ તાજું દૂધ ઉનું કરવું. દૂધ એ પદાર્થ એટલો બધો નાજુક છે કે, તે માટે સહેજ પણ

બેદરકારી રાખવાથી તે બગડી જાય છે, તેમાં જંતુ ઉત્પન્ન થાય અને તે બાળકના પેટમાં જવાથી અનેક વિકારો થાય છે. માટે દૂધની સ્વચ્છતા તથા શુદ્ધતા માટે બહુ સાવધગિરી રાખવી જોઇએ. ગાય નિરોગી છે કે નહિ, તે વિષે ખાસ ચોકશી રાખવી જરૂરની છે. તે બાબતે શંકા હોય તો, દૂધ આવ્યા પછી તે બે ત્રણ વખત સ્વચ્છ કપડાથી ગાળી નાંખવું. તેમજ જે વાસણ (ઝારી દૂધની શીશી નળી વગેરે)થી બાળકને તે પાવાનું હોય, તે વાસણ દરરોજ ધોઇ લ્હોઇ સાફ રાખવું જોઇએ અને દિવસમાં જેટલી વખત તે ઉપયોગમાં લેવું પડે, તેટલી વખત તે સાફ કરવાં જોઇએ. કેટલેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે એક વખત કાચના વાસણમાં દૂધ ભર્યું તે બધું ખપી જાય ત્યાં સુધી તેને સાફ કર્યા સિવાય તેમજ રાખી મુકે છે. કેટલેક ઠેકાણે તો સંધ્યાકાળ (અથવા બીજા દિવસ પર્યંત પણ) સુધી તે ધોવામાં આવતું નથી! આવી બેદરકારીનાં પરિણામ કુદરતી રીતે ભયંકર આવે છે.

## ખોરાકનો સમય.

બાળકની ઉમ્મર એક વરસની થતાં તેને દૂધ આપવાનું બંધ કરી અન્ન આપવાનો ઉપક્રમ શરૂ કરવો. એ અન્ન તદ્દન સાદું, હલકું, અને પૌષ્ટિક હોવું જોઇએ; અને તે દિવસમાં ત્રણ ચાર વખત બાળકને આપવું.* સવારે સુમારે સાતથી આઠની દરમ્યાન, પછી બપોરે બાર વાગે, પછી ત્રીજા પ્રહરે ચારના સુમારે અને પછી રાત્રીના સાડાસાતના સુમારે. આઠથી સાડાઆઠના સુમારે બાળકને સુવરાવવું.

## ખોરાક રૂચિ પ્રમાણે આપવો.

બાળક ત્રણ વર્ષનું થતાં સુધી આ ક્રમ શરૂ રાખવો. ત્રીજા પ્રહરે જમાડવા કરતાં દૂધ આપવું એ સારૂં છે. ત્રણ વરસ પછી

---

* બાળકોને બહુ ગળ્યા-મિષ્ટ પદાર્થો આપવાથી કૃમિ થાય છે અને તે પછી કેટલાક રોગો થાય છે માટે સાવચેત રહેવું. ડા. શા. મ્હેતા.

ત્રીજા પહોરે અન્ન આપવું બંધ કરવું. સવારે, બપોરે અને સાંજે એમ ત્રણ વખત અન્ન આપવું. ત્રણ અથવા ચાર વખત અન્ન આપવાનો ક્રમ ચાલુ હોય, ત્યારે પ્રત્યેક વખતે તદન માફક હોય તેટલુંજ અન્ન બાળકને ખવરાવવું. નિરોગી બાળકની ક્ષુધાની નૈસર્ગિક ભાવના તદન નિર્દોષ હોય છે, તેવે વખતે જમતાં જમતાં બાળકે 'નહિ' કહી માથું હલાવતાં તુરત તેને ભૂખ નથી અર્થાત્ અધિક અન્નની જરૂર નથી એમ સમજી તુરત તેને ખવરાવવું બંધ કરવું. તેને ખાવા માટે તાણ કરવાની જરૂર નથી. તેમ નહિ કરતાં ઘણી વખત માતા અતિ પ્રેમથી બાળકે ના પાડયા છતાં 'અમુક થોડું' 'આ અમુક થોડું' એમ તાણ કરીને વધારે વધારે અન્ન ખવરાવે છે. આ પ્રકાર બહુ ખરાબ છે, તેથી બાળકને અજીર્ણ થઇને તેની નૈસર્ગિક ક્ષુધાની સંવર્દ્ધન શકિતનો નાશ થાય છે અને તેથી તેની પ્રકૃતિ બગડે છે તથા તેથી અનેક પ્રકારના વિકારો ઉદ્‌ભવે છે.

## મિષ્ટ પદાર્થો.

બાળક સુદૃઢ છ સાત વરસનું થઇ ધીંગામસ્તી કરવા લાગ્યા સુધી તેને બનતાં સુધી ભારે અપાચક પદાર્થ ખાવા આપવો યોગ્ય નથી. પણ આ વય પછી કદી કદી તેવા પદાર્થનું સેવન ક્ષમ્ય છે. કેટલાક બાળકોને નાનપણથી મીષ્ટ પદાર્થ-સાકર, ગોળ, મીઠાઇ, વગેરે બહુ ખાવાની ટેવ લાડકપણાથી કરાવે છે, તે સારી નથી. તેથી બાળકનો કોઠો બગડે છે, અને પેટમાં વારંવાર જંતુઓ ઉત્પન્ન થઇને તે બહાર કાઢવા માટે, જંતુનાશક ઔષધ અને રેચક પદાર્થ આપવાં પડે છે. તેથી આંતરડાંઓનું નૈસર્ગિક ચૈતન્ય ઓછું થાય છે અને તેથી પાચનક્રિયા મંદ થવાનો પણ સંભવ છે.

## બાળકને આપવાનો ખોરાક.

નાનાં બાળકને જે અન્ન ખોરાકમાં આપવું, તે ભાત, જુવાર અગર બાજરીની ભાખરી, કદી કદી ઘઉંની રોટલી, તુવર-મગ-મસુર, ચણા વગેરેની દાળ, કઢોળ (શાક તરીકે બનાવેલી દાળ અગર

કરેલ કઠોળ ) વગેરે, તાજાં ફળ, ભાજી પાલો, દૂધ, દહીં, માખણ, ઘી, તે પૈકી કોઇ પણ બે ત્રણ પદાર્થ એક વખતે ર પ્રમાણ મુજબ આપવા. બાળક સાત આઠ વરસનું થયું તેને ભોંયશીંગ, નાળીયેર, બદામ, પસ્તાં, અખોડ ( વગેરે દિત પદાર્થ ), દ્રાક્ષ, અંજિર, કેરી, સંત્રાં, મીઠાં લીંબુ, સફ- અનેનાસ અને એ પ્રકારનાં અન્ય રસાળ તાજાં ફળો વારં- ખોરાકમાં આપવાં. બાળકોને સ્વભાવતઃ મીષ્ટ પદાર્થ અતિ રૂચી હોય છે, તેથી તેને મિઠાઇ બહુ થોડી . તેને ઠેકાણે ખજૂર, અંજિર, જરદાળુ અથવા એવાં યુક્ત ફળો તેને આપવાં. બજારમાં મળતી ખાંડની જે ખાસ કરીને મધ્યમ અને ગરીબ વર્ગનાં બાળકોને વારંવાર માં આવે છે, તે આરોગ્યની દૃષ્ટિએ તદ્દન ખરાબ અને રક છે. કદાચ મિઠાઇ આપવીજ હોય, તો કદી કદી ચોખ્ખી સાકર બજારમાંથી લાવીને તેના પદાર્થ ઘેર બનાવી બાળકોને માણમાં આપવા. યાત્રા અગર તહેવારના પ્રસંગે પણ બજારૂ બાળકોને આપવી નહિ. મોટા માણસો કરતાં આ બાબતમાં સંબંધી બહુ કાળજી રાખવાની જરૂર છે, કારણ કે ખરાબ ં અનિષ્ટ પરિણામ બાળકોની પ્રકૃતિ ઉપર વિશેષ થાય છે. ને પાવાનું પાણી પણ શુદ્ધ, તાજું અને સ્વચ્છ હોવું જોઇએ. માણે તેની ખાવા પીવાની બરદાસ્ત રાખ્યાથી, તે વિશેષ અને સશકત થાય છે, અને તેથી તેના મૃત્યુનું પ્રમાણ ઓછું થશે, એ નક્કિ છે.

## કેવાં કપડાં જોઈએ ?

માવાપિવા પ્રમાણે બાળકોનાં કપડાં તરફ લક્ષ આપવું જોઇએ. ટલાં ઋતુ યોગ્ય કપડાં તેને પહેરાવવાં પણ નકામાં વધારે હેરાવવાં નહિ. તેમજ તેનાં કપડાં તંગ જોઇએ નહિ—શરીર

માંહેની ઈંદ્રિયોના વ્યાપારને કપડાંથી અડચણ થાય તેવાં ઉપયોગનાં નહિ. બાળકનાં શૌચ વિધી સંબંધે વિશેષ કાળજી રાખવી ઘટે છે. તેને રોજ પ્રાતઃકાળે એક વખત શૌચ જવાની ટેવ પાડવી જોઇએ. ગમે ત્યારે અને ગમે તેટલી વખત શૌચ જાય તે શ્રેયસ્કર નહિ. તેમ થવાથી બાળકની પ્રકૃતિમાં કાંઈ પણ બગાડ થયેલો સમજીને તે માટે તાબડતોબ ઉપાય કરવા.

## રમત ગમત.

બાળકને ખુલ્લી હવામાં રમવા દેવાં; પરંતુ તેને ખરાબ અગર ઉંડા પાણીવાળાં સ્થળોમાં જવા દેવાં નહિ. તેની વય પ્રમાણે તેને જુદા જુદા વ્યાયામની રમતો રમવા દેવી. કારણ આ વયમાં તે રમત રમવાને અતિશય ઉત્સુક હોય છે.

## બાળક ઉપર દાબ.

નાનાં બાળકોને વારંવાર કઠોર શબ્દ બોલીને અથવા મારીને તેને ઉત્સાહ ભંગ કરવાં નહિ. તે સહેજસાજ તોફાન કરે તો તે તરફ દુર્લક્ષ કરવું. માત્ર તેને સારી રીતે ચાલવા માટે અને તેનું શીલ ઉત્કૃષ્ટ બને તે માટે પ્રસંગોપાત તેના પર દાબ દર્શાવવો શ્રેયસ્કર છે, પણ આ બાબતમાં દરેક મનુષ્યે વિવેક વિચારથી કામ લેવું જરૂરનું છે.

## આરોગ્ય અને શિક્ષણ.

સ્વચ્છતા અને આરોગ્યનું મહત્વ બાળકોનાં લક્ષમાં લાવી તેને અનુરૂપ વર્તન તેને શિખવવું. બાળક સાત આઠ વરસનું થતાં સુધી તેને નિશાળમાં નહિ મોકલવાં, અને તેના ઉપર અભ્યાસનો બોજો લાદવો નહિ. હોંશથી તે શીખે, તો રોજ એક કલાક ઘેર શીખવવું.

## બાળ સંગતિ.

બાળક એ સદા સહવાસ પ્રિય હોય છે, અને તેને સદા કોઇની પણ સંગતમાં રહેવું ગમે છે. માટેજ ચાર બાળકો એકત્ર

ત્નો સ્નેહ તાબડતોબ બંધાય છે. આપણાં બાળકને સદ્વર્તનવાળા
। સંગત થાય, એવું પ્રત્યેક માબાપને થાય છે; પણ તે
ાં જોઇએ તેટલી દક્ષતા કે કાળજી રાખવામાં આવતી હોય એમ
નથી.કુટેવોવાળાં બાળકો સાથે પોતાનાં બાળકની સોબત થયા પછી
હ તોડાવીને તેનું મન ખાટું કરવા કરતાં ક્યા બાળની સંગતમાં
બાળકને રાખવો, તેની ચુંટણી અગાઉથી જ કરી તે જ
ો સંગતીમાં તે રહે એવી યોજના બાળક ન જાણે તેમ
મે સારી છે. તેમ ન થયું તો પ્રારંભથી જ બાળકને સ્પષ્ટ
કરવો, તેમ કરતાં બાળક સમજી શકે એવી ભાષા યોજવી
તે મનોભંગ થશે નહિ. આ બાબત ઉપર આટલો બધો વિચાર
કારણ એ છે કે જે બાળકોને વારંવાર હડખડ ( અપમાન )
તેનું વારંવાર મનોભંગ કરવામાં આવે છે તેવા બાળકનો
ક વિકાસ થવો જોઇએ તેવો થતો નથી. તે વચમાંથીજ
છે, લજામણીના છોડનાં પાંદડાંને સ્પર્શ કરતાં તેની જે સ્થિતિ
। તેજ સ્થિતિ કંઇક અંશે બાળકોના મનની થાય
ાનો વિકાસ પૂર્ણ નહિં થવાથી તે દુર્બળ થાય છે, અને તેનું
ા શરીર ઉપર પણ થાય છે, તેથી તેનો વૃથા ઉત્સાહ ભંગ
ોભંગ કરવો નહિં. તેમજ તેને અતિ લાડમાં બગાડવો
કહેવત છે કે: Strictness is kindness ( કડકપણું એજ
પણું છે. ) તે ધ્યાનમાં લઇ માબાપે બાળક સાથે પોતાનું
ાખવું એટલે સર્વ બાબતમાં તે સારાં ચરિત્રનાં થવાનાં.

ાનગર. सौ. नर्मदाबाई द्विवेदी.



# ગર્ભિણી સ્ત્રીએ પાળવાના નિયમો.

[ મ્હારા સ્વામીના એક પત્રમાંથી ઉતારો. ]

ગર્ભવંતી સ્ત્રીએ જો સારાં, નીરોગી બાલકની માતા થવું હોય તો નીચે જણાવેલા નિયમો પાળવા. આ નિયમો ભગવાન ધન્વંતરીએ આપણા પ્રાચીન વૈદકના "સુશ્રુત" નામના ગ્રંથમાં આપેલા છે.

૧. નિત્ય આનંદ યુક્ત રહેવું. ૨. પવિત્ર રહેવું. ૩. શણગારેલ રહેવું. ૪. સફેદ વસ્ત્રો ધારણ કરવાં. ૫. શાંત કર્મોમાં તત્પર રહેવું. ૬. દેવતાઓના આરાધનમાં તત્પર રહેવું. ૯. મલીન અંગોવાળાં માણસોનો સ્પર્શ કરવો નહિ. ૧૦ જેઓનાં અંગો વિકારવાળાં હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૧. જેઓનાં અંગો ન્યૂન હોય તેઓનો સ્પર્શ કરવો નહિ. ૧૨ દુર્ગંધ લેવી નહિ. ૧૩. ખરાબ વસ્તુઓ જોવી નહિ. ૧૪. જેનાથી ઉદ્વેગ થાય તેવી વાતો કરવી નહિ. ૧૫. શુષ્ક અન્ન જમવું નહિ. ૧૬. પચપચી ગએલું અન્ન જમવું નહિ. ૧૭. બ્હાર રખડવા નીકળવું નહિ. ૧૮. ઉજ્જડ ઘરમાં જવું નહિ. ૧૯. બંધાવેલાં વૃક્ષો નીચે જવું નહિ. ૨૦. સ્મશાનમાં જવું નહિ. ૨૧. વૃક્ષના આશ્રયમાં રહેવું નહિ. ૨૨ ક્રોધ છોડી દેવો. ૨૩ ભય છોડી દેવો. ૨૪. કચરાનો તથા લોકોની ગીરદીનો સંસર્ગ કરવો નહિ. ૨૫. બોજો ઉપાડવો નહિ. ૨૬. બોલવાનો કે ઉંચા સ્વરથી ગાવાનો ત્યાગ કરવો. ૨૭. અત્યંત મહેનત કરવી નહિ. ૨૮. વિષય વૃત્તિનો ત્યાગ કરી મનને સંયમમાં રાખી, એ બાબતમાં પવિત્ર રહેવું, ૨૯. અપવાસ કરવા નહિ. ૩૦. દિવસે ઊંઘવું નહિ. ૩૧. રાત્રીએ જાગવું નહિ. ૩૨ શોક કરવો નહિ. ૩૩, શરીરનાં અંગો હચમચી જાય એવાં વાહન ઉપર બેસવું નહિ. ૩૪. અત્યંત લાંબી મુસાફરી કરવી નહિ. ૩૫. બ્હીક લાગે એવા પ્રસંગોથી દૂર રહેવું. ૩૬. ઊભડક બેસવું નહિ. ૩૭. ફસ ખોલાવવી નહિ, ૩૮. મલ અને મૂત્રાદિક વેગોને અટકાવી રાખવા નહિ. ૩૯. વારંવાર તૈલનો અભ્યંગ કરવો

૪૦. વારંવાર શરીરે લોટ આદી પાઉડરો ઘસવા નહિ. ૪૧. શ્રમીત થવા દેવું નહિ. ૪૨. રડવું નહિ. ૪૩. સુઇ રહેવાની પોચી, પ્હોળી, મનને ગમે તેવી, ૪૪ સ્વચ્છ અને પવિત્ર ૪૫. ભોજન પણ મનને ગમે તેવું લેવું. ત્હેમાં ખાસ કરીને સ્નીગ્ધ એટલે ઘી દૂધવાળું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર લેવું. આ નિયમો પાળવા મુશ્કેલ નથી. હાલમાં આપણા દેશની ઘણીજ અજ્ઞાન છે, અને તેથી ગર્ભિણી સ્ત્રીઓ અનિયમિત તભંગ થઇને ઘણી દુઃખી થઇ રીબાય છે. તેથી આશા છે કે બ્હેનો ઉપર લખેલા નિયમો ધ્યાનમાં રાખશે.

सौ. सवितागौरी शुकल.

# धावता बाळकने केम उछेरवुं ?

(મારા પતિના એક લેખ ઉપરથી)

૧. બચ્ચાંની માએ હમેશાં ગરમ ખીચડી, મગની દાળ, ચોખા, ખીર, કાંજી, રોટલી, કેરીનો રસ, તાજી, મોળી છાશ, ખીચડી બાજરીની ઘેંસ અથવા ઠીક પડે તે (પણ નરમ, ઉનો, સ્નેહ અને સ્વાદવાળો) ખોરાક આનંદથી લેવો જોઇએ અને તે ી લેવો જોઇએ. એથી ધાવણ ઘણું આવે છે.

૨. બચ્ચાંની માએ અજીર્ણ કદી થવા દેવું નહીં, છતાં કદી ઠવી નહીં, બચ્ચું ધાવતું હોય ત્યારે “ ગોત્રાટ ” જેવાં વ્રત એ બચ્ચાંને ભુખે મારી નાખવા બરોબર છે.

ુખો, સુકો, ટાઢો, વાસી કે સડેલો [ ઢોંકળાં વિગેરે ], બહુ ખારો, ખાટો કે ગરમ [ તીક્ષ્ણ મરચાં જેવો ] ખોરાક ખાવો એવા ખોરાકથી બચ્ચાંને ગરમીના રોગ લાગુ પડે છે.

૩. ક્રોધ કે શોકની લાગણીઓથી દૂર રહેવું અને એવી લાગણી ારે બચ્ચાંને ધવરાવવું નહિ. કારણ કે એ વખતે ધાવણ બળી

જાય છે અથવા તપેલું હોય છે તેથી કાંતો ધાવણ આવતું નથી કે બચ્ચાંને ઉલટી થાય છે, કદાચ એમાંનું એકે નુકશાન ન થાય, તોપણ બચ્ચાંનો સ્વભાવ એ જાતનો ખરાબ થાય છે.

૪. બચ્ચાંની માને દસ્ત સાફ આવે એવી ખાસ તજવીજ રાખવીજ રાખવી. દસ્તની કબજીઆતથી માને "હિસ્ટિરીઆ" [તાણ] અને પ્રદર થાય છે. તેમજ બચ્ચાંને આંચકી થાય છે. તથા ઘણું કરીને "સુકતાન" નો રોગ લાગુ પડે છે.

કબજીઆતવાળી સ્ત્રીએ રાત્રીએ ત્રીફળા તોલો ૦। ફાકીને ઉપર દુધ પીવું, અથવા કડુનું ચુર્ણ વાલ ૨ થી ૪ સાકર સાથે ફાકીને ઉપર દુધ પીવું, એ સારું છે.

**ધવરાવવાના નિયમો,—**

મનની સ્વસ્થતા સાથે બેસીને થોડીવાર રમાડી એકાદ હેતની બચ્ચી કરીને ઉંઘતું હોય તો જાગ્રત થવા દઇને પૂરાં હેત સાથે ધવરાવવું.

**બચ્ચાં ઉપરનું હેત એ ધાવણ વધારવાની મોટામાં મોટી દવા છે.**

રાતમાં બચ્ચું ઉંઘ્યા કરે અને ધાવ્યાં કરે એ ટેવ બહુ ખરાબ છે. બચ્ચાંને નીમેલે વખતે ધવરાવવું. કોઇવાર ધાવણ ન આવે તો ધાવણ નથી આવતું એમ ધારીને બહારનો બાટલીઓનો ખોરાક બને ત્યાં સુધી કદી ન આપવો. માનુંજ ધાવણ ધવરાવવું એટલે ધાવણ આવશે, અને માને ધાવણ નજ આવતું લાગે તો ધાવણ વધે એવા ઇલાજ લેવા.

જ્યારે બચ્ચાંને ધાવવાની જરૂર હોય છે ત્યારે માને બચ્ચાં ઉપર એક જાતનું વહાલ આવે છે. ધાવણ દોડતું હોય એવું જણાય છે. કોઈ કોઇવાર તો ધાવણની સેરોથી પહેરેલું કપડું ભીંજાઇ જાય છે. માથે પાણીનું બહેડું લઇને આવતી માં સહીઅરોથી જુદી પડી ઉતાવળી ઘેર આવે છે. આ બચ્ચાંને ધાવવાનો ખરો વખતછે, એમ જાણવું.

બચ્ચાંને ધાવણુની જરૂર નથી હોતી કે માંદુ સાજુ હોય છે
ગણુનો થાકલો પડી જાય છે, એટલે ધાવણુ આવતું નથી.
થાય ત્યારે યોગ્ય ઉપાય કરવા. ગમે તે કારણથી ધાવણુ ચઢી
ાય એટલે કે વધારે ભરાઇ ગયું હોય તો પહેલાં કોઇ મોટાં
ધવરાવવું અથવા ધાવણુ ખેંચવાનો પંપ [ બ્રેસ્ટ રીલીવર ]
તેથી ધાવણુ કાઢી નાંખવું અને તે પછી બચ્ચાંને ધવરાવવું.
હમેશાં ધવરાવતી વખતે પહેલાં છાતીને જરા ગરમ પાણીએ
ંખવી. પછી થોડું દુધ હાથથી કાઢી નાખવું અને બીટડી
ાયા પછી બચ્ચાંને ધાવવા આપવી.

બચ્ચું હંમેશાં જે ભાગ ધાવે છે તેની સામી બાજુ હાથમાં
 છે. બચ્ચાંઓની આ ટેવ પોતાને માટે તાજો ખોરાક તૈયાર
બહુ જ જરૂરની છે.

બચ્ચાંનાં મોઢાં ઉપર છેડો ઢાંક્યો હોય તોપણુ તે પોતાનું મોંઢું
કરે છે અને માના ચહેરા સામું જોઇ હસે છે. આના બે
. ૧. ધાવતી વખતે તેનો શ્વાસ મુંઝાય છે અને બીજું એવી
ાની સામું જોઇ ને હસવાથી માનું તેના ઉપર હેત વધે છે
થી ધાવણુ વધારે મળે છે.

ઉપરની સુચનાઓ તરફ ધ્યાન રાખી, પછી "**શતાવરી**"
ક કરવી, એટલે માને ધાવણુની ખોટ કોઇ દિવસ જણાશે નહિ.
'**શતાવરી**" બજારમાં ગાંધીને ત્યાં મળે છે તે જરા ખોખરી
વાપરવી.

**વાની રીતઃ—**

શતાવરી તોલો ૦ાા, પાણી શેર ૦।, દુધ શેર ૦ાા, આ બધું
કરીને ચુલે મુકી ગરમ કરતાં પાણી બળી જાય એટલે ઉતારી
ાળી તેમાં સાકર નાંખી, તે પી જવું. ધાવણુ વધારનારી આથી
ઉત્તમ દવા એક પણુ નથી.

**श्वर. सौ. जया कुसुम.**

# वेदमां स्त्रीनुं स्थान.*

१.

(१) इडेरन्ते हव्ये काम्ये चन्द्रे ज्योतेऽदिते
सरस्वति महि विश्रुति ।
सताते ऽघ्न्ये नामानिदेवेभ्यो यासुकृतं ब्रूतात् ॥

(२) आजिघ्रकलशम्मह्यात्वा विशन्तु इन्दवः ।
पुनरुर्जा निवर्तस्वसानः सह
अन्धुक्ष्वोरुधारापयस्वती ॥
पुवर्मा विशताद्रयिः । यजु० अध्य. ८ मं ८१–८०

(૧.) સ્ત્રી "ઇંડા" કહેતાં પૂજ્ય છે; સ્ત્રી તે છે કે જ્હેને સન્માન ઘટે છે. તે ખરેખર ગૃહસ્થાશ્રમનો ઉલ્લાસજ છે. હમેશાં મધુર વચની અને આનંદી, સાન્ત્વન આપનારી અને ચન્દ્રમા જેવી શાન્ત પ્રકૃતિવાળી, તે ઘરના પ્રકાશરૂપ છે. ત્હેના આંતર્ સ્વભાવની કોઇ પણ રીતે અવગણના કરવી જોઇતી નથી. તે વાણીની, આપણા પવિત્ર ઘરબારની (मह्रि) વાસ્તવિક દેવી, બુદ્ધિ પ્રભાવશાલિની, વેદમાં નિપુણ, રે! અનાશવંત–ગાયના જેવી નમ્ર અને પોષણ કરનારી છે. અહો! દેવી! આ ત્હારાં જુદાં જુદાં નામો છે? તું મ્હને માયાળુ શબ્દો કહે અને સદાચરણી કાર્યોનો ઉપદેશ કર, કે જેથી હું હૃદય અને મન ઉભયના ઉત્તમ ગુણોને પ્રાપ્ત થાઉં.!

(૨) હે દેવી! તું ખરેખર મહાન્ છે. તું હમારી પૂજાનું પાત્ર છે. આવ અને મ્હારા ગૃહરાજ્યની રાણી થા કે જ્યાં ત્હારે

* વેદમાં સ્ત્રીઓનું ઉચ્ચ સ્થાન છે. એ દર્શાવવા માટે આ લેખમાં વેદમંત્રો અર્થ સહિત પ્રકટ કરવા ઉચિત ધાર્યું છે, અને કેટલોક ભાગ કાઢી નાંખી ઉપયોગી લખાણો જ અત્રે પ્રકટ કર્યા છે. ડા. રા. મ્હેતા.

મધુર સંતોષ પામું. અનેક પ્રકારની સમૃદ્ધિ-નવનિધિ-મ્હને
ાઓ અને એ ગૃહરાજ્યની ગાદી પર બેસીને મ્હારા દુઃખોનું
વન કર. તું હમને હજારગણું બળ આપ. હે અનેક પ્રકારના
અને શિક્ષાને ગ્રહણ કરનારી-જાણનારી! હે પુષ્કળ દુધ
ીજી આશીષોથી ભરેલી દેવી! ત્હારી મારફત મ્હને ભૌતિક
આધ્યાત્મિક આબાદી પ્રાપ્ત થાઓ.

૩

ીચે હું સ્ત્રીના ગુણો અને ફરજોનું વર્ણન આપતા યજુર્વેદના
ચુંટી કાઢેલા મંત્રો ટાંકી દેખાડું છું. પ્રિય વાંચક! સ્ત્રીની
નું નિમ્ન લિખિત શબ્દોમાં ગાન કરવાનું વચન આપવા ત્હેમાં
માવવામાં આવ્યું છે:—

**१) ओं सरस्वति प्रेदमवं सुभगे वाजानीवति ।**
**यान्त्वा विश्वस्य भूतस्य प्रजामासस्याग्रतः ॥**
**यस्यां भूतऽसमभवद्यस्यां विश्वमिदं जगत् ।**
**तामद्य गाथां गास्यामि या स्त्रीणायुत्तमं यशः ॥**

'હે વિદ્યાદેવી! સમૃદ્ધિ અને બળ આપવાવાળી! જેણે
ાણી ગ્રહણ કર્યું છે ત્હેનું તું રક્ષણ કર. તું આ વિશ્વનું પ્રથમ
ત્હારાથીજ મનુષ્ય જાતની ઉત્પતિ છે. આખી સૃષ્ટિ ત્હારા-
સમાયેલી છે. હું ત્હારા ઉમદા ગુણોની કીર્તિનું હમેશાં
ીશ."

**२) कन्या उतत्वया वयं धारा उदन्य इवाति गाहे**
**द्विषः ।**

'હે તેજસ્વી કન્યા! ત્હારી સહાયથી હું જેમ પાણીનો ઝરો
આગળ બધો મેલ ઘસડી જાય છે ત્યમ શત્રુદળને હું મ્હારી
ઘસડી લઇ જાઉં."

**३) अहं निष्वामिमयि रुपमस्या वेददित् पश्यन्**
**कुलायनस्ते ममधि मनसोद्दमुच्ये स्वयं श्रन्धानो**
**य पाशान् ।**

"હું મ્હારા કુટુંબનું કલ્યાણ ઇચ્છતો હોવાથી જ ત્હારા આનંદી ચ્હેરાની પ્રાપ્તિ અને ત્હેમાં આનંદ પામવા ઇચ્છું છું, તું સદાચરણી કાર્યો કર, હું કદી પણ મ્હારા મનમાં કોઈ ખરાબ વિચાર અગર યુક્તિ આવવા દઇશ નહિ, નહિ કે હું ત્હારાથી વેગળો રહીને એક લોજ કંઇ ચીજનો ઉપભોગ કરીશ, આ પ્રકારે ત્હારી સાથે સંબંધમાં રહીને અસુરના બંધનોને છિન્ન ભિન્ન કરી નાંખીશ--"

**(૪) ओं अमोऽहमस्मि सात्वं सात्वमासि, अमेऽहम सायूब्रंहमस्मि ऋतवं द्यौ रहं पृथिवी त्वं तावेव विवाहा वेह सहरेता दंधा वेह प्रजाय प्रजां प्रजनया वहै पुत्रान विन्दावहै वह्वन् ते सक्तु जरदष्टय: संप्रयौ रोचिष्णू सुमणस्य मानौ पश्येम शरद् शतम् ।**

"વાસ્તવિક રીતે ગૃહ રૂપી યજ્ઞમાં હું પ્રાણ રૂપ છું જ્યારે તું વાંણી રૂપ છે (પ્રાણ અને વાણી બે મળીને યજ્ઞ પુરો થાય છે) એટલે કે તું વાણીની જગ્યા સાચવે છે, જ્યારે હું પ્રાણની જગ્યા સાચવું છું. હું સામવેદ રૂપ છું જ્યારે તું ઋગ્વેદ સમાન છે. હું જ્યારે શ્લોક રૂપ છું, (કે જે પ્રકાશના કિરણો અને વરસાદ મોકલે છે) જ્યારે તું પૃથિવી રૂપ છે કે જે ત્હેને ગ્રહણ કરે છે. સારાંશ કે હું બીજ વાવનાર અને તું તે કે જેમાં બીજ પોતાનું મૂળ પેસાડે છે અને પુષ્ટીને પામે છે. આપણો ઉભયનો સંબંધ થાય અને પરસ્પરના ગુણો ગ્રહણ કરીએ, પ્રજોત્પત્તિ કરીએ, અને વૃદ્ધાવસ્થા સુધી જીવે એવા પુત્રોને જન્મ આપીએ. આ પ્રમાણે એકમેક સંતુષ્ટ રહીને, દૃઢ મગજવાળા, આંખ અને કાન સલામત એવા સો વર્ષ સુધી જીવી શકીએ."

**(૯) पत्नि त्वमसि धर्मस्याहं गृहपति तव यमेममस्तु योष्यामह्यं त्वादाद् बृहस्पतिः।**

"પવિત્ર કાયદા પ્રમાણે તું મ્હારી પત્નિ અને હું ત્હારો પતિ છું. તું મ્હારી આરાધનાનું પાત્ર છું. આ સૃષ્ટિના સરજનહાર

ારથી તું મ્હને બક્ષીસમાં મળેલી છે. ત્હારા પતિ તરીકે મ્હારી ાથે તું સો વરસ જીવ અને છોકરાંને જન્મ આપ."

૫.

હવે હું સ્ત્રીના ગુણો અને ફરજો વર્ણવે છે એવા મંત્રો આપું ું. સતપથ બ્રાહ્મણમાં માનસિક સંબંધને वाजपेय यज्ञના નામથી ાર્ણવ્યો છે.

(१) शर्मचस्थो वर्मचस्थोऽछिद्रे बहुल उभे व्यचस्वती ंवसाथाभृतमग्नि पुरीष्यम् । अजु० अध्य० ११ मं० १३ ।

"હે પરિણિત યુગલ! ત્હમે એકમેકની શાંતિ છો. ત્હમે પર-પર રક્ષણ કરનારી ઢાલ છો; બગાડ રહિત, બહોળી સમૃદ્ધિવાળું મા ઘર ત્હેમાં રહો અને તંદુરસ્તી અને દ્રવ્ય આપનારા હોમાગ્નિનો કેમાં અભિષેક કરો!"

(२) लोकं पृणछिद्रं पृस्य अथोसीद ध्रुवात्वं इन्द्राग्नि वा बृहस्पति रस्मिन या नावसीषदन ।

"હે પ્રતાપી નવોઢા (કન્યા)! કુટુંબને સુધાર અને શુદ્ધ ર, ત્હેની ખામીઓ દુર કર અને પછી આ ઘરમાં ત્હારી સત્તા માવ. વેદોનો અને સૃષ્ટિનો સ્વામી પરણેલા યુગલને ઇન્દ્ર અને ગ્નિની માફક (ગૃહરાજ્ય પર) અભિષેક કરો!"

(३) समितंऽसंकल्पे थां संप्रयौ शेचिष्णु सुमनस्यमा- नौ इषं भूर्जयभिसंवसापौ । यजु० अध्य० १२ मं. ५७

"પરસ્પર ચહાતાં અને એકમેકને આલ્હાદ આપતાં, તંદુર-તી અને સમૃદ્ધિ પ્રાપ્ત કરતાં, આનંદમાં રહી એકમેકની સલાહપર ાધાર રાખો."

(४) मातेव पुत्रं पृथिवी पुरीष्यमग्निः स्वेयोनावभा- रवातां विश्वैः देवैर्ऋतुभिः सावदानेःप्रजापति विश्वकर्म्मा वेमुञ्चतु । यजु० अध्य० १२ मं० ६७

" મનુષ્યનો ઇશ્વર અને સરજનહાર હમેશાં ત્હેને (માતાને) દુઃખમાંથી મુક્ત કરો-ત્હેને કે જે સઘળી વનસ્પતિના બીજને ફણગો ફુટીને ઉગી નીકળે ત્યાં સુધી પોતાના ખોળામાં રાખનાર પૃથિવી માતાની માફક પુત્ર રૂપી બીજને વૃદ્ધિ પામવા માટે પોતાના ઉદરમાં રાખે છે. "

(૯) विमुच्यध्व सेघ्नया देवया नागन्मतमसस्पारमस्य ज्योतिरयाम । यजु० १२ मं० ७३.

" હે મનુષ્યો ! ગાય તેમજ સ્ત્રીઓની શોધ કર. કારણ કે તે સ્વર્ગીય શાંતિ ( देवमाना ) નું મૂળ છે અને તે દ્વારા અશાંતિ અને રોગોથી મુક્ત થાઓ. આ લોકમાં પ્રસરેલા મૃત્યુ અને અંધકારની બહાર નીકળો અને અખંડ પ્રકાશ અને જીવન પ્રાપ્ત કરો. "

અહિં अघ्न्या ને સ્વર્ગે લઇ જનારી કહેવામાં આવી છે; ખરેખર, પત્નિ પોતાના પતિનું રોગ અને અધઃપાતથી અનેક પ્રકારે રક્ષણ કરે છે. જેમ ગાય આપણને દુધ અને માખણ આપીને આપણું રક્ષણ કરે છે, તેમ સ્ત્રી પણ બાળકોને-કે જે પુનઃ પ્રજોત્પત્તિ કરે છે-જન્મ આપીને આપણું રક્ષણ કરે છે. ગાય વિના યજ્ઞમાં ચાલી શકતુંજ નથી એમ મનાય છે. પરિણામે ગાય અને પૃથિવીનાં બધાં કારણો સ્ત્રીમાં હોય છે. વેદો अघ्न्या શબ્દ તેમજ गा શબ્દ સ્ત્રીને છુટથી લગાડે છે. આ પ્રમાણે વેદવાણી બન્નેમાં સરખાપણું અને ત્હેમના સામાન્ય ગુણોનું વર્ણન કરે છે.

ગણદેવી. सौ. सुरजब्हेन रंगिलदास कापडीया.



# पति प्रति प्रेम याचना.

( લેખક: સૌ. કાન્તા-અમદાવાદ. )

ભલે ! વ્હાલા મ્હારા દુઃખ અધીક છે તેથીજ પડે,
ભલે વૈરી મ્હારી તન મન તણી શાન્તિય હરે !
ભલે નીંદે લોકો, ગણુંજ નહિ એ, ફોક બધું એ;
ભલે શ્વાનો ઝાઝાં, ગજ કદી નહિ તે દીલ ધરે.
સખે ! વ્હાતાં સ્હેવું દુઃખ અધિક દાવાનલ થકી,
ભુલું સર્વે જોતાં પ્રિય મુખ મધુરૂં મધુ થકી.
તમે વ્હાલા મ્હારા ! ચરણરજ દારા તમ તણી,
તમે શાન્તિ દાતા, હૃદય મમના જીવનમણી.
તમે દેવોથી આ ઉરપતિ ! વધુ છો મુજ હૃદે,
પૂજું સ્નેહે વ્હાલા ! ચરણરજ બીજું નવ ગમે.
પ્રીતિ શાન્તિ આપો, હૃદય મહીં સ્થાપો પ્રિય ગણી,
સખા ! આજ્ઞાકારી ચરણરજ દાસી તમ તણી.
સ્મરૂં સ્નેહે વ્હાલા ! મધુર મુખ ત્હારૂં સ્મિત ભર્યું,
સુનીતિ રીતીએ પરમ પ્રિય મ્હારૂં મન હર્યું.
તમારી શાન્તિમાં મુજ હૃદય આ શાન્ત બનશે,
સદા, દુઃખે દુઃખી, જિગર દીન દાસી તણું થશે.
તમે રાજી, વ્હાલા ! ચરણરજ દારા ખુશ ખરે,
વિના વ્હાલા બીજું હૃદય દુઃખ તે કોણ જ હરે ?
ક્ષમા દોષોની દો, દીન ગણી દયા, પ્રીતમ ! કરો,
ઘણા દોષો હોયે, તદપિ પ્રિય ! સૌ વીસરી જશો.
નથી ઇચ્છા કાંઇ, અધીક સુખ બીજું નવ ગણું,
તમારી પ્રીતિનું, સ્મરણ કરતી તન્મય બનું.
સદા યાચું, વ્હાલા ! નિશદિન દયાળુ પ્રભુ કને,
પરાભક્તિ-પ્રીતિ, પ્રિય ચરણમાં આપ જ મ્હને.
સદા વ્હાલા ! માગું અચળ દૃઢ શ્રદ્ધા તમ પદે,
અને પ્રાર્થું નિત્યે-કદિ દૃઢ પ્રતિજ્ઞા નવ ફરે.